# [illegible]कुलाभास.

अथवा

# चित्रकार ब्राम्हणोनो इतिहास.

( मूल मराठी ग्रंथनो गुजराती अनुवाद )

प्रथम द्वितीय संग्रह

आ ग्रंथ

सर्वमान्य आचार्यश्री

## कै० ब्रह्मश्री पंडित नारायण रावजी शास्त्री क्षीरसागर

एमणे

घणा श्रमथी तैयार कर्यो

ते

## बाळशास्त्री रावजीशास्त्री क्षीरसागर.

एमणे

विशेष सुधारो करी घणा नवा विषयो उमेरी बधा विषयोना लेखको
साथ अने अनुक्रमणिका चित्रो विगेर जोडी सविस्तर बनाव्यो. ते
पुना पेठ गणेश घर नं. ३१९ अहिल्या बोलाना "कालिका प्रसाद" छापखानामां
छापी प्रसिद्ध कर्यो.

सविस्तर सुधारेली गुजराथी प्रथमावृत्ती १००० प्रतो



ता० ३० जून सन १९२६

किंमत २॥ रु.



ब्रह्मश्री बाळाशास्त्री क्षीरसागर.

लोकसंग्रह छापखाना. ]

# विश्वब्रह्मकुलोत्साहमां आवेला विषयोनी अनुक्रमणिका.

## प्रथम संग्रह–श्रुतिस्मृतिपुराणांतर्गत वाक्यो.


अ. विषय पृष्ठ.

મંગલાચરણપૂર્વક વિદ્વદભ્યર્થના

૧ શાસ્ત્ર ધારાગનાર જાત ઠરી શકતી નથી ૧

૨ વિશ્વકર્મા પરમાત્મા તથા જગદીશ્વર છે ૩

૩ વિશ્વકર્માના અવતાર વિષે ૫

૪ ત્વષ્ટા, બ્રહ્મણસ્પતિ, ઈત્યાદિ નામ વિશ્વ- ૬

૫ વિશ્વકર્મા પાસના કરનારને બ્રહ્મસ્વરૂપ પ્રાપ્ત થાય છે એ વિષે ૮

૬ વિશ્વકર્મવંશજ વિશ્વબ્રાહ્મણ શિલ્પી અગ્રપૂજાનું અધિકારી છે ૯

૭ વિશ્વબ્રાહ્મણ શિલ્પી પુજાનો પ્રકાર ૧૩

૮ વાસ્તુ વિશ્વબ્રાહ્મણ શિલ્પી પૂજનપૂર્વક કરવામા આવે તો સર્વ ફલપ્રાપ્તી થાય છે ૧૪

૯ પંચાલ આ નામ બ્રાહ્મણજાતિ બોધક ૧૧

૧૦ દેવશિલ્પ એ શૂદ્રવૃત્તિ નથી એ વિષે ,,

૧૧ શિલ્પને વેદ એવી સંજ્ઞા છે ૧૬

૧૨ યજ્ઞયાગાદિ ક્રિયા વિશ્વકર્માજ ઉત્પન્ન ૧૭

૧૩ શિલ્પકર્મ કૌશલ્યનું મહત્વ ૧૮

૧૪ યજ્ઞની સામગ્રીપ્રમાણે શિલ્પસામગ્રી ૨૦

૧૫ શિલ્પકર્મ અને યજ્ઞકર્મ એકરૂપજ છે ૨૧

૧૬ યજ્ઞપ્રમાણે શિલ્પથી સ્વર્ગાદિ સુખ० ૨૩

૧૭ દેવાલયો, વાપી, મઠ, ઈત્યાદિ પવિત્ર. ૨૪

૧૮ સુવર્ણરત્નાલંકાર શિલ્પફલ વર્ણન ૨૬

૧૯ નવરત્નાદિ મુદ્રિકા ધારણ ફલ ૨૮

૨૦ સુવર્ણાલંકાર આયુષ્યવૃદ્ધિકારક છે ,,

૨૧ વિશ્વબ્રાહ્મણો વૈદિક મંત્રો બોલીને સુવર્ણાદિ અલંકાર ધારણ કરાવવા ૨૯

૨૨ સુવર્ણ મૂર્તિ શિલ્પવર્ણન ૩૧

૨૩ વિશ્વબ્રાહ્મણે મૂર્તિ કરવાનું વેદોક્ત. ,,

૨૪ વિશ્વબ્રાહ્મણોએ વેદોક્ત સમંત્રક શિલ્પ કરવાનો વિધિ ૩૨

૨૫ પંચાલશિલ્પીને દેવજ્ઞ સંજ્ઞા હોવાનું ૩૪

૨૬ દેવપ્રતિમાદિ શિલ્પકર્તાને વૈકુંઠ લોક ૩૫

૨૭ શિલ્પકર્માથી પરબ્રહ્મપ્રાપ્તી સંબાધી ૩૬

૨૮ વિશ્વકર્મા અને તેના પુત્રની પૂજા દેવ ૩૭

૨૯ વિશ્વકર્મા પૂજનથી લક્ષ્મી પ્રાપ્ત થાયછે ,,

૩૦ વિશ્વકર્મા પૂજા વિધી ,,

૩૧ પંચાલ બ્રાહ્મણ શિલ્પી અને શૂદ્ર શિલ્પિના ભિન્ન ધર્મનું વર્ણન ૩૮

૩૨ વિશ્વબ્રાહ્મણશિલ્પી અને શૂદ્ર શિલ્પિના શિલ્પકર્મના ભેદ વિષે ૩૯

૩૩ વિશ્વબ્રાહ્મણશિલ્પીની સામ્પ્રત સ્થિતી ૪૧

૩૪ વ્રાત્ય થએલા કેટલાક દેશના પંચાલ. ૪૨

૩૫ અત્યારે શિલ્પવિદ્યા શૂદ્રોમાં જવાથી. ૪૩

૩૬ સર્વ લોકોને વિશ્વબ્રાહ્મણશિલ્પી પૂ० ૪૫

૩૭ બીજા આર્ષેય બ્રાહ્મણોને પણ વિશ્વ० ૪૬

૩૮ યુગયુગના બ્રાહ્મણ પૂજ્યજ છે ૪૭

૩૯ કરોડ બ્રાહ્મણના જેટલો એક વિશ્વ० ૪૯

૪૦ વિશ્વબ્રાહ્મણશિલ્પીના શરીરમાં દેવતાઓ નિવાસ કરે છે ,,

૪૧ શિલ્પકર્મ કરનારા બ્રહ્મર્ષિ છે ૫૦

૪૨ વિશ્વબ્રાહ્મણશિલ્પી યજ્ઞમાં પુરોહિત ૫૧

૪૩ વિશ્વકર્મેશ્વર લિંગોત્પત્તિ કથા અને વિશ્વકર્મ બ્રાહ્મણકુલોત્પન્ન છે ,

૪૪ ત્વષ્ટા પ્રજાપતિ એ ઉચ્ચ પ્રતિનો० ૫૪

૪૫ દેવપુરોહિત વિશ્વરૂપ એ વિશ્વકર્મા० ૫૫

૪૬ ત્વષ્ટા વિશ્વકર્મા એ મહાકુલોત્પન્ન છે ..

૪૭ ત્વષ્ટા વિશ્વકર્મા એ પ્રજાપતિ છે ૫૬

૪૮ ત્વષ્ટા વિશ્વકર્મા અને તેનો સંતતી સોમયજ્ઞ કરણારી હતી ૫૬

૪૯ વૃત્રાસુરવધ કથા અને વજ્ર નિર્માણ ૫૭

૫૦ વિશ્વકર્મા દેવયજ્ઞિય પવિત્ર શિલ્પ० ૬૦

૫૧ વિશ્વકર્માને બ્રાહ્મણ અને યજ્ઞિય શિલ્પને બ્રહ્મકર્મ કહ્યું છે ,,

૫૨ વિશ્વકર્માએ સર્વ દેવોના તેજ હરણ કરનારો છે ૬૧

૫૩ શ્રીસૂર્યનારાયણ એ વિશ્વકર્માનો० ૬૨

૫૪ વિશ્વકર્મા દેવોના આચાર્ય છે ૬૩

૫૫ વિશ્વકર્માનો પુત્ર જે વિશ્વરૂપ તે० ૬૪


## द्वितीय संग्रह–रथकाराधिकरण प्रकरण.


૧ વિશ્વબ્રાહ્મણોનો અમરકોશમાં બ્રહ્મ. ૧

૨ બૃહસ્પતિ શિલ્પકાર હતો એ વિષે .

૩ બૃહસ્પતિસવયજ્ઞ અને વાજપેયયજ્ઞનું ૨

૪ બૃહસ્પતિસવયજ્ઞ અથવા વાજપેયયજ્ઞ એ રથકર્મા વિષયકજ છે ,,

૫ બૃહસ્પતિએ વાજપેયયજ્ઞ કરવાનું કારણ ૩

૬ વેદોક્ત મંત્રથી રથ તૈયાર કરવાની કૃતિ ૪

૭ વાજપેયયજ્ઞ અને અશ્વમેધયજ્ઞ શિલ્પ-વેદાનુબંધીજ છે ૫

૮ રથપતિ આ નામ વિશ્વકર્માને અને બૃહસ્પતિને એક વાકયતાથી છે ,,

૯ વાજ ( ઋભુ ) રથશિલ્પના કર્તા હોવાથી ૬

| अ. | विषय. | पृष्ठ |
|---|---|---|
| ૧૦ | વાજપેયયજ્ઞના તૃતીયસવનમાં ઋભુદેવતાનું પ્રાધાન્યત્વ | ૬ |
| ૧૧ | વાજપેયયજ્ઞમાં સોમહવિષ્ય હોવાથી ત્વષ્ટા પણ વાજપેયયજ્ઞ કરતા છે. | ,, |
| ૧૨ | વાજપેયયજ્ઞમાના રથવિષયક મંત્ર અને તના પ્રતીક | ૭ |
| ૧૩ | રથકાર બ્રાહ્મણોને વાજપેયાદિ યજ્ઞમંડપના ઉત્તરદ્વારે આચાર્યત્વ છે | ,, |
| ૧૪ | વાગીશ્વરી યજ્ઞકુંડની ઉત્પત્તિ | ૮ |
| ૧૫ | વાગીશ્વરીકુંડ અને આગ્નેયેષ્ટિકુંડનું એકવાકયાર્થ વર્ણન | ૧૦ |
| ૧૬ | વિશ્વકર્મસંતતિને આંગિરસત્વ અને આગ્નેય સંજ્ઞા છે | ,, |
| ૧૭ | આંગિરસકુલોત્પન્ન અંગારક બ્રાહ્મણછે | ૧૧ |
| ૧૮ | અલંકાર રથશસ્ત્રાદિ શિલ્પકર્મો સર્વ દેવઋષિ કરતા હતા | ૧૩ |
| ૧૯ | આંગિરસ વિશ્વકર્મસંતતીય રથકારોને બ્રાહ્મણત્વ હોઈ દેવરથાયુધ કર્તૃત્વ છે | ૧૪ |
| ૨૦ | વિશ્વબ્રાહ્મણોને ચરુપ્રાશન અને સ્વાહાસ્વધાકારોચ્ચારનો અધિકાર છે | ૧૫ |
| ૨૧ | વિશ્વબ્રાહ્મણોની અગ્રપૂજા હોઇ તેમને બ્રાહ્મણ બોધક વિશેષણ છે | ૧૬ |
| ૨૨ | વૈદિક શિલ્પમાં દેવતાઓનું વાસ્તવ્ય હોઇ રથ એક દેવ સ્વરૂપ છે | ૧૭ |
| ૨૩ | રથોત્સાહમાં દેવમૂર્તિ લઇને રથમાં બેસવાનો અધિકાર વિશ્વબ્રાહ્મણોનેજ | ૧૯ |
| ૨૪ | રથકારબ્રાહ્મણની ગણના દેવગણમાં છે | ,, |
| ૨૫ | રથકારબ્રાહ્મણોનાં આધાનવિષે વિશેષ વિધાનનું વર્ણન | ૨૦ |
| ૨૬ | માધવીય ભાષ્યમાંની ભ્રાન્તિરૂપ વ્યાખ્યાનું સપ્રમાણ નિરસન | ૨૨ |
| ૨૭ | મીમાંસકોના અનુમાનમતનું નિરાકરણ | ૨૩ |
| ૨૮ | શ્રુતિસ્મૃત્યાદિ વાકયોના બલાબલ વિષે | ૨૪ |
| ૨૯ | વેદાર્થને વ્યાકુળના આણનારા ભિન્નભિન્ન ઋષિમાનો વિષે વર્ણન | ૨૫ |
| ૩૦ | માધવીય ભાષ્ય વિષે પ્રો. વેબરનો મત | ૨૬ |
| ૩૧ | મીમાંસા કહતાં સૂત્ર ગ્રંથ એ શ્રુતિપ્રમાણજ બલિષ્ઠ છે | ૨૭ |
| ૩૨ | યાજ્ઞવલ્કયસ્મૃતિ વાકયનો આધાનપ્રકરણનો સાથે કશી સંબંધ નથી | ૨૮ |
| ૩૩ | આપસ્તંબ સૂત્ર, યાજ્ઞવલ્કય સ્મૃતિ અ૦ | ,, |
| ૩૪ | નિષાદ સ્થપતિનાં ગ્રાહ્યચર્ય ઉપરથી થ | ૩૦ |
| ૩૫ | રથકાર આર્ય બ્રાહ્મણ છે અને નિષાદ૦ | ૩૧ |
| ૩૬ | રથકાર મહાશ્રેષ્ઠ કુલોત્પન્ન બ્રાહ્મણ છે | ૩૨ |
| ૩૭ | રથકારબ્રાહ્મણો પર અવકીર્ણિસમાન દો. | ૩૩ |
| ૩૮ | રથકારોનું આધાન બ્રાહ્મણવિશેષત્વ બો. | ૩૪ |
| ૩૯ | રથકારબ્રાહ્મણને બ્રાહ્મણત્વ બોધક ઋષિ | ૩૫ |
| ૪૦ | રથકાર શબ્દની શકિત બ્રાહ્મણવર્ણન | ૩૭ |
| ૪૧ | રથકારબ્રાહ્મણસંબંધે વ્યાકરણઉપરથી | ,, |
| ૪૨ | રથકારબ્રાહ્મણવિષે ઉપમા નથી થનારી | ૩૮ |
| ૪૩ | રથકારબ્રાહ્મણબોધક કોશવાકયો | ૩૯ |
| ૪૪ | આપ્તવાકય, વાકયવિશેષ, વિવરણપ્રસિ. | ,, |
| ૪૫ | કર્ક અને દેવયાજ્ઞિક આબેભાષ્યઉપરથી | ૪૦ |
| ૪૬ | કર્ક અને દેવયાજ્ઞિકની વ્યાખ્યાસંબંધી | ૪૧ |
| ૪૭ | ત્રૈવર્ણિકોને શિલ્પોપજીવન નિષિદ્ધ ન. | ૪૨ |
| ૪૮ | રથકારબ્રાહ્મણોને વિષે રુઢિ શકિત છે | ૪૪ |
| ૪૯ | રથકારબ્રાહ્મણ અને પંચાલ બ્રાહ્મણનું | ,, |
| ૫૦ | સાધન્વન ઋભુસંબંધે શંકા લેનારા | ૪૫ |
| ૫૧ | ઋભુને બ્રાહ્મણત્વ હોઇ રથકારત્વ છે | ૪૮ |
| ૫૨ | ઋભુદેવ અને તમના પૂર્વજ બ્રહ્મર્ષિ | ૪૯ |
| ૫૩ | રથકાર દેવતાના સૂકતો બ્રાહ્મણજાતિ | ૫૦ |
| ૫૪ | રથકારબ્રાહ્મણને વર્ષાઋતુ આધાનકાલ | ૫૦ |
| ૫૫ | વર્ષાઋતુમા કરેલું હવન ઋભુને પ્રિય | ૫૨ |
| ૫૬ | રથકારબ્રાહ્મણોના ઘરમાં હોમ કરવાનું | ૫૪ |
| ૫૭ | ઋભુદેવતા વિશ્વકર્મકુલોત્પન્ન છે એ વિષે | ,, |
| ૫૮ | રથકારબ્રાહ્મણવિષે વ્યવહારઉપરથી થ. | ૫૫ |
| ૫૯ | સુવર્ણસ્તેયના વૃથા દોષાભાસનું શંકા | ૫૮ |
| ૬૦ | ધર્મસિંધ્વાદિ અર્વાચીન નિબંધોઉપ૦ | ૫૯ |
| ૬૧ | વિશ્વકર્માની અનેક વિભૂતિઓઉપર૦ | ૬૦ |
| ૬૨ | વિશ્વકર્મા એ સૃષ્ટિ કેવી રીતે નિર્મા. | ૬૨ |
| ૬૩ | વિશ્વકર્મા એ પરશિવ મહાન ઋષિ છે | ૬૪ |
| ૬૪ | વિશ્વકર્મસ્વરૂપનુ વિશેષ વર્ણન | ,, |
| ૬૫ | વિશ્વકર્માના મુખમાંથી થએલા પાંચ | ૬૫ |
| ૬૬ | સાનગાદિ પંચબ્રહ્મર્ષિનું તથા તેમણે | ૬૭ |
| ૬૭ | પંચવિશ્વકર્મપુત્ર મનુમયાદિ દેવતા. | ૭૦ |
| ૬૮ | પંચ વિશ્વબ્રહ્મઋષિનઃ વૃત્તિકર્મો | ૭૧ |
| ૬૯ | વિશ્વકર્મસંતતીય બ્રાહ્મણોનો અધિ. | ૭૨ |
| ૭૦ | તપઃકર્મથી થએલા આર્ષેય બ્રાહ્મણો૦ | ૭૩ |
| ૭૧ | સપ્તઋષિ એ વિરાટ વિશ્વકર્માની ઇં૦ | ૭૫ |
| ૭૨ | વિશ્વકર્મસંતતિ એ પોતાને ‘ બ્રાહ્મણ ’ કહેવડાવવાજ યોગ્ય છે | ૭૭ |
| ૭૩ | પૌરુષેય બ્રાહ્મણોનો અને આર્ષેય બ્રાહ્મણોના અન્નોદકવ્યવહાર છટન નુ કારણ | ૭૮ |
| ૭૪ | શાપાદિ નિમિત્તથી કલિયુગમાં ઉત્પન્ન | ૭૯ |
| ૭૫ | તુકારામકૃત અભંગો માંથી કેટલાક પ્ર. | ૭૯ |
| ૭૬ | શિલ્પકાર બ્રાહ્મણોના અપરપર્યાય ના | ૮૦ |



## मंगलचरण पूर्वक

# विद्वदभ्यर्थना.

भक्तानां घनमेकदं तमभयं त्वामेकदन्तं गुरुं ।
सिन्दूरोल्लसिताननं गजमुखं कुन्देन्दुदिव्याम्बरम् ॥
विघ्नाब्धावपहं महागणपतिं श्रीसिद्धिबुद्धीश्वरं ।
वन्दे मन्दमतिः पुरन्दरमुखैर्वन्द्यांघ्रिमर्थप्रदम् ॥ १ ॥

या धात्री त्रिजगत्पवित्रजननी श्रुत्यादिवागीश्वरी ।
वाक्सौरस्यकरी विरिञ्चिललना भक्तेष्टदा वैखरी ॥
वीणावादनलालसानवरतं शान्ता मयूरासना ।
श्रीरुक्मार्तपरायणैकवरदा सा शारदा पातु माम् ॥ २ ॥

नाभिर्यस्य जनिर्नमो भगवतः पुत्राय ते ब्रह्मणे ।
वेदा यद्वदना नमो भगवते श्रीशाय ते विष्णवे ॥
सोमार्काग्निदृशे नमो भगवते सोमाय ते शंभवे ।
स्रष्टेऽसौ भुवनं नमो भगवते त्वष्ट्रे परब्रह्मणे ॥ ३ ॥

श्रीमद्ब्रह्मणसिद्धसद्गुरुमुखान्देवान्कुलस्वामिनः ।
सर्वानिन्द्रमुखान्सुरांश्च खगान्साध्यान्मुनीन्द्रान्नृभून् ॥
साधून्सिद्धगणांस्तथा नरवरान्नागान्नगांश्चापगाः ।
भूतानि प्रणतोऽस्म्यहं स्वशिरसा विद्याप्रदान्संततम् ॥ ४ ॥

शृङ्गेरीप्रमुखप्रतिष्ठितमठाध्यक्षान्यतीन्शांकरान् ।
मध्वाचार्यमुखाञ्जगद्गुरुवरांश्चाहं भजे वैष्णवान् ॥
आयुर्वृद्धिकरी नृणां भवति यद्धस्तस्थितिर्मस्तके ।
चिद्बोधाय कृपार्द्रदृक् चरणयोस्तीर्थं च तापापहं ॥ ५ ॥

श्रीकाशीकरवीरहाटकविराट्क्षेत्राणि संतिष्ठतां ।
मीमांसानिगमागमादिविदुषां विद्यातपः संपदाम् ॥
पादा अज्ञतमोऽपपुण्यरजसो गात्रेषु मूर्ध्नि कृता ।
भाग्यं तत्पदधूलिधूसरतनोर्मे स्यादनन्ताधिकं ॥ ६ ॥

नानाभेदमतार्थशक्तिमनसान्तावज्जनानां कलौ ।
शास्त्रान्तानि शुभान्यनाथपरमेशस्यैव तु प्रीतये ॥
विश्वब्रह्मजशिल्पिधर्मविहिताशेषोपयोगीनि च ॥
संश्रित्य श्रुतिधर्मशास्त्रवचनान्यर्चामि सत्संसदम् ॥ ७ ॥

## मंगलाचरण.

# अभिवंदनपूर्वक विज्ञप्ति.

ભક્તોને અનેક પ્રકારના સુખો આપનારા, કોઈનાથી જેને બ્હીક એ નથી; જેને ચન્દ્રપ્રમાણે કાંતિમાન એવો એકજ દાંત છે; સિંદૂરાદિ આરક્ત દ્રવ્યોવડે જેનું મુખ વિરાજમાન થયું છે, જેને હાથીનું મુખ છે; મોગરાના ફુલના જેવાં જેણે શુભ્ર વસ્ત્ર પરિધાન કર્યાં છે; ઇંદ્રાદિક દેવ જેના ચરણકમલનું વંદન કરે છે. જે સર્વ વિઘ્નોનો પાપોનો તેમજ પીડાઓનો પણ સંહાર કરવાને સમર્થ હોઇ સર્વ સંપત્તિ, ઋદ્ધિ-સિદ્ધિ તથા બુદ્ધિનો અધિપતિ એવા જે મહાગણપતિ, તેને હું મન વચન અને કાયા-વડે સાષ્ટાંગ નમસ્કાર કરૂં છું.

ત્રૈલોક્યની જનની, સાંગવેદોનું નિયમન કરનારી જે વાણીની દેવતા સરસ્વતી, તે મારી વાણીને રસયુક્ત કરો; બ્રહ્મદેવની પ્રિયા હોઇ જે ભક્તોનું અભીષ્ટ પૂર્ણ કરે છે, પ્રશાંત હોઇ જેને વીણા વાદનની વિશેષ લાલસા છે, મયૂર જેનું વાહન છે, તથા શ્રૌત-સ્માર્ત કથામાં સદૈવ તલ્લીન હોય છે એવી તે શારદાદેવી મારૂં રક્ષણ કરો.

તેવીજ રીતે નાભીકમળમાંથી જેની ઉત્પતિ છે એવા જે ભગવંતના પુત્ર બ્રહ્મદેવ, તેને પણ નમસ્કાર કરૂં છું. અને જેના મુખમાંથી વેદ ઉત્પન્ન થયા, એવા જે ભગવાન્ લક્ષ્મીપતિ વિષ્ણુ તેનેપે મારા નમસ્કાર હો. ચંદ્ર, સૂર્ય તથા અગ્નિ એજ જેનાં નેત્ર છે એવા જે ભગવાન્ મહાદેવ-શંકર તેને સુદ્ધાં મારા નમસ્કાર હો. જેણે અખિલ વિશ્વ નિર્માણ કર્યું છે એવા જે પરબ્રહ્મ ભગવાન્ શ્રીવિશ્વકર્મા તેને સુદ્ધાં મારૂં વંદન હો.

શ્રીમદ્રેવણસિદ્ધ આદિ સદ્ગુરૂ, કુલ ઉપરના અધિષ્ઠિત કુલદેવ, ઇંદ્રપ્રમુખ સર્વ દેવ, નવગ્રહ, સાધ્ય, ઋભુ, સુધન્વા, વિશ્વરૂપ ઇત્યાદિ બ્રહ્મર્ષિ; સાધુ, સિદ્ધ, સાર્વભૌમસરકાર, સર્વ રાજા મહારાજા, શેષાદિ સર્પ, પર્વત, નદીઓ ઇત્યાદિ સર્વ પ્રકારના ચરાચર પ્રાણીમાત્રને તથા વિદ્વજ્જનોને મારા વંદન હો.

શ્રૃંગેરી, દ્વારકા. સંકેશ્વર ઇત્યાદિ પીઠોપર આરૂઢ થએલા મઠાધિપતિ યતિ શંકરાચાર્ય તથા તે પ્રમાણેજ મધ્વાચાર્ય, રામાનુજાચાર્ય, વલ્લભાચાર્ય ઇત્યાદિ વૈષ્ણવાચાર્યોને પણ હું વંદન કરૂં છું. આયુષ્યવૃદ્ધિ થવા સારૂ આ બધાઓનો વરદહસ્ત મનુષ્યોના મસ્તકપર હો. તત્વજ્ઞાનની પ્રાપ્તિ થવા સારૂ તેઓ પોતાની કૃપા દ્રષ્ટિની વૃષ્ટિ કરો. તેમનાં ચરણોદક ત્રિવિધ તાપોનો નાશ કરો.

શ્રીકાશી, કરવીર [ કોલ્હાપૂર ], હાટકેશ્વર, વિરાટપૂર [ વાઇ ], પૈઠણ, ઇત્યાદિ ક્ષેત્રમાં રહેનારા અને મીમાંસા, વેદ શાસ્ત્રજ્ઞાતા, વિદ્યા તથા તપશ્ચર્યા એજ જેમની સંપત્તિ છે એવા વિદ્વજ્જનોના ચરણના રજકણ શરીરને ઠેકાણે ધારણ કરવાથી અજ્ઞાનનો નાશ થાય છે. એ વિદ્વજ્જનોની ચરણધુલીથી ધુસર થએલા મારા દેહનું ભાગ્ય તો અધિક સમજવું જોઇએ.

કલિયુગમાં લોકોનાં મન જુદા જુદા મતોથી સાશંક થએલાં છે. એજ મતો એ જાણે કે ફુલો છે, તે લઇને આદિ અંતરહિત એવા પરમેશ્વરના કૃપાપ્રસાદાર્થ, વિશ્વબ્રહ્મવંશજ શિલ્પીને જેનો હમેશાં ઉપયોગ થાય એવાં જે શ્રુતિ તથા ધર્મશાસ્ત્ર ગ્રંથના આધારથી લીધેલાં વચનો તેની સામગ્રીસહ ( આ ગ્રંથનેજ મારી અલ્પ સેવા સમજીને ) સજ્જનોને અર્પણ કરૂં છું.

—※—

ॐ विराट् विश्वब्रह्मणे नमः ।

# विश्वब्रह्मकुलोत्साह.

## प्रथम संग्रह.

### ( श्रुतिस्मृति पुराणांतर्गत वाक्यो. )

स्वस्तिसिद्धियशोदाय स्वानंदशुभमूर्तये ॥ प्रणवायगणेशाय ब्रह्मणस्पतये नमः ॥ १ ॥ श्रीमन्मंगलविश्वकर्मसुमुखंकालींश्रियंशारदां विश्वब्रह्मसुधात्मपर्चाविबुधान्वृद्धाभिधंस्वामिनं ॥ श्रीमद्रवणसिद्धसद्गुरुवरंत्रैमूर्तिराजंभज ईशाब्रह्मामिदंप्रयच्छतफलंराधात्मजायेप्सित ॥ २ ॥ अज्ञानासाशुबोधाय सद्बुद्धानां च तुष्टये ॥ विश्वब्रह्मकुलोत्साहो ग्रंथोयंक्रियतेमया ॥ ३ ॥ श्रीमद्गुरुपादार्क उवाच—

१ वास्तविक रीते कहीએ तो अनादि काળथी चालती आवेली ब्राह्मण, क्षत्रिय, वैश्य अने शूद्र आ चार जातोज मुख्य छे. परन्तु हमणां हमणां अनुलोम प्रतिलोम इत्यादि अनेक मिश्र जातो निर्माण थईने तेमां सुद्धां सेंकडो पेटाभेद उत्पन्न थया छे. आथी ब्राह्मणादिवर्णोनुं पण मिश्रण थई 'जेनी वृत्ति तेणे चलाववी' आवो प्रतिबंधज रह्यो नथी. केटलीक जातोना तो एटलां रुपान्तर थयां छे के, ब्राह्मणोने शूद्र, शूद्रोने क्षत्रिय, क्षत्रिओने वैश्य तथा वैश्योने ब्राह्मण सुद्धां कहेवानो प्रघात पड्यो छे. एटलुंज नहीं पण एकाद कोई कहे के, 'मारी जात अमुक अमुक होई ते उच्च प्रतिनी छे तमे मानो छो तेवी हलकी नथी,' तो एथी दुराग्रही लोकोनी खात्री थती नथी. तेनी सामे आपणे केटलाये पुरावा मुकीએ तो पण ते 'उंधा घडापर पाणी' नाखवा जेवुं थाय छे. कोईपण रीते तेनी खात्री न थवाथी ते शास्त्रनो त्याग करी गमे तेम बकवा लागे छे—नहीं उलटो द्वेष करवा लागे छे. परन्तुः—

### १. शास्त्राधार शिवाय जात ठरी शकती नथी.

मनुस्मृतिमां तो स्पष्ट कह्युं छे के,

प्रायश्चित्तंचिकित्साचज्योतिषंजातिनिर्णयं ॥ विनाशास्त्रेणयोब्रूयात्तमाहुर्ब्रह्मघातकं॥ १ ॥

एटले प्रायश्चित, औषध, मुहूर्त अथवा शुकन अने जातिनो निर्णय आ चार बाबतो जे कोई शास्त्राधार शिवाय निश्चित करशे तेने महत् (ब्रह्महत्यानुं) पातक लागे छे. आ उपरथी ए सिद्ध थाय छे के, आधार शिवाय जातने ठरावावी ए क्यारेय पण व्याजबी नथी.

विशेषे करीने आपणा हिन्दुस्थानमां सुवर्णादि शिल्पकर्म करनारा लोक अनेक जातिना जणाय छे. एमां विश्वब्रह्मवंशज लोक पण छे. आटला उपरथीज जात्याभिमानी, मत्सरी किंवा अज्ञ लोक कहो, तेमनी गणना शूद्रोमां करे छे. परंतु जात ए कुळ उपरथी नक्की थाय छे. धंधा उपरथी ठरावी शकाती नथी.

વિશ્વબ્રહ્મવંશજ શિલ્પકાર એ જાતિથી બ્રાહ્મણધર્મથી વરતતા હોઇ "અમે શિલ્પકાર બ્રાહ્મણ છીએ" એમ જો તે કહે છે તો કેટલાક અજાણ અને અવ્યુત્પન્ન લોક સંશયમાં પડે છે. એનાં કારણો નીચે આપ્યાં છે.

૧ સુવર્ણાદિ શિલ્પકર્મના ધંધાથી ઉદરનિર્વાહ કરનારા શિલ્પકાર લોક બધીજ જાતોમાં હોવાને લીધે આ જાત બ્રાહ્મણેતર છે એવો ભાસ થાય છે.

૨. બ્રાહ્મણજાતિના સાનગાદિ બ્રહ્મર્ષિગોત્રજ શિલ્પકાર બ્રાહ્મણોનો ધર્મ જે વૈદિક ભાષ્યસૂત્રાદિ ગ્રંથોમાં કહ્યો છે, તે પ્રાચીન મોટા મોટા નિબંધ ગ્રંથ એક તો છે સંસ્કૃતમાં અને તે પણ દુર્લભ, દુર્બોધ તથા બહુજ મોટા હોઇ એ પૈકી ઘણા તો અદ્યાપ છપાઇને પ્રસિદ્ધ સુદ્ધાં થયા નથી. અને તે નિત્ય જોનારા વિદ્વાન તો સામ્પ્રતમાં હજારની અંદર એક સુદ્ધાં મળવો મુશ્કેલ છે. વળી જે ગ્રંથોમાં શૂદ્રજાતિના શિલ્પીલોકોનો ધર્મ વિશદ કરીને જણાવેલો છે તે 'શૂદ્રકમલાકરાદિ' નાના ગ્રંથ દેશીભાષામાં ભાષાન્તર સહિત છપાઇને સર્વત્ર પ્રસિદ્ધ થવાથી સર્વ લોકોના જોવામાં તથા સાંભળવામાં આવે છે. આથી કરી તેમના મનના ગ્રહ પણ તેવાજ થાય છે.

૩ જે પવિત્ર શિલ્પકાર્યો કરવાને વિશ્વબ્રાહ્મણજાતીય શિલ્પકારોનીજ જરૂર પડે છે, જે પવિત્ર શિલ્પકર્મો શૂદ્રજાતિના શિલ્પકારોના હાથે કરાવી લેવાની વેદશાસ્ત્ર ગ્રંથોમાં સખ્ત મનાઇ છે, તે યજ્ઞકુંડ, યજ્ઞપાત્ર, દેવરથ, દેવમૂર્તિ ઇત્યાદિ સુવર્ણાદિ દેવ શિલ્પોનો બીલકુલજ લોપ થવાથી ઉદરનિર્વાહાર્થ વિશ્વબ્રાહ્મણશિલ્પી પણ શૂદ્રધર્મીય શિલ્પીઓના જેવા ધંધા કરવા લાગ્યાથી, લોકોમાં વિશ્વબ્રાહ્મણોને સુદ્ધાં ધંધાદર્શક નામથી સંબોધવાની રુઢી પડી છે. વારૂ, કદાચિત એકાદ કોઇ પ્રશ્ન કરે કે તમે કોણ, તો અમે વિશ્વબ્રાહ્મણ છીએ એમ તેઓ કહે છે. પણ એટલા ઉપરથી કંઇ બ્રાહ્મણત્વનું યથાર્થ જ્ઞાન થતું નથી.

આવાં કારણો ઉપરથી શિલ્પકારોના બ્રાહ્મણત્વની બાબતમાં જે ગેરસમજ ઉત્પન્ન થઇ છે તે દૂર થાય અને વિશ્વબ્રહ્મકુલોત્પન્ન પંચાલ એ બ્રાહ્મણજ છે, એ સૌની જાણમાં આવે એટલા સારૂ શ્રુતિસ્મૃતિ પુરાણમાંનાં વાક્યો, ધર્મજ્ઞાપક પ્રમાણે, શિષ્ટસંમતી, ઐતિહાસિક લેખો તથા રાજારજવાડાઓ તરફથી મળેલા ફેંસલા ઇત્યાદિ આધારોને એકત્ર કરીને આ નાનો સરખો ગ્રંથ, સર્વ લોકોના સમાધાનાર્થે પરમાત્માએ બુદ્ધિને પ્રેરણા કરવા ઉપરથી તૈયાર કર્યો છે. તથાપિ ભર્તૃહરીએ કહ્યું છે:—

अज्ञः सुखमाराध्यः सुखतरमाराध्यते विशेषज्ञः। ज्ञानलवदुर्विदग्धं ब्रह्मापि त नरं न रंजयति।

અર્થ—અજ્ઞાની ખાત્રી સહજમાં થાય છે, જ્ઞાતા પુરૂષોની સમજુત એનાથીએ જલદી થાય છે પરન્તુ બરોબર જ્ઞાતાએ નહીં અને બરોબર મૂર્ખપણ નહીં એવા તુટપુંજીયા જ્ઞાનથી જે સુકાઇને બળી ગયેલો હોય છે તેવાનું સમાધાન ખુદ બ્રહ્મદેવથી સુદ્ધાં થઇ શકતું નથી. પરન્તુ સહુનું સમાધાન થાય એવા હેતુથી આ પ્રયત્ન કરવામાં આવ્યો છે.

શંકા—કેટલાક મત્સરી કિંવા દુરાગ્રહી લોક એવો પણ તર્ક કરે છે કે વિશ્વકર્માજ મૂળમાં દેવોનો કામગાર છે. તે દેવે નથી અને બ્રાહ્મણેય નથી. તો પછી તેની સંતતિજ બ્રાહ્મણ કયાંથી થઇ?

ઉત્તર—વિશ્વકર્મા પોતેજ જગતનો નિર્માણકર્તા છે. એ તેના નામ ઉપરથીજ ખુલ્લું થાય છે. જુઓ—( विश्वं कृत्स्नं-कर्म-क्रिया व्यापारो यस्य स इति । अनेकमन्यपदार्थे बहुव्रीहिः ) વિશ્વ એટલે આખું જગત્ ( ઉત્પન્ન કરવું ) અને કર્મ એટલે ક્રિયા—વ્યાપાર છે જેનો તે વિશ્વકર્મા એવો અર્થ [ अनेकमन्य० ।२।२।२४ ] આ સૂત્ર ઉપરથી થનારા બહુવ્રીહિ સમાસથી સ્પષ્ટ થાય છે. શ્રુતિમાં આ વિશ્વકર્માનું માહાત્મ્ય સ્તુતિરૂપે વર્ણન કરતાં એક ઋષિ કહે છે કે:—

## २. विश्वकर्मा ज परमात्मा तथा जगदीश्वर छे.

### ऋग्वेद अष्टक ८ अध्याय ३ विश्वकर्मसूक्त मंत्र २–३:—

किंस्विदासीदधिष्ठानमारंभणंकतमत्स्वित्कथासीत् । यतो
भूमिंजनयन् विश्वकर्माविद्यामौर्णोन्महिनाविश्वचक्षाः ॥२॥
विश्वतश्चक्षुरुतविश्वतोमुखोविश्वतोबाहुरुत विश्वतस्पात् ।
संबाहुभ्यांधमतिसंपतत्रैर्द्यावाभूमीजनयन् देव एकः ॥ ३ ॥

भाष्यं–( इति प्रश्नोत्तररूपाभ्यांमंत्राभ्यामपि परमात्मैवविश्वकर्मेतिगम्यते ) मंत्रार्थस्तुयथा कुलालादिः स्वशरीरमधिष्ठाय मृजलादिकमालंब्यदंडचक्रचालनादिप्रकारेण कुंभादीन् सृजति । एवं जगज्जनयतोविश्वकर्मणः किंस्वित् [ किंनु ] अधिष्ठानमासीत् ॥१॥ तथा किंनु आरंभणम् ( आलंबनं ) चासीत् ॥ २ ॥ कतमास्वित्कथा ( कतमच्चतत्कथा कीदृशश्चतज्जननप्रकारः ) आसीत् ॥ ३ ॥ यतः ( यैरधिष्ठानारंभणप्रकारैः ) भूमिं द्यां च । जनयन् विश्वकर्मा वि ( विशेषेण ) तेभूमिदिवौः महिना ( स्वमाहात्म्येन ) और्णोत् ( आच्छादितवान् व्याप्तवान् ) इत्यर्थः किम्भूतो विश्वकर्मा । विश्वंचष्टे पश्यतीति । विश्वचक्षाः ( सर्वज्ञः ) नहिसर्वज्ञंविनाएतद्विचित्रं जगद्विश्वं रचयितुंशक्यमित्यर्थे । अस्य प्रश्नत्रयस्योत्तरं विश्वतइतिमंत्रेणाहपरं ।

पूर्वप्रश्नस्योत्तरंसूचयति । विश्वतश्चक्षुरुत०–विश्वतस्पात् [ सर्वतश्चक्षुर्मुखहस्तपादादिमान् विश्वरूपः ] परमात्मा महावृक्षः स्वगतपुष्पफलशाखास्कंधप्रनालादीनिवस्वमेव शरीरं विराडात्मकमधिष्ठाय कृत्स्नं चेतनं सर्वं सृजतीति पूर्वार्धेन किंस्विदासीदधिष्ठानमित्यस्य प्रश्नस्योत्तरमुक्तम् ॥ १ ॥

संबाहुभ्यामिति–विश्वकर्मा । बाहुभ्यां (बाहुकृतैः कर्मभिः) संधमति [सम्यक्धमति विश्वं-निर्माति] इत्यर्थेमंत्रांतरान्तर्भावोदर्शयति । श्रुतिः–ब्रह्मणस्पति रेतामकर्मार इवाधमत् । दवानांपूर्वेयुगे असतः सदजायतेति । अस्यार्थः यथा । कर्मारः [ सुवर्णकारादिः ] मूर्त्यादीनां रूपं संधमति = धमन-पूर्वक निर्माति । एवं । ब्रह्मणस्पतिः । देवानां । एता एतानि [ जन्मानि रूपाणि ] समधमत् । पूर्वेयुगे [आदिकाले] अतएव । असत; [ असत्कल्पात् अव्यक्तात् कारणात् ] सत् [ व्यक्तं कार्यं ] अजायत –इतिमंत्रार्थः । संधमतीति व्यवहितेनाप्युपसर्गेण क्रियायाः संबंधो भवति । छंदसिपरेऽपि । व्यव-हिताश्चेतिस्मृतेः तथाच–संबाहुभ्यां धमतीत्यनेन तत्तत्प्राणिकर्माणि मृत्स्थानीयान्यालंब्य । तानि तानि शरीराणि जनयतीति द्वितीयप्रश्नस्योत्तरमुक्तम् ॥ २ ॥

संपतत्रैरितिश्रुत्यर्थेन तृतीयस्योत्तरमाह–संपतत्रैः । अत्रसमित्युपसर्गात्तुल्यात्तत्संबंधो धमतीति क्रियापदमनुवर्तते । तेन । पतत्रैः संधमति इतियोजना । पतत्रैः । पक्षवद्भिः–पक्षिमदृशैरिंद्रियादिभिः इत्यर्थः। यथा वृक्षः स्वशरीरमधिष्ठाय भोक्तृ प्राणिकर्मप्राधान्यं मृजलाद्यंशैरापूरितःपुष्पादिकं सृजति । एव । विश्वकर्मा । नाम । एको देवो द्यावाभूमी जनयन् (जनयितुंकामः) स्वमेवशरीरं सर्वतः पाणि-पादमधिष्ठाय । तत्तत्प्राणिकर्माणि मृत्स्थानीयान्यालंब्य । तत्तत्प्राणिसंबंधैरिंद्रियाद्यंशैरापूरितः सन् अस्म-दादि शरीरजातंसजतीति । तदेवं विश्वकर्मपदार्थः परमात्मैवगम्यते ॥ ३ ॥ इति भाष्यम् ।

---

१ आ विश्वकर्म सूक्तनी ऋचाओ १० छे अने आ सूक्त यजुर्वेद अष्टक ४ प्रश्न ५ अनुवाक २ एमां पण छे.

*અર્થ—આ પ્રશ્નોત્તરરૂપ બે મંત્ર ઉપરથી વિશ્વકર્માજ પરમાત્મા અને જગદીશ છે એવું સિદ્ધ થાય છે. પહેલા પ્રશ્નાત્મક મંત્રનો અર્થ આવો છે:—

કુંભાર જે પ્રમાણે પોતાના શરીરનેજ મુખ્ય આધાર માનીને તેની સહાયતાથી મૃત્તિકાદિ સામગ્રી એકઠી કરે છે, અને લાકડાના દાંડા ઉપરના ચાકને ફેરવવાની ક્રિયાવડે મટકાં, ઘડા, વગેરે પાત્રો તૈયાર કરે છે, તે પ્રમાણે જગત્‌ને ઉત્પન્ન કરનારા વિશ્વકર્માનો મુખ્ય આધાર કયો ? આ એક પ્રશ્ન, અને તેની સામગ્રીના પદાર્થ કયા ? આ બીજો પ્રશ્ન. તેમજ તેની ઉત્પન્ન કરવાની કૃતિ કયી ? આ ત્રીજો પ્રશ્ન. હવે આ ત્રણેના યોગ વડેજ જે અર્થે એ પૃથ્વી તથા સ્વર્ગના નિર્માણકર્તા વિશ્વકર્માએ પોતાના વિશાળ દેહવડે પૃથ્વી તથા સ્વર્ગને વ્યાપ્યાં છે તે અર્થે તે સર્વજ્ઞ હોવો જોઇએ. કારણ પોતાનામાં સર્વજ્ઞતા હોવા શિવાય આ અતકર્ય જગને નિર્માણ કરવાને કોઇજ સમર્થ નથી. ઉપરના ત્રણે પ્રશ્નોનાં ઉત્તર '**विश्वतश्चक्षु**' આ બીજા મંત્રમાં આપ્યાં છે. તે આવાં—

હવે વિશ્વકર્માનો મુખ્ય આધાર કયો ? આ પહેલા પ્રશ્નનું ઉત્તર આ પ્રમાણે. જેને ચારે બાજુએ નેત્ર, મુખ, હાથ, પગ ઇત્યાદિ અનંત અવયવો છે એવા જે વિશ્વરૂપ વિશ્વકર્મા–પરમાત્મા તે એકાદ મોટા વૃક્ષના જેવો છે, વૃક્ષ જેમ પોતાના થડ, ડાળીઓ વગેરેના મુખ્ય આધારપરજ ફુલપુષ્પાદિકોની વૃદ્ધિ કરે છે તે પ્રમાણે વિશ્વકર્મા એ પોતાના વિરાટ્ એટલે સ્થૂલ દેહને ઠેકાણે સંપૂર્ણ જીવ સૃષ્ટિ નિર્માણ કરે છે. અને તેથીજ વિરાટ્ દેહ એજ વિશ્વકર્માનો મુખ્ય આધાર છે.

પુનઃ વિશ્વકર્માની સામગ્રી શું ? આ બીજા પ્રશ્નનું ઉત્તર એવું છે કે, વિશ્વકર્મા એ પોતાનાં જે સ્વમનોજન્ય અનંત સંકલ્પરૂપી પૂર્વસંચિત કર્મો હોય છે, એનાયોગે કરીને '**संधमति**'—એટલે સંપૂર્ણ જગ નિર્માણ કરે છે. ( **सं–धमति** ) આ ક્રિયાપદનો અર્થ નિર્માણ કરે છે એવોજ છે. એને પ્રમાણ [ શ્રુતિ ઋગ્વેદ અષ્ટક ૮ અધ્યાય ૩ વર્ગ ૧ મંત્ર ૨ '**ब्रह्मणस्पतिरेता०**' ] આ છે. એનો અર્થ–સુવર્ણકાર જે પ્રમાણે ધાતુઓની મૂર્તિ, અલંકાર, વગેરે ( **धमनपूर्वकं निर्माति** ) એટલે ફુંકીને, ગાળીને, ટીપીને, તાવીને, બુઝાવીને ઘડીને તૈયાર કરે છે, તેપ્રમાણે આ બ્રહ્મણસ્પતિએ એટલે વિશ્વકર્માએ દેવાદિકોના જન્મસ્વરૂપો–અર્થાત્ શરીરો–નિર્માણ કર્યાં. અને તેથીજ પૂર્વયુગના આરંભે મહદાદિ માયા, આ કારણમાંથી કાર્યરૂપે દ્રશ્ય જગ ઉત્પન્ન થયું. આવો આ મંત્રનો અર્થ છે.

આ બન્નેય મંત્રમાં '**सं**' અને '**धमति**' માંના '**सं**' આ ઉપસર્ગને '**धमति**' આ ક્રિયાપદનું યદ્યિ સાન્નિધ્ય છે તો પણ, વૈદિક પ્રક્રિયા એવી છે કે, [ **छंदसिपरेपि** १ । ४ । ८१ **व्यवहिताश्च** ८२ ] આ સૂત્રઉપરથી વેદમાં વ્યવહિત ઉપસર્ગનો સંબંધ પણ ક્રિયાપદ તરફજ લાગે છે. તેથી ( **संबाहुभ्यां धमति** ) આટલા ઉપરથી તાત્પર્ય એજ કે, વિશ્વકર્મા પોતે તે તે પ્રાણીઓનાં પૂર્વસંચિત કર્મોને [ ઘડો તૈયાર કરવાને મૃતિકા લીધા પ્રમાણે ) તે તે અનંત શરીરો નિર્માણ કરે છે. અને તેથી પ્રાણીઓનાં સંચિત એજ વિશ્વકર્માનું આલંબન એટલે સંગ્રહ કરવાની સામગ્રી છે. આ ઉત્તરાર્ધમાંના પદ ઉપરથી બીજા પ્રશ્નનું ઉત્તર નીકળે છે.

---

* आ श्रुति बृहदारण्यक छे.

હવે તેની ઉત્પત્તિ કરવાનો પ્રકાર કેવી રીતે ? એનો ઉત્તર ' संपतत्रै० ' આ અવશિષ્ટ મંત્રના પદઉપરથી નીકળે છે, ' संपतत्रै० ' આ પદમાં ' सं ' આ ઉપસર્ગ પાછો આવવાથી તેનો સંબંધ પુર્વોકત ' धमति ' આ ક્રિયાપદની સાથે છે. માટે " पतत्रैः संधमति " આવી યોજના કરી છે. ' पतत्रै; ' એટલે વૃક્ષ જે પ્રમાણે ડાળીયો વગેરે પોતાના શરીરરૂપ આધારને વિષે પાણીના યોગે પુલ ફળ વગેરે ઉત્પન્ન કરે છે, તે પ્રમાણે વિશ્વકર્મા નામનો દેવ સ્વર્ગ અને પૃથ્વી ઉત્પન્ન કરવાના હેતુથી મનુષ્ય, પશુ, પક્ષી, કીટકાદિ ભોકતા પ્રાણીઓનાં કર્માનુરૂપ તે તે પ્રાણીઓના પુર્વસંચિત કર્મો—ખરો કરવા માટે જે પ્રમાણે માટી લે છે તે પ્રમાણે—લઇને પોતાનાજ અંશભૂત જે બધાં માણસો તેમની અનંત ઇંદ્રિઓથી યુકત થાય છે. અને તે અનંત ઇંદ્રિયયુકત એવા પોતાના વિશાલ વિરાટ સ્વરૂપમાં આપણાં સર્વ જીવજંતુનાં શરીર નિર્માણ કરે છે. આ ઉપરથી વિશ્વકર્માએ, આ ઉત્પત્તિનું કાર્ય સ્થૂલ દેહવાળા પ્રાણીઓની હસ્તપાદાદિ ઇંદ્રિયો કરીનેજ કરે છે એમ સમજવું. એમ આ મંત્રના અવશિષ્ટ પદઉપરથી ત્રીજા પ્રશ્નનો ઉત્તર મળે છે. અને વિશ્વકર્મા એ જગદીશ્વર છે આવો આ મંત્રનો ધ્વનિતાર્થ નીકળે છે.

## २ विश्वकर्मांना अवतार विषे.

તેજ પ્રમાણે વેદમાં વિરાટ, વિશ્વરૂપ સૂર્ય, મહેંદ્ર, ભૌવન, કાશ્યપ, જીવ, ત્વષ્ટા, વાચસ્પતિ, બ્રહ્મણસ્પતિ, પ્રજાપતિ, બ્રહ્મણ્ય, નારાયણ, પુરોહિત, હિરણ્યગર્ભ શિલ્પાચાર્ય, શિવ, સહસ્રશીર્ષ, વિષ્ણુ વગેરે નામ વિશ્વકર્માનેજ લગાડયાં છે. કેમં, વિશ્વકર્માનીજ એ મુખ્ય વિભૂતિઓ છે. શ્રી વિષ્ણુના જે પ્રમાણે રામકૃષ્ણાદિ ભેદ છે, તે પ્રમાણેજ જીવસૃષ્ટિરૂપ પ્રપંચ નિર્માણ કરનારો, દેવોનો પુરોહિત જીવેંદ્રિયાજક અને સર્વ જીવોનો જીવ જે વિશ્વકર્મા તેના સુદ્ધાં ત્વષ્ટા, બૃહસ્પતિ ઇત્યાદિ નામના અવતાર પ્રસિદ્ધ છે.

ऋग्वेदऐतरेयब्राह्मण पंचिका ८ खंड २१ अ० ४— एतेनहवाऐंद्रेणमहाभिषेकेण कश्यपोविश्वकर्माणं भौवनमभिषिषेच । तस्माद्ुविश्वकर्माभौवनः समंतं सर्वतः पृथिवीं जयन्परियायाश्वेनचमेध्यैरीजे ।

भाष्यं—ऐंद्रेण इंद्रयतीति इंद्रः इदि परमैश्वर्येइतिधातोः निष्पन्नइंद्रः सर्वोत्कृष्टत्यर्थः तस्य-इंद्रस्यसंबंधिना—ऐंद्रेण—एतेनपूर्वोक्तेण महाभिषेकेण महांश्चासौ-अभिषेकश्चमहाभिषेकः। एतेनमहाभिषेकेण —एवप्रसिद्धार्थे पदाभिषेकेणेव कश्यपः कश्यपोनामऋषिः । भौवनः भुवनः भुवस्यापत्यं भौवनः त भौवनं विश्वकर्माणं—अभिषिषेचह अभिषेकं कृतवान् खलु तस्मात् साम्राज्याभिषेकादेव भौवनः पुत्रः विश्वकर्मा पृथिवींभूमिं समंत चतुःसागरपर्यंत सर्वतः समंतात् जयन् विजयं कुर्वन् परियाय परिवलनकृतवान् किंच मेध्येन पवित्रेण—अश्वेन—ईजे अश्वमेधयज्ञंचकारेत्यर्थः। अपरेतु संक्षेपेण—भौवन ( भुवनस्य पुत्रं ) उ (निश्चितं) समंतं (परितः) सर्वतः [ कृत्स्ना ] परीयाय ( पराक्रांतवान् ) ईज( इष्टवान् )

અર્થ:'—रुद्रयामले विश्वसारोद्धारतंत्रे कश्यपोविराट्स्वरूपमिति 'આ વચનો ઉપરથી અને " स्कंदपुराणे नागरखंडे विश्वकर्मोपाख्याने ईश्वरसन्मुख संवादे अध्याय ४ श्लोक ४९ कश्यपोविश्वकर्माशावश्चलोक पितामहः। विशेषोदेववृंदश्च अनन्तकथने शृणु "ઇત્યાદિ વચનો ઉપરથી ' [1]કાશ્યપ ' એટલે વિરાટ સ્વરૂપી વિશ્વબ્રહ્મ, ભૂર્ભુવાદિ ચતુર્દશ લોક

---

१ अपौरुषेय. म. श्रुतेः प्रामाण्यावबोधक विराट्स्वरूपं कश्यपो नाम परब्रह्म समस्तभूर्भुवादि लोक निर्माणं चिकीर्षन् सन् तदपेक्षया स्वयमेवरूपांतरेण विश्वकर्माभिधेयमवधार्य तत्प्रभावजन्य विश्वकर्मा कथामेंसंयुक्तमाहुरिति ।

નિર્માણ કરવાના હેતુથી, પોતેજ આ જગતઉપર વિશ્વકર્માના નામે અવતાર લઇને આવ્યો. પછી ત્હેનેજ સાર્વભૌમ ચક્રવર્તી તરિકે ઇંદ્ર પ્રમાણે પટ્ટાભિષેક કરવામાં આવ્યો. તેજ સાર્વભૌમ ચક્રવર્તી વિશ્વકર્મા સર્વ પૃથ્વીનો સ્વામિ થયો અને તેણે હજારો અશ્વમેધ યજ્ઞ કર્યા. આ એક, અવતાર છે. સૂર્ય એ પણ વિશ્વકર્માનીજ એક વિભૂતિ છે. એ વિષેનું વર્ણન ઋગ્વેદ અષ્ટક ૩ અધ્યાય ૭ વર્ગ ૧૪ મંત્ર ૫ મો 'हंसशुचि षद्वसु' આમાં કર્યું છે. પણ વિસ્તાર ભયાસ્તવ તે અહીં આપી શકતા નથી. તથાપિ તે આગળ જણાવેલાં વિશ્વકર્મસ્તોત્ર ઉપરથી પણ જણાઇ આવશે અને મેદિની કોશમાં સુદ્ધાં સૂર્યને વિશ્વકર્મા એવુંજ નામ છે. જુઓ "विश्वकर्मा सहस्रांशौ मुनांमदेव शिल्पिनोः" [ मेदिनी ]

## ४ त्वष्टा ब्रह्मणस्पति इत्यादि नाम विश्वकर्मानांज छे.

**अरण प्रश्न ३ अनुवाक १३ दशक १--२:--अद्भ्यः संभूतः पृथिव्यैरसाच्च। विश्वकर्मणः समवर्त्तताधि। तस्यत्वष्टा विदधद्रूपमेति। तत्पुरुषस्य विश्वमाजानमग्रे॥ १॥ इत्यादि० यो देवेभ्य आतपति। योदेवानांपुरोहितः। नमोरुचायब्रह्मणे।**

इत्यनेन ग्रंथ तैत्तिरीयवक्ष्यमाणरीत्याशाखांतरेषुच अयमर्थ उपलभ्यते तत्रतावदुदाहृतयोप मंत्रयोरर्थः॥

भाष्य-अद्भ्यः [जलेभ्यः] पृथिव्यै (पृथिवींप्रतिकर्तु) त्वष्टा विश्वकर्मा। रसात् (नानारसरूपेन रायणरूप संवार्य) सभूतः (आविर्भवत्) चकारात्। चतुर्विधसृष्टिरपि समभवत्। तत्राचेतनानि पंचमहाभूतानि। कथमचेतनशिल्पिनामिवाधिष्ठातारंविना एकीभावगच्छेदित्याशंक्याह। विश्वकर्मणः इति-पंचमीत्यक्लोपेऽधिकरणेच विश्वकर्मणि सचेतनशिल्पेंद्रसप्राप्य। आध अधिकेनरूपेण समवर्तत संघातरूपायभूवेत्यर्थः तस्य संघातस्य रूप आकृतिविशेष विदधत् विविधाकारेण संपादयन् त्वष्टा सएवविश्वकर्मा एति प्रकाशते-लोके प्रकटीभवति-इत्ययभावः मृत्काष्ठचूर्णपाषाणादिवदचेतनानिपृथिव्यादीनिभूतानि यनश्चेतनमधिष्ठातारमतरेण न-एकीभवितुंशक्तानि। कुतएवतेषांविसहतानांविचित्ररूपेणाविर्भवितुंशक्तिः स्यात्। अतस्तेषांसहंता-चित्रयिताचेश्वरोविश्वकर्मानामपृथक्कश्चिदस्ति। तथाचायंप्रयोगोदर्शितः। इदमंकुरादिकं कार्यत्वात्। विचित्रप्रासादादिवदिति। त्वष्टुश्चरूपाणामीशे। त्वष्टा रूपाणामधिपतिः। त्वष्टारूपाणि पिंशतु-इत्याद्यनेकश्रुतिसिद्ध। रूपाणि गर्भस्थस्यचक्षुरादीनांस्वरूपाणि पिंशतु विभिन्नत्विति-श्रुतिपदयोरर्थः। तदिति तत् तदा पुरुषस्य शरीरिणः अग्रं प्रागगर्भे आजान शरीरजनन सर्वं कृत्स्न भवति। अत्रार्थे दृष्टांतः---काष्ठमृत्तिकादि भौतिकात कुलालादिः पात्रिकाश्चयावतान यथा। एवसघातादि कृतिविशेषात् त्वष्टैव क्रियंत इतिभावः। तदेवविश्वकर्मपदं श्रुत्यैव निरुक्तं-सर्व (कृत्स्नअंत्यावयविपर्यंत) कर्म (क्रियाव्यापारोयस्यस) विश्वकर्मा-इति।

અર્થ.—પ્રથમતઃ ઉદકમાંથી પૃથ્વી ઉત્પન્ન કરવા માટે વિશ્વકર્મા ઉદકજન્ય નાનારસાત્મક નારાયણરૂપે પ્રગટ થયો અને તે નાનારસાત્મક બીજોમાથી પૃથ્વીની સપાટીપર મનુષ્ય, પશુ, પક્ષી, કીટક, ઇત્યાદિ સર્વ પ્રકારના જીવ ઉત્પન્ન થયા. પરંતુ નિર્માણ થવા માટે પંચભૂતોનું ઐક્ય થવાની આવશ્યકતા છે. માટે અર્થાત્ ચતુર શિલ્પકાર પ્રમાણે યોજના કરનારા એકાદા કલ્પક વિના આ પૃથિવ્યાદિ પંચમહાભૂતોનું ઐક્ય કેવી રીત થાય? આવી શંકા થાય માટેજ તે અચેતન પંચમહાભૂતો, શિલ્પાધિપતિ અને જ્ઞાનમય એવા જે વિશ્વકર્મા, ત્હેનામાં પ્રવેશ કરીને એકઠાં થયા એમ કહ્યું છે. તે એકભૂત થયેલા પંચમહાભૂત સમુદાયોનાજ નાના પ્રકારનાં રૂપ ધારણ કરીને તે એકજ વિશ્વકર્મા નાના રૂપે જગતમાં પ્રગટ થયો છે. તો પછી પૃથ્વીપરની બધી જડ વસ્તુઓજ નાના રૂપે શામાટે પ્રગટ નથી થતી? અને ત્હેમનેજ 'વિશ્વકર્મા' એમ શા માટે કહેતા નથી? એવી કોઇને શંકા આવે તો માટી, લાકડાં, ચુનો, પત્થર, વગેરે જેવાજ પૃથ્વી, આપ, તેજ, વાયુ, આકાશાદિ અચેતન અને જડ પંચમહાભૂતો એ જ્ઞાનમય કિંવા સજીવ કર્તા સિવાય એકત્ર થવાને સુદ્ધાં જો સમર્થ નથી તો ત્હેમનામાં નાના પ્રકારના ચિત્રવિચિત્ર આકાર ધારણ કરીને પ્રગટ થવાની શકિત તો કયાંથીજ હોય? આ કારણને લીધે તે નિરનિરાળા અચેતન પંચમહાભૂતોને એકત્ર કરીને—સચેતન કરીને—દેવાદિક સહવર્તમાન અનંત અને ચિત્રવિચિત્ર જીવસૃષ્ટિની રચના કરનારો વિશ્વકર્મા નામનો મુખ્ય ઇશ્વર છે અને તે માયિક પંચભૌતિક સૃષ્ટિથી નિરાળો હોઇ એકજ છે. આવા અર્થવાળી '**जनयन् देव एक.**' એવી શ્રુતિ પાછળ આવેલીજ છે. અન્ય શ્રુતિઓએ સુદ્ધા એજ અભિપ્રાય દર્શાવ્યો છે, કે, ચિત્રવિચિત્ર ઉત્તમ દેવાલયાદિ મંદિરો પ્રમાણે [illegible] શરીરો ઉત્પન્ન કરનારો એવો એક વિશ્વકર્માજ છે, તે શ્રુતિઃ—

यजुर्वेद अष्टक ३ पन्न ४ अनुवाक ५पन्नाशी १ पद २७–४२

त्वष्टारूपाणामधिपति। त्वष्टा रूपाणामाधिपति. ।

ऋग्वेद अष्टक ८ अध्याय ८ वर्ग ४२ मत्र १:—त्वष्टारूपाणि विंशतु ॥

ઇત્યાદિ અનેક શ્રુતિઓનો સિધ્ધાન્ત એવો કે ત્વષ્ટા એટલે વિશ્વકર્મા એ સર્વ અવયવાદિ સ્વરૂપોનો—[illegible] અધિપતિ, સત્તાધારી—છે એટલે તે વિશ્વકર્મા ગર્ભમાંના પ્રાણીઓનાં નેત્રાદિક અવયવ સ્વરૂપો વિમજતુ એટલે છૂટા, ખુલ્લા દેખાય એવા કરો. આવો '**त्वष्टारूपाणि विमजतु**' આ શ્રુતિપદનો અર્થ છે. આજ અભિપ્રાયના બીજા વાકયો.—

**ऋग्वेद अष्टक २ अध्याय ५ वर्ग ९ मत्र ४.— त्वष्टारूपाणिहिप्रभु ॥**

**यजु० २।४।६।१ प० २९–४२–यजु० २।६।१०।३–त्वष्टारूपाणि विकरोति ॥**

**यजु० ६।६।६।२ प० २०–२६–त्वष्टावेरेतसः सिक्तस्यरूपाणि विकरोति ॥**

**अरण प्रश्न ३ अनु० ११ दश० २ पाद १० —त्वष्टारः रूपाणिविकुर्वंतं विपश्चि ॥**

વિદ્યારણ્ય સ્વામિનાં અને સાયણાચાર્યના ભાષ્યો ઉપરથી અનેક શ્રુતિનો સિધ્ધાન્ત આવોજ ઠરે છે કે, વિશ્વકર્મા એ દેવથી તે પિપીલિકા સુધી સર્વ જીવજંતુના શરીર નિર્માણ કરે છે. તેથીજ તે સર્વેશ્વર વિશ્વકર્માના વિરાટ શરીરરૂપી આદિ ગર્ભમાંથી દરોબસ્ત અનંત જીવના નિર્માણ થયા છે. આ ઉપરથી વિશ્વકર્મા એ મહાપુરૂષ સર્વ સૃષ્ટિનું ઉત્પત્તિસ્થાન છે. માટી, લાકડાં વગેરે વગેરે સાધનો ભેગાં કરીને ઘેડું વગેરે

१ अहा • विश्वकर्मणः ' आ पंचमी विभक्तिनां अथ ' [illegible] कर्मण्यधिकरणे च, ' आ वार्तिकथी ' त्यप ' ( य ) या प्रत्ययात अक्षरनो लोप समजने त ठेकाणे द्वितीया अन सातमी प्रमाणे थाय छ.

२ हिरण्यगर्भ. समवर्तताग्रे भूतस्यजातः पतिरेक आसीत्० ॥ ऋग्वेद अ० ८ अ० व ३

ફેરવવાની કૃતિથી કુંભાર જે પ્રમાણે ઘટાદિક પાત્રો નિર્માણ કરે છે તે પ્રમાણેજ પંચભૂતોનું એકીકરણ [ સર્વ સૃષ્ટિ ] વગેરે ત્વષ્ટા નામક વિશ્વકર્માજ નિર્માણ કરે છે, એ ભાવાર્થ માટે વિશ્વકર્મ નામની વ્યાખ્યા:—

यजुर्वेद ७।५।४।१ पदे ४१–४७–वैश्वकर्मणोगृह्यतेविश्वान्येवतेनकर्माणि ॥

આ શ્રુતિએ વર્ણી છે. વિશ્વ–સર્વ–બ્રહ્મથી તે અણુરેણુ–સુધી–જેનાં કર્મ એટલે ક્રિયા, વ્યાપાર વ્યાપી રહેલા છે તે વિશ્વકર્મા. આ ઉપરથી:—

अरण प्रश्न १० अनुवाक १० दशक १ः—अणोरणीयान्महतोमहीयान् १

५ विश्वोपासना करनारने ब्रह्मस्वरूप प्राप्त थाय छे ए विषे.

अरण प्र० ३ अनु० १३ दशक १ः--वेदाहमेतंपुरुषंमहांतं आदित्यवर्णंतमसः परस्तात् । सर्वाणिरूपाणिविचित्यधीरः । नामानिकृत्वाभिवदन्यदास्ते ॥ २ ॥ धातापुरस्ताद्यमुदाजहार । शक्रःप्रविद्वान्प्रदिशश्चतस्रः । तमेवंविद्वानमृतइहभवति । नान्यः पंथाविद्यतेऽयनाय ॥ ३ ॥

भाष्यं—कश्चिद्दषिः शिष्यान् प्रतिवदति । अहं एतं ( विश्वकर्माणं ) आदित्यवर्णं महांतं पुरुषं अंतर्गहितं महापुरुषं ) वेद ( जानामि ) तमसः ( आवरणात्तु- बाह्यतो विलक्षणादात्मज्ञानात ) परस्तात् ( दूरे ) स्थितमितिशेषः । तमसा आवृतत्वात्त्वन्य एनं न जानतीतिभावः । धीरः ( स ऽयं महान् पुरुषः धियं प्रेरयतीति ) सर्वाणि रूपाणि विचित्य ( रचयित्वा तेषां रूपाणि । नामानि च कृत्वा । तानि । यत्र ( यतः ) अभिवदन् आस्ते । अतः स एव महान् पुरुषः ज्ञातव्य इत्यर्थः । धातेति-धाता ( चतुर्मुखः ) यं पुरस्तात् ( पूर्वं ) उदाजहार ( ज्ञातत्वेन उक्तवान् ) शक्रः ( इंद्रोपि यं प्रविद्वान् सम्यक् जानन् ) प्रदिशश्चतस्रः (चतुर्दिगवस्थिताश्च सर्वे ऊर्ध्वं मध्याधः समंततः स्थिताः) य जानंति । यं एव ( भूतानां भौतिकानां तत्तद्रूपाणां च स्रष्टाऽयमेवेत्येवं रूपेण ) यो विद्वान् : स इह जीव इत्येवाह । अमृतो ( मुक्तो ) भवति अन्यपथा ( मार्गः ) अयनाय ( स्वरूपप्राप्तये ) न विद्यते इति भाष्यकारः ।

અર્થ:— આ મંત્રમાં કોઈ એક ઋષિ પોતાના શિષ્યોને કહે છે કે, વિશ્વકર્મા એ તેજોમય, અનંત ગુણશાલી, ગંભીર હોઈ સર્વ શ્રેષ્ઠ હોવાનું હું જાણું છું. વળી–ઋગ્વેદ અષ્ટક ૬ અધ્યાય ૭ વર્ગ ૧ મંત્ર ૧ :—' विश्वकर्मा विश्वदेवो महांअसि આવાં શ્રુતિ વાક્યો પણ છે. પરંતુ લોકો અજ્ઞાનરૂપ અંધકારમાં ગોથાં ખાતાં હોવાથી આ વિશ્વકર્માને જાણતા નથી. તો પણ સર્વેની બુદ્ધિને પ્રેરણા કરનારો ચિત્ચાલક તેજ છે. સર્વ પ્રકારના દેવાદિકોને અને ઋષિઓને નિર્માણ કરનારો તેજ, તેણે નિર્માણ કરેલા દરેક દેવના અને ઋષિના નામ જુદા જુદા પાડયાં છે. તે પ્રમાણે તે તે દેવ અને તે તે ઋષિ પોત પોતાનાં નામનો ઉચ્ચાર કરીને તે વિશ્વકર્માને વંદન કરે છે. માટે મહાન પુરૂષ અને ઈશ્વર પણ તેજ છે એમ સમજવું. કેમકે, " વિશ્વકર્માએજ મને આત્મજ્ઞાન આપ્યું " એમ કહીને સાક્ષાત્ બ્રહ્મદેવે સુદ્ધાં પહેલાં તે જગદ્ગુરૂ વિશ્વકર્માની સ્તુતિ કરી છે. તેજ પ્રમાણે [illegible] અને અષ્ટપાલાદિક

આથી દેવોએ વિશ્વકર્માને મહાત્મા જાણીને તેનું સ્તવન કર્યું છે. માટે આવા ભૂત, ભૌતિકાદિ ચરાચર પ્રાણીમાત્રને ઉત્પન્ન કરનારા વિશ્વકર્માને જે જાણશે, જે તેનું ભજન કરશે તે પ્રાણી અમર–જીવન્મુક્ત–થશે અર્થાત્ જીવોને વિશ્વકર્મોપાસના સિવાય બ્રહ્મસ્વરૂપ પ્રાપ્ત કરવાનો બીજો માર્ગજ નથી. વિશ્વકર્મા એજ સર્વ પ્રજાનું ઉત્પત્તિસ્થાન હોવાથી પરમ પૂજ્ય દૈવત પણ તેજ છે. માટે તેને 'પ્રજાપતિ' કહ્યો છે.

६ विश्वकर्मवंशज विश्वब्राह्मण शिल्पी अग्रपूजानुं आधिकारी छे.

**अरण प्रश्न ३ अनु. १३ दशक १—प्रजापतिश्चरतिगर्भे अंतः। अजायमानोबहुधाविजायते। तस्यधीराः परिजानंतियोनिं। मरीचीनांपदमिच्छंतिवेधसः ॥ ३ ॥**

भाष्यं—प्रजापतिर्विश्वकर्मा मनोगंधर्व इति श्रुतेः। प्रकरणवशाच्चात्र प्रजापतिपदेन विश्वकर्मैव गृह्यते ॥। गर्भे (गर्भस्थस्य देहिनोनिमित्तं) अंतः (मातुरुदरे) चरति (संचरति) ततश्च स गर्भः। अजायमानः (स्वय अपरिणममाणः) अनेन चांतश्चरतानिमित्तभूतेन। बहुधा (बहुप्रकारेण अनेक सकल शिराद्याकारेण) विजायते (विविधरूपेण च जायते) काष्ठतुल्यो गर्भः। अनेनैवाकृति विशेष प्राप्नोतीत्यर्थः। इति भाष्यकारोक्तिः तस्य (विश्वकर्मणः) धीराः (ध्यानशीला-योगिनो) योनिं (निवासस्थानं) विष्णोरिव शालिग्रामं। परिजानंति (साकल्येन विदंति) योनि शब्दस्य स्थानवाचित्वं 'योनिष्ठइंद्रसदन अकारि' इति मंत्रे दृष्टं। तत्रविश्वकर्मणः स्थानभूताः शिल्पिनः। इति वास्तुतंत्र रुद्रयामले सपादलक्ष्यांत प्रसिद्धम्।

मृदाकाष्ठेनलोहेनपाषाणैः पारदेनवा ॥ रचयंतिविचित्राणिरूपाणिवाविधानिये ॥ दिव्यान्भौमानांतरिक्षान्भावान्संदर्शयंति ये ॥ पचालास्तेसदापूज्याः प्रतिमाविश्वकर्मणः ॥ अचेतनं चेतनकार्यकारि कुर्वंतियंत्रप्रतिमादिकंये ॥ स्वयंवहंयोशिशुमारचक्रं रथान्विमानानिचखेचराणि ॥ पंचांगुलांस्तानिहवर्णजोपात्पंचालसंज्ञाश्चतुरंश्चहस्तान्॥ पंचप्रभेदान् भुवनस्यभर्तुःपूजापदानीतिवदुःपुराणाः ॥ गृहादिनिर्माणविधौतत्रस्तानांतमध्येषुविनायकांश्च ॥ संपूजयेद्भवना विभिश्चसौवर्णरूपैश्चतदायुधैश्च ॥

तस्माद्धीराः शालिग्रामामिव विश्वकर्मणः प्रतिमाभूतान् शिल्पिवरान्विश्वकर्मदृष्ट्या जानीयात्। तेनच विश्वकर्मसायुज्यप्राप्तिरिति भावः। कथंतर्हि ब्राह्मणादीन् विहाय शिल्पिनः पूजनीया इत्याशंक्याह मरीचीनामिति— वेधसः [ब्रह्मणस्तुन्यत्वाद्वेध: शब्देन ब्राह्मणा उच्यंते ते सर्वे मरीचीनां (अंशूनां) पदमिव। पदं (संचारस्थानं) इच्छंति। पूजयितुमितिशेषः। तथाहि मंत्रांतरं—

ज्योतिर्मयस्यसूर्यस्यभास्वरतर मंडलमेवाधिष्ठानंस्वरूपं। भूभूधरादिकंतुतत्किरणानांसंचारस्थानं। एवंसर्वशिल्पकर्तुर्विश्वकर्मणःशिल्पिवराएवमुख्यंस्वरूपं। शिल्पित्वसाधर्म्यात्। सहिजगाद्विंवशिल्पिएतेतुतदंतर्वर्तिकतिपयपदार्थविषयाःशिल्पवंतइति।

अयमभिप्रायः—ब्राह्मणदेवतादयस्तु त्वष्टुरंशभूतानां कलानां संचारपदानि। अतः ये कर्मारान्विहाय वास्तुकर्मणि ब्राह्मणानेव पूजयंति ते सूर्यमंडलं विहाय भूप्रदेशस्थं तत्प्रभामंडलं प्रणमंतीति तेषामज्ञत्वसूचकं भवति। तस्माद् ब्राह्मणाद्यपेक्षयापि शिल्पिन एव पूज्या इति भावः

प्राकृत अर्थ—"यजु० अ० ३। प ४ अ ७। प १ प ४७-५१—

प्रजापतिर्विश्वकर्मामनोगंधर्वस्तस्यऋक्सामान्यप्सरसोवन्हयः।

भाष्यं—प्रजाना पालकः। (प्रजापतिः) विश्वंकर्मकरणीय यस्यासो (विश्वकर्मा) तादृशो मनोनामक.। कश्चिद्गंधर्वः तस्य च ऋक्सामदेवता भार्याः ताश्चमौदर्य वहतीति च वन्हयइत्युच्यते।

तैत्तरीयब्राह्मण अष्टक २ "प्रजापतिर्विश्वकर्मा। तस्यमनोदेवयज्ञेनराध्यास।

ऋग्वेदऐतरेयब्राह्मणपंचिका ४ खंड २२। अन्याय ३–विश्वकर्माभवत्प्रजापतिः

प्रजाः सृष्ट्वाविश्वकर्माभवत्संवत्सरो विश्वकर्मैंद्रमेवतदात्मानंप्रजापतिंसंवत्सरं विश्वक-र्माणमाप्नुवर्तींद्रएवतदात्मानिप्रजापतौसंवत्सरे विश्वकर्मण्यंततः प्रतितिष्ठतिप्रतितिष्ठति-यएवंवेद यएववेद ॥ २२ ॥

" इत्यादि अनेक श्रुतिओ उपरथी अने विश्वकर्मा विषयक श्रुतिना चालु प्रकरण उपरथी प्रजापति आ शब्दनो अर्थ अहीं विश्वकर्मा एवोज करवो. ते विश्वकर्मा गर्भमांना प्राण्य माटे माताना सुद्धां उदरमां संचार करे छे. केमके गर्भमांना मासना प्राणीओ पोतानी मेळे जन्म पामवाने समर्थ नथी होता. मूळ गर्भ ना लाकडा लाकडा किंवा पत्थर प्रमाणे जड, अचेतन होय छे. ते विश्वकर्माना प्रभावेज जन्म पामे छे. विश्वकर्मा ए दरेक गर्भ मां परमात्माना स्वरूपे संचार करे छे [illegible], नस्रो इत्यादि अंतर्बाह्य अवयवोथी युकत थईने तेनीज सत्ताथी ते नानाप्रेन स्वरूप व्यकत स्वरूप पामे छे. विष्णुनुं निवासस्थान जे प्रमाणे शालिग्राम ते प्रमाणे विश्वकर्मानु निवासस्थान एटले तद्वंशीय शिल्पीओ छे, एनी जागे लोकोने बराबर खबर छे. अहीं 'योनि' आ शब्दना अर्थ निवासस्थान एवो कर्यो छे. एनुं प्रमाण:—

ऋग्वेद अष्टक ५ अ० ३ वर्ग ८ मंत्र १ योनिष्ठ इंद्र सदने अकारि०।

आ मंत्र उपरनुं भाष्य जोवुं. विश्वकर्मानुं स्थान तेनी संततिज होवानुं 'रुद्रयामल वास्तुतंत्र' मा पण स्पष्ट छे. ते एम के "माटी, लाकडुं, नवलोह–सर्व धातुओ–पत्थर, पारा, इत्यादि पदार्थोना चमत्कारिक नेरानराळा आकारानी जे वस्तुओ, मूर्तिओ तैयार करे छे ते शिल्पी प्रत्यक्ष विश्वकर्मा मोतेज होवाथी सदा सर्वदा पूज्यज छे." विश्वकर्मसंततिने 'पंचाल' आनाम होवानुं कारण, तेज रुद्रयामलांतर्गत वास्तुतंत्रमाज जरा आगळ जतां कह्युं छे. तेमा एम कह्यु छे के, जे निर्जीव परंतु जीवतां प्राणीओ प्रमाणे काम करनारां यंत्रो तैयार करे छे, जोतां वेंतज मन मोहित थई जाय, लक्षण प्रमाणे मूळ स्वरूपनी ओळखाण पडे अने अंतःकरणमां परमेश्वर-भकित उत्पन्न थाय एवी श्री लक्ष्मीनारायणादि देवोनी पाषाण, धातुओ वगेरेनी मूर्तिओ, अलंकार, देवालयो इत्यादि तैयार करे छे., सूर्यचंद्रादि ग्रह, आश्विनी वगेरे नक्षत्रो, जेना आधारे रातदिवस भ्रमण करे छे ते आपोआप चालनारुं 'शिशुमार' नामनुं राशी चक्र; ग्रहमाला; इंद्रादिकना रथ, हथियार, अंतरिक्षमां चालनारां विमानो, इत्यादि जे निर्माण करे छे, ते विश्वब्रह्मसंततिने स्वर्गमां 'पंचांगुल' एवी संज्ञा छे. तेमनेज अहीं–मृत्युलोकमा–'पंचांगुल' आ नाममांना त्रीजा–'गु'–आ अक्षरनो लोप थईने 'पंचाल' एम कहे छे. ते शिल्पकर्ममां परम चतुर होवाथी तेमने विराट् पुरुषना

---

आ श्रुति हिरण्यकेशी शाखाना पुंसवन नामक संस्कारना प्रयोगमां राष्ट्रभृत् आ नामथी पढेली छे.

હોય તેવાજ ગણ્યું છે. જગત્પાલક નારાયણના સ્વરૂપના પાંચ ભેદ હોય તેમાંનો દરેક અવયવ પૂજ્ય હોવાનું સર્વ વિશ્રુતજ છે. આ ઠેકાણે ( तस्यार्थं.रा: परिजानंति योनिं ) આ શ્રુતિતરફ પાછું ધ્યાન દેવું.

દેવાલયો, ઘરો, મૂર્તિપ્રતિષ્ઠા, ગ્રામસ્થાપના, તલાવ, વાપી, કૂપ, બાગ, યજ્ઞમંડપ, કુંડ, વધૂના અલંકાર, કુલદેવતાઓની પ્રતિમા, સુવર્ણાદિ ધાતુમય ઘટકાપાત્ર,વગેરે તૈયાર કરતી વખતે વાસ્તુપુજાનુજ એક અંગ સમજીને તે તે કાર્યની શરૂઆતમાં, મધ્યમાં અને છેવટે એટલે કામ તૈયાર થયા પછી શિલ્પકારોના સર્વ આયુધો [ તાસણી, ટાંકી, એરણ, અગ્નિકુંડ વગેરે ] યજમાને યથાશક્તિ સુવર્ણનાં કરીને તે આયુધોસહિત જેને વિનાયક" એવી સંજ્ઞા છે એવા તે પાંચાલોની અન્ન, વસ્ત્ર, દ્રવ્ય, દક્ષિણા વગેરે દઈને પુજા કરવી એટલે થએલાં બધાં કામ ફલદ્રુપ થાય છે. દેવાલય બાંધ્યુ હોય તો તેમાંની દેવતા મનોરથ પૂર્ણ કરનારી થાય છે. ગામ વસાવ્યું હોય તો તે સર્વોપદ્રવરહિત થાય છે. તલાવ બાંધ્યું હોય તો તે જલદેવતાની પીડામાંથી મુક્ત થાય છે. અલંકાર કર્યા હોય તો તે સૌભાગ્યવર્ધક થાય છે. ઘટકાપાત્ર હોય તો તે ઉત્તમ મુહૂર્ત સાધનારૂં થાય છે. પાંચાલો અગ્રપૂજાના અધિકારી હોવાથીજ તેમને ' વિનાયક ' એવી પણ સંજ્ઞા છે. શાલિગ્રામ જેમ વિષ્ણુસ્વરુપી છે તે પ્રમાણેજ આ વિશ્વબ્રાહ્મણ શિલ્પીઓ મુખ્યાં પ્રત્યક્ષ વિશ્વકર્મ મૂર્તિજ છે એમ સમજવું. તેના યોગે વિશ્વબ્રહ્મ સાયુજ્યપદની પ્રાપ્તી થાય છે, એ ભાવાર્થ.

પણ બીજા બ્રાહ્મણો છોડીને આ શિલ્પીઓનીજ પ્રથમ પૂજા શામાટે કરવી ? એવી પણ શંકા ઉત્પન્ન થાય છે. પરંતુ જો કોઈ વાસ્તુપ્રમુખ યજ્ઞાદિક કર્મોના આરંભમાં આ વિશ્વબ્રહ્મસંતતીય શિલ્પીઓને છોડીને ' વેધસ ' એટલે-વિધિનાથી-બ્રહ્મદેવનાથી-ઉત્પન્ન થએલ બ્રાહ્મણોની પૂજા કરશો તે સૂર્યબિંબ છોડીને સૂર્યનાં કિરણ પડેલાં કાષ્ટ પાષાણાદિકની પૂજા કર્યા જેવું થશે. આ વિષે " रश्मीनामंशरश्मय " આવો એક મંત્ર છે. એનો અભિપ્રાય એવો છે કે દેદિપ્યમાન સૂર્યના તેજોમય કિરણોથી યુક્ત બિંબજ તેનુ મુખ્ય સ્વરુપ હોઈ ભૂમિ, પર્વત એ તે કિરણોમાની કળાના સંચારસ્થાનો છે. તે પ્રમાણેજ પંચાલશિલ્પી એજ સર્વ શિલ્પ નિર્માણ કરનારા વિશ્વકર્માનું મુખ્ય સ્વરુપ છે. અને આ જગદ્બિંબની અંદરની ચારે ખાણોમા જે ચરાચર પદાર્થ છે તે આ જગદ્બિંબરુપ શિલ્પીની શિલ્પકલાનાં સંચારસ્થાનો છે. અર્થાત્ તે તે તેની શિલ્પક્રિયાથીજ થયલાં છે માટે પૂર્વોકત શ્રુતિનો અર્થ ભાષ્યકારોએ એવો કર્યો છે કે દેવ બ્રાહ્મણ આદિ કરીને આ સારી દુનિયા, વિશ્વકર્મસ્વરુપ જે મનુ, મય, ત્વષ્ટા, શિલ્પી, દૈવજ્ઞ, તે આ વિશ્વબ્રાહ્મણ શિલ્પીના શિલ્પકલાનાં સંચારસ્થાનો છે. કુંડ, મંડપ, યજ્ઞપાત્રો,દેવમૂર્તિ, દેવાલયો, પ્રાસાદ, મંદિરો શસ્ત્રાસ્ત્રો, અલંકારાદિક તૈયાર કરનારાને ' કર્મારિ ' કહે છે. એજ કર્મારોની વંશપરંપરાગત વૃત્તિ ચલાવનારા જે વિશ્વબ્રાહ્મણશિલ્પી તેમને છોડીને વાસ્તુપ્રમુખ યજ્ઞાદિકર્મોમાં જે બીજા બ્રાહ્મણોની પૂજા કરે છે તેઓ સૂર્યમંડપ છોડીને ભૂમિઉપરના કાષ્ટપાષાણાદિકઉપર પડેલા તડકાનીજ પૂજા કર્યા જેવું કરે છે. આ ઉપરથી વેધસાખ્ય બ્રાહ્મણોના કરતાં વિશ્વબ્રાહ્મણ શિલ્પીજ અધિક પૂજ્ય છે એવોજ ધ્વનિતાર્થ નીકળે છે.

વિશ્વબ્રાહ્મણ શિલ્પીની આ પૂજાનો રિવાજ હજી પણ થોડાઘણા અંશે અવશિષ્ટ રહેલો નજરે પડે છે. ઉદાહરણાર્થ ઘરનો પાયો વગેરે નાંખતી વખતે શિલ્પીની દક્ષિણા હજીય એકઠેકાણે કાઢીરાખે છે. અને ઘર બંધાઈને તૈયાર થયા પછી વાસ્તુશાન્તિવખતે પાઘડી વગેરે

બંધાવી શિલ્પીનું સન્માન કરે છે. લગ્નકાર્યોમાં દેવપ્રતિમા લઈ જતી વખતે કિંવા છોકરાંને ઘરેણું પહેરાવતી વખતે સિધું વગેરે દે છે. આ પ્રમાણે કોઈપણ સ્વરૂપે એ શિલ્પીઓના પૂજનનો વહિવાટ રહ્યો છે. પરંતુ એ કંઈ પૂજા નથી. કેમકે પૂજા આ શબ્દમાં આવનારા પૂજ્યભાવનો સાંપ્રતકાળે યજમાનના મનમાં અભાવ હોવાથી આ પૂજન એટલે પાટુ મારીને પાણી બનાવવા જેવું જ છે! માટે અત્યારે આપણા દેશમાં ઘરની વગેરે જે વાસ્તુશાન્તિઓ થાય છે તે યથાશાસ્ત્ર થતીજ નથી પણ ઉલટી શાસ્ત્રવિરુધ્ધજ થાય છે એમ કહીએ તોપણ ચાલે. કેમકે જે કમમાં જે દેવતા ઉકત માન્યા છે તે છોડીને તેમને ઠેકાણે ભલતાજ દેવની પૂજા કરવામાં આવે તો તે શાસ્ત્રવિરુધ્ધજ થાય છે. અને તેથી ઘર બાંધેલાં વાસ્તુમાંથી જે વાસ્તવિક સૌખ્ય પ્રાપ્ત થવું જોઈએ, તે ન થતાં યજમાનનો નાશ માત્ર થાય છે. આ કહેવું અમારૂં પોતાનું નથી પણ એ વિષે શ્રુતિજ આવી છે.

## तैत्तिरीय ब्राह्मण अष्टक १ प्रश्न १ अनु० ४ दशक ९—"यथादेवत अग्निराधीयते । नदेवताभ्य आवृश्चयतेवसीयान्भवति।"

भाष्यं—' यस्य पुरुषस्य याभ्मिमानिनी देवता तामनतिक्रम्याधान तस्य पुरुषस्याधानं यथादेव समाधानामित्युच्यते । तदतिक्रमे सति देवताद्रोहो दरिद्रश्च भवति । अनतिक्रमनु देवताप्रसादो धनसंपात्तिश्च भवति ।

જે પુરૂષની જે અભિમાની કિંવા ઇષ્ટ દેવતા હોય તેને અનુસરીને અગ્નિહોત્રાદિ શ્રૌત વગેરે કર્મો તેજ તે પુરૂષની ઉપાસના છે. પોતાની ઈષ્ટદેવતા છોડીને કર્મ કર્યું તો તે દેવતાનો કોપ થઈને તમાંથી તે ઉપાસકને દારિદ્ર પ્રાપ્ત થાય છે અને પોતાની ઇષ્ટ દેવતાને અનુસરીને ચાલવાથી દેવતા પ્રસન્ન થઈ તે ઉપાસકને ધનસંપત્તિનો લાભ થાય છે માટે વાસ્તુકર્મમાં વિશ્વબ્રહ્મકુલોત્પન્ન શિલ્પિપૂજનજ વિહિત છે. કેમકે પૃથ્વીમાંના યજ્ઞયાગાદિક કર્મો કહો, બીજા કોઈ પણ કર્મો કહો, શિલ્પવિદ્યા સિવાય કંઈ પણ કરી શકાતાં નથી. વાસ્તુશાન્તિના સંકલ્પમાં સુધ્ધાં [ **अद्य० ममनूतन गृहाश्रित सुवर्ण, रजत, ताम्र, त्रपु, सीस, काष्ट, लोह, पाषाणादिशिल्पानां मदिनी दोषपरिहारार्थं, शिल्पशास्त्रोक्तन्यूनाधिक मानजानत विरुद्धफल निवृत्यर्थं, अस्मिनगृहे चिरकाल निवास सिद्ध्यर्थ,** ઈત્યાદિ શિલ્પસંબંધી ઉચ્ચાર છેજ. અને આ વાસ્તુપૂજા છે ત્યા વિશ્વબ્રહ્મ શિલ્પિની અગ્રપૂજા પણ નિત્ય છે. માટે બ્રાહ્મણોએ સુધ્ધાં પોતાના ગૃહાદિકની વાસ્તુમાં વિશ્વબ્રહ્મ પંચાલોનીજ પૂજા કરવી યોગ્ય છે. આવાં શ્રુતિ અને રૂદ્રયામલાદિ ગ્રંથોના પણ વચનો છે. એ રુદ્રયામલ પ્રમાણે એનું પ્રત્યક્ષ પ્રમાણઃ—

**वास्तुशास्त्रे विश्वकर्म नारदसंवादे प्रासादाधिकार** ' अध्याय ८ **प्रतिष्ठाविधौ -सुदिनेचमुहूर्तेचलग्नेसौम्ययुतेऽक्षये ॥ अभिषेके प्रतिष्ठायां प्रासादादिषुचोच्यते ॥ प्रासादाग्रेईशानोत्तराग्रेमंडपंशुभम्० ॥ हस्तमात्रं भवेत्कुडमेखलायोनिसयुत । आगमैर्वेदमन्त्रैश्चहोमकुर्याद्विधानतः ॥**

ઇત્યાદિ ૩૭ શ્લોકથી તે ૭૬ શ્લોક સુધી મુર્તિપ્રતિષ્ઠાનાં મુહૂર્ત વગેરે અને મંડપ કરવાનું શાસ્ત્ર પ્રમાણ કહીને પછી અયુત ૧૦૦૦૦ ( અવદાનના ) હોમને ૧ હાથનો કુંડ; અર્ધલક્ષ હોમને ૨ હાથનો; લક્ષ હોમને ૩ હાથનો; ૧૦ લક્ષ હોમને ૪ હાથનો;

૩૦ લક્ષ હોમને ૫ હાથનો; અર્ધ કોટીને ૬ હાથનો; એંશી લક્ષ હોમને ૭ હાથનો અને એક કોટિને ૮ હાથનો કુંડ ઈત્યાદિ પ્રમાણો બતાવીને પછી વેદી કરવાનાં પ્રમાણો પણ બતાવ્યાં છે. આગળ જતાં સર્વતોભદ્ર મંડપ, બ્રહ્મતોભદ્ર, વિષ્ણુતોભદ્ર, લિંગતોભદ્ર, ગૌરીતિલકભદ્રમંડલ, સૂર્યતોભદ્ર ઈત્યાદિ જે જે દેવતા મૂર્તિની પ્રતિષ્ઠા કરવી હોય તે તે પ્રમાણે ભદ્રમંડળો કહ્યાં છે. એના આગળ તડાગપ્રતિષ્ઠાને અર્ધચંદ્રકાર, વાપીકૂપ વાસ્તુને ધનુષ્યાકાર, સ્વસ્તિકાકાર, જલદેવતાપૂજાને યોન્યાકાર, એવા મંડળો કહ્યાં છે. પછી વાસ્તુદેવતા ન્યાસવિધિ બતાવતી વખતે વેદીઉપર કળશ, કમંડળું, પંખો દર્પણ, નવરત્નો, સર્વૌષધિ, સપ્તધાન્યો વગેરે દ્રવ્યો મૂકીને પ્રથમ વસ્ત્રાલંકારાદિ ભૂષણોથી મૂર્તિની પૂજા કરવી અને તે પૂજાનું સાહિત્ય શિલ્પીને દેવું એમ કહ્યું છે. [ देवस्याभरणं पूजा वस्त्रालंकार भूषणैः । तत्सर्वं शिल्पिने दद्यामिति .. .. .. .. श्लोक ६४ ] એવું વચન છે. એની આગળ વાસ્તુપૂજા, ગ્રહપૂજા, બલિપ્રદાન, હોમઈત્યાદિ કહીને સર્વ દેવાલયમાં પગથીયાથી તે શિખર સુધી વ્યાપ્ત થયલા વાસ્તુપુરૂષના–વિશ્વકર્માના-કલ્પિત પાદાદિ અવયવોને વિષે આવેલા દેવતાનાં નામ જણાવ્યાં છે. એટલે ઉમરામાં વૃક્ષ દેવતા, પગથીયામાં વરાહ દેવતા, સ્તંભમાં પર્વત દેવતા, કાસવમાં ગંગા, શિખરના પાંચ કળશમાં બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, ઈશ્વર અને સદાશિવ, ઉર્ધ્વ પંચશિખાને વિષે –કળશઉપર–સદ્યોજાત વામદેવાદિ પંચ શિવમૂર્તિ એવો ન્યાસ હોઈ તેનો બીજો સુધ્ધા ઘણો વિસ્તાર છે.

## ७ विश्वब्राह्मणशिल्पी पुजानो प्रकार.

वास्तुशास्त्रे इत्यनन्तरतः कूर्यात्सूत्रधारस्यपूजनं । वस्त्रालंकारभूषादिवित्तगोदान वाहनैः ॥ ८१ ॥ अन्येषांशिल्पिनां पूजाकर्तव्याकर्मकारिणां ॥ स्वाधिकारानुमारेण वस्त्रतांबूलभोजनैः ॥ ८२ ॥ काष्ठपाषाणनिर्माणे कोणयन्त्रेचमंदिरे ॥ भुंजतस्तेचभुक्त्वा मौ शंकरास्त्रिदशैः सह ॥ ८३ ॥ पुण्यप्रासादजस्वामीप्रार्थयेत्सूत्रधारतः ॥ सूत्रधारोवदेत्स्वामिन अक्षयंभवितानव ॥ ८४ ॥ इतिसूत्रधारपूजा ॥ अथाचार्यादिपूजा ॥ आचार्यपूजनंकृत्वा वस्त्रंस्वर्णधनैः सह ॥ दानदद्यात्द्विजातिभ्यो दानंवैदुर्बलेषच ॥ ८५ ॥ सर्वेषांधनमाधारः प्राणिनांजीवनंपरम ॥ वित्तेदत्तेप्रतुष्यति मानुषाः पितरः सुराः ॥ ८६ ॥ इतिप्रतिष्ठाविधिः ॥ अथवास्तुविधिः ॥

અર્થઃ–મહોત્સાહપૂર્વક શાસ્ત્રોકત વિધિથી મૂર્તિની સ્થાપના કર્યા પછી સૂત્રધારની –શિલ્પશાસ્ત્ર પારંગત એવા મુખ્ય શિલ્પાચાર્યની–વસ્ત્ર, ગંધ, પુષ્પહાર, અલંકાર, ભોજન ઈત્યાદિ ઉપચારો વડે પૂજા કરીને તેને દ્રવ્ય, દક્ષિણા, ગોપ્રદાન, અશ્વાદિ વાહનોનું વિધિપૂર્વક દાન કરીને તે મુખ્ય શિલ્પીના હાથ નીચે કામ કરનારા બીજા પંચાલો હોય તેમની પણ તેમની યોગ્યતા પ્રમાણે વસ્ત્રાગંધાદિ ઉપચારોવડે પૂજા કરીને અને ભોજન વગેરે કરાવીને યજ્ઞોમાં શિલ્પીબ્રાહ્મણને અન્નદાનથી તૃપ્ત કરવામાં આવે તો સર્વ દેવોસહિત શંકર તૃપ્ત થાય છે. આ પ્રમાણે વિશ્વબ્રાહ્મણ સંતર્પણ થઈ રહ્યા પછી યજમાને ઘર બાંધવાથી પ્રાપ્ત થનારૂં શ્રેય પોતાને મળે એટલા માટે ' पुण्यं प्रासादजं स्वामी प्रार्थयेत्सूत्रधारत " આ મંત્રથી મુખ્ય શિલ્પીની પ્રાર્થના કરવી. પછી તે મુખ્ય શિલ્પીએ ' अक्षयं भविता नव ' આવો આશીર્વાદ આપીને પ્રજા રૂપે યજમાનના હાથમાં નાળા-

આ ઉપરથી સ્પષ્ટ છે કે પંચાલશિલ્પીને ગોપ્રદાનાદિક કરવાનું કહ્યું છે. અર્થાત તે બ્રાહ્મણ છે.

એર દેવું. આ પ્રમાણે ઘર બાંધનારા કે મૂર્તિ વગેરે કરનારા શિલ્પીની પૂજા કર્યા પછી હોમ કરેલા આચાર્યાદિક બ્રાહ્મણોની પૂજા કરીને તેમને મુખ્યાં ગોપ્રદાન અને દક્ષિણા દેવી. તેજ પ્રમાણે દીન, દુબળાં, આંધળા, પાંગળાં, વગેરેને પણ દ્રવ્ય, અન્ન વગેરે દઈને સંતુષ્ટ કરવા. કેમકે દ્રવ્ય એજ સર્વ પ્રાણીઓને આધારભૂત છે. દ્રવ્યદાનથી દેવ પિતૃઓ અને મનુષ્યો મુખ્યાં તૃપ્ત થાય છે. મૂર્તિપ્રતિષ્ઠા અને પ્રાસાદવાસ્તુના યથાર્થ વિધાનનું આ પ્રમાણે વર્ણન કર્યું છે, તેમજ ' वास्तुसारे-प्रवेश वास्तु दिक्पाल ग्रहदैवत पूजनम्-आचार्यशिल्पावप्रद्विजान् भोजयेत्स्वजनान्वितम् ॥ १४७ ॥ ગૃહપ્રવેશને વખતે વાસ્તુપુરુષ, અષ્ટદિક્પાલ, નવગ્રહ, ઇત્યાદિ દેવતાઓનું પૂજન કરીને આચાર્ય અને વિશ્વબ્રાહ્મણ-શિલ્પીને ભોજન કરાવીને ત્યાર પછી પોતાનાં સગાંવહાલાં હોય તેમને ભોજન કરાવવું અને:—

मत्स्यपुराण अध्याय २२—तस्याप्युत्तरतः कुर्यात्स्नानमण्डपमुत्तमम् ॥ तदर्धेनत्रिभागेनचतुर्भागेनवापुनः ॥ २६ ॥ आनीयलिंगमर्चांवाशिल्पिनः पूजयेद्बुधः ॥ वस्त्राभरणरत्नैश्चयेऽपितत्परिचारकाः ॥ २७ ॥ शिल्पिप्रार्थना—क्षमध्वमितितान्ब्रूयाद्यजमानोप्यतः परम् ॥ देवंप्रस्तरणेकृत्वानेत्रज्योतिः प्रकल्पयेत् ॥ २८ ॥ अथऋत्विक्पूजा विप्राणांचार्चनंकुर्याद्दद्याच्छक्त्याचदक्षिणाम् ॥ गांमहींकनकंचैवस्थापकायनिवेदयेत् ॥ २९ ॥

અર્થ:- મુખ્યમંડપની ઉત્તરે દેવોનો સ્નાનમંડપ રાખવો. તેનું પ્રમાણ મુખ્ય મંડપનો અર્ધો, તૃતિયાંશ કે ચતુર્થાંશ ભાગ રાખવું. ત્યાં તૈયાર કરેલું લિંગ કિંવા મૂર્તિ જે હોય તે શિલ્પકારોની પાસે મંગાવીને તે પંચાલશિલ્પી અને તેમના પરિચારક એટલે હાથનીચે કામ કરનારા લોકો, એમનું વસ્ત્રો, આભરણો અને રત્નોવડે પુજન કરવું, અને નીચે લખ્યાપ્રમાણે તેમની પ્રાર્થના કરવી.

" હે પંચાલ શિલ્પિજનો ! આપની પૂજામાં કશું ન્યૂનાધિક રહ્યું હોય તો તેની ક્ષમા કરો અને સંતુષ્ટ થાવ."

આ કામ પુરું થયા પછી દેવની મૂર્તિ શિલાઉપર મૂકીને તેનો નેત્રસંસ્કાર કરવો —મૂર્તિના ડોળા ઉપર મીણ ચોટાડેલું હોય છે તે કાઢી નાંખીને નેત્ર ઉઘાડાં કરવાની ક્રિયાને 'નેત્રસંસ્કાર' કહે છે.— પછી આચાર્ય આદિકરીને સર્વ ઋત્વિજોની પૂજા કરીને યથાશકિત દક્ષિણા દઈને આચાર્યને ગાય, ભૂમિ, અને સુવર્ણના દાન દેવાં. 'પદ્મ સંહિત' કરીને એક પ્રાચીન ગ્રંથ છે. તેમાં દેવાલયો કેવી રીતે બાંધવા, મૂર્તિપ્રતિષ્ઠા, કેવા રીતે કરવી એ વિષય સ્પષ્ટ કરીને વર્ણ્યો છે. તેમાં મુખ્યાં મૂર્તિપ્રતિષ્ઠાદિ કાર્યમાં વિશ્વકર્મસંતતીય રથકાર શિલ્પીનુ પૂજન પહેલાં કરવાનુ કહ્યું છે.

### ૮ વાસ્તુ વિશ્વબ્રાહ્મણશિલ્પિ પૂજનપૂર્વક કરવામા આવે તો સર્વ ફલપ્રાપ્તિ થાય છે.

वास्तुशास्त्रे अध्याय २—य पूजयेद्वास्तुमनेनयुक्तनतस्यदुःखमभवतीहकिंचित् ॥ जीवत्यमावर्षशतसुखंनस्वर्गेनरास्तिष्ठतिकल्पमेकम ॥ ७७ ॥

અર્થ:- આ વિશ્વબ્રાહ્મણશિલ્પિ પૂજનાદિ વિધિથી યુકત એવી જે કોઇ વાસ્તુ કરે છે તેને આ જગતમા જરાકે દુઃખ ન થતાં તે સર્વ સુખથી સંપન્ન થઈને પૂર્ણ શતાયુષી થાય છે અને એક કલ્પસુધી સ્વર્ગસુખ ભોગવે છે પરંતુ જો વિધિ છોડીને વાસ્તુ કરે તો તે અનર્થનું કારણ થાય છે.

मत्स्य पु० अ० २५१—अज्ञानात्तुकृतो यस्मात्तस्माद्वाहारो भविष्यति ॥ यज्ञोत्सवादौच बालस्तवाहारोभविष्यति ॥ १८ ॥ अकारणेपि—आहारोवैश्वदेवान्तेनूनमास्मिन्भविष्यति ॥ वास्तुपूजामकुर्वाणास्तवाहारोभविष्यति ॥ १९ ॥

આ ઉપરથી વિધિયુક્ત વાસ્તુશાન્તિની સાંગતા વિશ્વબ્રાહ્મણ શિલ્પીપુજનવિના કદિ થતી નથી. અર્થાત્ પંચાલ જો શૂદ્ર હોત તો વાસ્તુ આદિ યજ્ઞકર્મોમાં આચાર્યોની પણ પહેલાં પંચાલશિલ્પિપૂજનનો વિધિ કદિ પણ કહ્યો ન હોત અને જે અર્થે તે અગ્રભાગે કહેલ તે અર્થે પંચાલ એ બ્રાહ્મણ છે એ સ્પષ્ટ છે. આચાર્યનાથી પણ પહેલાં શિલ્પિપુજન હોય છે તેનું કારણ "तस्य धीराः परिजानंति योनिं" આ શ્રુતિથી પહેલાં જણાવ્યું જ છે કે तस्मात्विष्णोः शालिग्राम इव विश्वकर्मप्रतिमा भूतान् शिल्पिवरान् विश्वकर्मरूपा जानीयात् એટલે વિષ્ણુનું સાક્ષાત્ સ્વરૂપ જે પ્રમાણે શાળિગ્રામ છે તે પ્રમાણેજ વાસ્તુપુરૂષ જે વિશ્વકર્મા, તેનું સાક્ષાત્ સ્વરૂપ આજ તદવંશીય પંચાલશિલ્પી છે. તેથી પંચાલપૂજન એટલે વાસ્તુપૂજનાંગભૂત એક કર્મજ છે એમ સમજવું જોઈએ. ભોજનથી જે પ્રમાણે દેવ તૃપ્ત થાય છે તેપ્રમાણે एवं सर्वे शिल्पवर्तु विश्वकर्मण. शिल्पवरा एव मुख्यंस्वरूपं "આ શ્રુતિઉપરથી પંચાલ શિલ્પીબ્રાહ્મણ ભોજનદ્વારા વાસ્તુપુરૂષસ્થ દેવતા અને અખિલ દેવતાત્મા જે વિશ્વકર્મા તે તૃપ્ત થાય છે. કેમકે, પંચાલ એ પણ બ્રહ્માદિ ભૂદેવજ છે.

## ९. पंचाल आ नाम ब्राह्मणजाति बोधक छे ए विषे.

પ્રશ્નઃ– વાસ્તુશાન્તિ આદિકરીને યજ્ઞોમાં પંચાલશિલ્પિઓને બ્રાહ્મણ–ભૂદેવ–તરિકે અગ્રપુજાનું માન હશે પણ પંચાલ એ શબ્દ બ્રાહ્મણ જાતિબોધકજ છે એનું પ્રમાણ શું?

ઉત્તરઃ– બ્રાહ્મણજાતિનો બોધ આર્ષેયગોત્રઉપરથી થાય છે. અને પંચાલ આ શબ્દનો બ્રહ્મર્ષિ ગોત્રના નડાદિ ગણમાં સમાવેશ થતો હોવાથી પંચાલ આ શબ્દઉપરથી બ્રાહ્મણ જાતિનોજ બોધ થાય છે. નડાદિ ગણમાં બ્રહ્મર્ષિગોત્રબોધક નડ, ચર, શલંક, મિત્ર, દ્વિપ કાશ્યપ, કૃષ્ણ, રણો, શકટ, જલંદર, અમ્બર, પંચાલ' યમગ્નિન્, બ્રાહ્મણ, બદર, અશ્વલ બ્રહ્મદત્ત, ઉદુંબર ઇત્યાદિ ૮૧ શબ્દો છે. આ બધા ઋષિબ્રાહ્મણ જાતિદર્શકજ છે. એમને "नडादिभ्यः फक् ४।१।९९ " આ સૂત્રોથી ગોત્ર પ્રત્યય થઈને નાડાયન, ચારાયણ, મૈત્રાયણ, દ્વૈપાયન, કાણ્વાયણ, રાણાયણ, શાકટાયન જાલંધરાયણ, પાંચાલાયન, યામદગ્નાયન, બ્રાહ્મણાયણ, બાદરાયણ, આશ્વલાયન, ઇત્યાદિ આર્ષેયગોત્રો બ્રાહ્મણજાતિનાંજ હોવાથી પંચ વિધશિલ્પકર્તા પંચાલો પણ બ્રાહ્મણજ છે અને તેથીજ આ " रचयंति विचित्राणि रूपाणि विविधानि ये। पंचालास्ते सदा पूज्याः प्रतिमा विश्वकर्मणः॥ ॥" આ ઉપરથી પંચાલ બ્રાહ્મણોને પણ પુજ્યત્વ છે. કેમકે શૂદ્રને પૂજ્યત્વ નથી. ગાયો જો કે વિષ્ટા ભક્ષણ કરે છે તો પણ તેને જ પ્રમાણે પૂજ્ય ગણવામાં આવે છે તે પ્રમાણે બ્રાહ્મણ અનાચારી હોય તો પણ તે પૂજ્યજ છે. શૂદ્ર જિતેંદ્રિય હોય તોપણ તે પૂજ્ય નથી. આ પ્રમાણે આચારભ્રષ્ટ બ્રાહ્મણને પણ જો પૂજ્યત્વ છે તો આચારશીલ પંચાલ એ બ્રાહ્મણ છે એથી તેમને પૂજ્યત્વ આજ સ્પષ્ટ પ્રમાણ હોઇ તેમના પરંપરાગત ઉપનયનાદિ વેદોક્ત બ્રહ્મકર્મોપલાગોઉપરથી પણ આ બીના સિદ્ધ થાય છે.

## १० देवाशिल्प ए शूद्रवृत्ति नथी ए विषे.

પ્રશ્નઃ– પરંતુ વિશ્વકર્મા જો પરમેશ્વર છે તો તેનો શિલ્પકર્મોની સાથે, સંબંધ શો અને કેવી રીતે ? શુદ્રકર્મપ્રમાણે શિલ્પકર્મઉપર ઉપજીવિકા કરીને રહેનારા વિશ્વકર્મ

---

१ पंचभिः स्वर्णादिशिल्पैः अलतिविभ्रंसपंचालः नामविश्वकर्मादेवशिल्पी । अल भूषणादि ॥ पंचालास्तेसदापूज्या. प्रतिमाविश्वकर्मणः इतिस्मृते. पंचाला विश्वकर्मकुलोत्पन्नाः ब्राह्मणजातीयाः शिल्पविशेषाहृत्यर्थः ॥ पांचालायनापत्यंपंचालः फगितस्यगोत्रापत्यस्यबहुत्वेलुकृत्वात् ॥

વંશજોને બ્રાહ્મણ કહેવા એ એક આશ્ચર્ય અને તેમને અગ્રપૂજાનું માન છે એમ કહેવું એ તેના કરતાંય વધારે આશ્ચર્ય છે. અને અમરકોશમાં તો સંકર, રથકાર આ નામવડે કારીગર લોકોની ગણના શૂદ્રવર્ગમાં કરી છે. તો એ કેમ?

ઉત્તર:– અમરકોશમાં જે કારીગરોને શૂદ્રલોકો તરિકે ગણાવ્યા છે, તે ફકત સંકર, રથકારાદિ શૂદ્રજાતિના છે. આ તેમનાં નામ શૂદ્રવર્ગમાં હોવાથી સ્પષ્ટજ છે. પણ તેમનો વિશ્વકર્મસંતતીય પંચાલોની સાથે કોઇપણ પ્રકારનો સંબંધ નથી. કેમકે પંચાલશબ્દનો ઉલ્લેખ અમરકોશના શૂદ્રવર્ગમાં ક્યાંઇ પણ કરેલો નથી. એનું કારણ પંચાલ આ શબ્દ સર્વ ગ્રંથોમાં બ્રાહ્મણવાચક[1] અને દેશવાચક માત્ર જણાય છે. શૂદ્રવાચક ક્યાંઇપણ જણાતો નથી. માટે પંચાલ એ બ્રાહ્મણ છે. પરંતુ સાંપ્રત સમયે તેમનું શિલ્પકર્મ શૂદ્રાદિક પણ કરવા લાગ્યા હોવાથી જેટલું કંઇ શિલ્પકર્મ છે તેટલું બધું શૂદ્રોનીજ વૃત્તિ, આવો લોકોને ભાસ થાય છે. પરંતુ વિચાર કરીને જોઇએ તો પવિત્ર શિલ્પકર્મ એ બ્રાહ્મણોનુંજ કર્તવ્ય છે અને તેથી તે શૂદ્રોએ કરેલું કામનું નથી. એ વિષે પ્રાચીન નિઘંટાદિ પદકોશ છે તે જુઓ. પણ એટલે બધે આઘે જવા કરતાં અમરકોશજ જુઓ ને? તેના પ્રથમ કાંડમાં "मोक्षेधीर्ज्ञानमन्यत्र विज्ञानं शिल्पशास्त्रयोः" આવો ઉલ્લેખ છે. એનો અર્થ જ્ઞાન એટલે મોક્ષની બુધ્ધિ અને વિજ્ઞાન એટલે શિલ્પશાસ્ત્રોકત કલા કૌશલ્યનું જ્ઞાન આ ઉપરથી એકાદા દેવતાનું અગર પદાર્થનું સ્વરૂપ સમજવું એ જ્ઞાન એટલે વેદવિદ્યા છે. અને વેદોકત દેવાદિ વસ્તુઓનું સ્વરૂપ પ્રત્યક્ષ બતાવવાનું જે કર્મ તે વિજ્ઞાન એટલે શિલ્પ, એ વિષે ભાગવત દ્વિતીય સ્કંધમાં એમ કહ્યું છે કે "शब्दस्यहि ब्राह्मण एषपंथा०" એનો ભાવાર્થ, મોક્ષસુખને સારૂ વૈદિક લોકો વેદાધ્યયન નામનું જ્ઞાન સંપાદન કરે છે. તેને અનુભવ જ્ઞાનની જોડ મળે એટલે તે વિજ્ઞાન થાય છે. ઉદાહરણાર્થ "चत्वारिशृंगात्रयोअस्यपादा०" આ શ્રુતિથી ચાર શિંગડાં, ત્રણ પગ, બે મ્હોડાં સાત હાથ, વગેરે અગ્નિનીમૂર્તિનું વર્ણન થયું. હવે તેજ અગ્નિની મૂર્તિ શિલ્પિએ પ્રત્યક્ષ તૈયાર કરીને બતાવવી એટલે વેદવર્ણિત સ્વરૂપનો સાક્ષાત અનુભવ નેત્રોને બતાવવો એજ વિજ્ઞાન; આ ઉપરથી દર્શન પૂજનવડે ચતુર્વિધ મુક્તિ દેનારા એવા વેદોક્ત શિવ, વિષ્ણુ આદિ મૂર્તિનાં સ્વરૂપ જે વિદ્યાથી પ્રત્યક્ષ બતાવી શકાય છે તે શિલ્પવિદ્યા એ વેદવિદ્યાનું એક અંગજ[2] છે. માટેજ:–

## ११. शिल्पने वेद एवी संज्ञा छे

भागवतस्कंध ३ अध्याय १२–आयुर्वेदं धनुर्वेदं गांधर्ववेदमात्मनः। स्थापत्यंचासृजद्वेद क्रमात्पूर्वादिभिर्मुखैः ॥ १ ॥ [स्थापत्य विश्वकर्म शास्त्रम् इति श्रीधरस्वामी]

અર્થ:–બ્રહ્મદેવના પૂર્વમુખમાંથી આયુર્વેદ, દક્ષિણમુખમાંથી ધનુર્વેદ, પશ્ચિમ મુખમાંથી ગાંધર્વવેદ, અને ઉત્તર મુખમાંથી સ્થાપત્યવેદ [ શિલ્પવેદ ] આવા વેદ ઉત્પન્ન થયા. આ વેદોનું મુખ્ય અંગ હોવાથી તેને 'ઉપવેદ' કહે છે. તેમના મુખ્ય વેદ કહું છું

चरणव्यूहे चतुर्थखंडे–आयुर्वेदश्चिकित्साशास्त्रं ऋग्वेदस्योपवेदः ॥ १ ॥ धनुर्वेदोयुद्धशास्त्रं यजुर्वेदस्योपवेदः ॥ २ ॥ गांधर्ववेदः संगीतशास्त्रं सामवेदस्योपवेदः ॥ ३ ॥ स्थापत्यवेदो विश्वकर्मादिशिल्पशास्त्रं अथर्ववेदस्योपवेदः ॥ ४ ॥

---

[1] गर्गादिभ्यः फक् । इस सूत्र परसे पंचालस्यगोत्रापत्यंपांचालायनः ( ब्रह्मर्षिः ) पतंजलि महाभाष्ये–पंचालस्य ब्राह्मणस्य आपत्यंपांचालिः [ इत्र ]

[2] तुकाब्रह्मानंदोक्ति–ब्रह्मविद्येच भावंड ॥ शिल्पविद्या अत्यंत गूढ ॥ २ 'अथर्ववेदो' एवो पण पाठभेद छे.

આ ચરણ વ્યૂહમાંની વ્યાખ્યા ઉપરથી સ્પષ્ટ જણાય છે કે ' સ્થાપત્ય વેદ ' એટલે વિશ્વકર્માદિ શિલ્પશાસ્ત્ર અને વિશ્વકર્માદિક જે શિલ્પી, અર્થાત વિશ્વકર્મ સંતતીય બ્રાહ્મણ, તેમનું દેવસંબંધી, યજ્ઞસંબંધી જે પવિત્ર શિલ્પશાસ્ત્ર તેને 'વેદ' એવી સંજ્ઞા છે, તો તે શૂદ્રકર્મ નથી. એનું બીજું પ્રમાણ " निघंटकोश अध्याय २ - अपइत्यारभ्य क्रतुः। धीः । शहरं । इतिषड्विंशतिकर्म नामानि એટલે 'અપ' આ શબ્દથી તે 'શિલ્પ' આ શબ્દ સુધી જે ૨૬ નામો છે તે યજ્ઞકર્મનેજ લગાડવામાં આવે છે. તેમજ વિશ્વકોશમાં ' शिल्पंस्कवे क्रियायोगे ' એમ કહ્યું છે. અને કેટલેક ઠેકાણે યજ્ઞકર્મને પણ ' શિલ્પકર્મ ' એમજ કહેલું છે. કેમકે

## १२ यज्ञयागादि क्रिया विश्वकर्माएज उत्पन्न करी छे.

આનું પ્રત્યક્ષ પ્રમાણ શ્રીકૃષ્ણે દ્વારકા નિર્માણ કરતી વખતે અને શંકરે દિવ્ય એવું શિવમંદિર બાંધતી વખતે વિશ્વકર્માની ષોડશોપચારથી પૂજા કરીને સ્તોત્ર કર્યું છે. તે નીચે પ્રમાણે:—

पद्मपुराणे भूखंडे स्कं० विश्वकर्ममाहात्म्ये अ० ७५ श्लोक ७–१६ विश्वकर्मस्तोत्रे- कृष्णरुद्रावूचतुः ॥ यशंततुमयांशक्यशिक्ष्यब्रह्मांडमद्भुतम् ॥ निहितंउभययेनविश्वकर्मा सपातुनः ॥ ७ ॥ दिविभुव्युदरेकाष्ठपाषाणादौ चयोविभुः ॥ चतुर्धाव्यभजज्ज्योति- श्चतुर्विधफलाप्तये ॥ ८ ॥ वातरज्जूधृत दिव्यज्योतिः कालस्यकारणम् ॥ विभ्रमीत्य- निशंयेनप्रवर्ततक्रतुक्रियाः ॥ ९ ॥ भौममाकरजंज्योतिः स्वर्णायः पारदादिकम् ॥ नानाकार्यकरं लोकेभूषायुधरसायनैः ॥१०॥ योसौवैश्वानरोवन्हिः प्राणिनांदेहमाश्रि- त. ॥ चतुर्विधंपचत्यन्नंतदुदर्यमहत्स्मृतम् ॥ ११ ॥ दृढाघातेनकाष्ठादेर्यत्तेजोजायते- महत् ॥ ज्वलनोनामतल्लोकश्रौतंस्मार्तंहविः पचेत् ॥ १२ ॥ यः कालंदक्षिणांचैवयज- मानं हवींषिच ॥ धारयन्यः परशिवोविश्वकर्मासपातुनः ॥१३॥ नयत्यनेकरसतां मधु- रैकरसंजलम् ॥ यस्तत्तद्बीजयोगेन महाशिल्पीसपातुनः ॥ १४ ॥ भौमान्यनेकरूपाणि यस्याशिल्पानिमानवाः ॥ उपजीवंतितंविश्वविश्वकर्माणमीमहि ॥ १५ ॥ दिक्कालै सूर्य चंद्राभ्यांगोविप्राभ्यांहविर्मनून ॥ निर्मायनिर्ममे यज्ञंतस्मैयज्ञात्मनेनमः ॥ १६ ॥ दि- विभुव्यंतरिक्षेवा पातालेवापिसर्वशः ॥यत्किंचिच्छिल्पनांशिल्पंतत्प्रवर्तकतेनमः॥१७॥

અર્થ:– વિશ્વકર્માએજ તંતુમય પૃથ્વી નિર્માણ કરીને તેના શીંકાઉપર સૂક્ષ્મ દેહરૂપ પિંડ અને બ્રહ્માંડ એ બંનેને એક ઠેકાણે ભેગાં કરી રાખ્યા છે. અને તે સૂક્ષ્મતત્ત્વાત્મક ચરાચરોને દૃષ્યાકાર આપ્યો છે. અને તેજ વિશ્વકર્માએ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ આ ચારે ફળ પ્રાપ્ત થાય એટલા માટે યજ્ઞકર્મ નિર્માણ કરવા સારૂ 'તેજ' આ તત્વના ચાર વિભાગ કરીને આકાશ, ભૂમિ, ઉદર અને કાષ્ટપાષાણ આ ચાર ઠેકાણે તે મુકી દીધા છે. આકાશમાંનુ તેજ વાયુરૂપ રજ્જુમાં ગુંથીને તેમાંથી નિરંતર ફરતો રહેનારો અને જેનાયોગે બધી યજ્ઞક્રીયાયો ચાલુ થાય છે એવો કાલમાનદર્શક, સૂર્ય તેણેજ ઉત્પન્ન કર્યો છે. તેને ' દિવ્ય તેજ ' કહે છે. ભૂમિમાં મુકેલાં તેજમાથી સોનું, લોખંડ, પારો આદિ ધાતુઓ ઉત્પન્ન કરી છે. તે અલંકાર, શસ્ત્રો અને રાસાયનિક ક્રિયાઓ વગેરેને સાધનીભૂત હોવાથી જગતમાં તેનો ઘણો ઉપયોગ થાય છે. સુવર્ણ નામના સર્વ શ્રેષ્ટ તેજનો મુખ્ય ઉપયોગ એટલે યજ્ઞમાં દક્ષિણા આપવામાં થાય છે. પ્રાણીનાં પેટમાં મુકેલો

તેજના જે ત્રીજો ભાગ તેને ' ઉદર્યતેજ ' એટલે જઠરાગ્નિ કહે છે. કાષ્ઠાદિકમાં રહેલું તેજ, કાષ્ટના કિંવા પાષાણુના પરસ્પર ઘર્ષણથી કિંવા આઘાતથી ઉત્પન્ન થાય છે. તેજ તેજ ' અગ્નિ ' નામથી પ્રસિદ્ધ છે. એ અગ્નિ યજ્ઞસંબંધી હવિષ્યાન્ન વગેરે પચાવે છે. આ પ્રમાણે કાળ, દક્ષિણા, યજમાન અને હવિષ્યાન્નો, આ યજ્ઞકૃત્યમાની ચાર પ્રકારની સામગ્રી જેણે ઉત્પન્ન કરી છે તે પરશિવ વિશ્વકર્મા અમારૂં રક્ષણ કરો. તેજ પ્રમાણે એકજ મધુર ઉદકમાંથી નાનાપ્રકારના બીજ સંયોગવડે કેરી, આમ્બો, જાંબુડો, આંબલી, ઇત્યાદિ નાનાવિધ વૃક્ષોને વિષે ખારો, કડવો, ગળ્યો, તુરો, તીખો વગેરે અનેક રસો ઉત્પન્ન કર છે. ત મહાશિલ્પી વિશ્વકર્મા અમારૂં રક્ષણ કરો. જેની શિલ્પવિદ્યાથી પૃથ્વીમા નાનાપ્રકારના ચિત્રવિચિત્ર પદાર્થોના રૂપો ઉત્પન્ન કરીને સર્વ મનુષ્યો પોતાની ઉપજીવિકા કરે છે ત વિશ્વરૂપ વિશ્વકર્માને હું વંદન કરૂં છું. સૂર્યમાંથી યજ્ઞમાટે પવિત્ર દેશ, ચંદ્રમાથી શુભતિથી, શુભનક્ષત્ર વગેરે કાળ, ગાયમાથી દૂધ દહીં ઘી વગેરે હવન દ્રવ્યો અને બ્રહ્મામાથી વેદમંત્ર, આ બધી યજ્ઞસામગ્રી અને યજ્ઞક્રિયાપણુ જેણે નિર્માણ કરી તે યજ્ઞમૂર્તિ વિશ્વકર્માને મારા નમસ્કાર હો. સ્વર્ગ, પૃથ્વી, આકાશ અને પાતાળ ઇત્યાદિ સ્થાનોના યચ્ચયાવત શિલ્પીઓનાં શિલ્પોના પ્રવર્તક જે વિશ્વકર્મા તેને મારા નમસ્કાર હો.

આ શ્રીકૃષ્ણે કરેલા સ્તોત્રઉપરથી શિલ્પકર્મ અને યજ્ઞકર્મ એ બંનેય એકરૂપજ છે એવી ખાત્રી થશે. કેમકે શિલ્પક્રિયાશક્તિના યોગે કરીનેજ વિશ્વકર્માએ યજ્ઞવિધી ઉત્પન્ન કર્યો છે. માટે પવિત્ર જે શિલ્પકર્મવૃત્તિ તે બ્રાહ્મણધર્મને વિહિતજ છે.

## १३. शिल्पकर्म कौशल्यनु महत्व.

## तैत्तिरीय ब्राह्मण अ. २ प्रपाठक ७ अनुवाक १५ दशक २

**येभिः शिल्पैः पप्रथानामदृंहत् ॥ येभिर्द्यामभ्यपिंशत्प्रजापतिः ॥ येभिर्वाचं विश्वरूपां समव्ययत् ॥ तेनेममग्न इह वर्चसा समङ्ग्धि ॥**

भाष्य——प्रजापतिः । येभिः शिल्पैः ( यैः कर्मकौशलैः ) पप्रथाना (विस्तारयुक्तामिमांपृथिवी- मदृंहत् ( दृढीकृतवान् ) तथा येभिः कर्मकौशलैः द्याम् ( द्युलोक ) अभ्यपिंशत् ( अभितश्चन्द्रतारकादिभिः सुरूपामकरोत् ) तथा येभि. ( यैःकर्मकौशलैः ) वाचं ( इमामुच्चार्यमाणा ) विश्वरूपां ( नानापदार्थवाचकत्वेनानेकरूपा ) समव्ययत् ( सम्यकसंपादितवान् ) तेन ( तथाविध कौशलजालेन ) वर्चसा ( तद्योगेनवलेनच ) हे अग्ने इमं ( राजानं ) इह ( इहलोक ) समङ्ग्धि ( समृद्ध ) कुरु तथाविध सामर्थ्येन संयजयेत्यर्थः

આ શ્રુતિ રાજ્યાભિષેકસંબંધેની છે. રાજાને સિંહાસનપર બેસાડીને આચાર્યે અભિષેક કરતી વખતે, તેને સર્વ પ્રકારનો વૈભવ પ્રાપ્ત થાય એટલા માટે બધા દેવોની પ્રાર્થના કરતી વખતે વિશ્વકર્માની મુખ્યા પ્રાર્થના કર્યા પછી આ શ્રુતિવડે અભિષેક કરે છે. " प्रजापति विश्वकर्मा मनोगंधर्वः " આ શ્રુતિ ઉપરથી અને ' भारत आदिपर्व —अध्याय ६ —विश्वकर्मा महाभागस्तस्यांजज्ञे प्रजापतिः ॥ कर्ता शिल्पसहस्राणां त्रिदशाणांच वर्धकी ॥१॥ ' ઇત્યાદિ વચનો ઉપરથી તથા ' શિલ્પ પ્રશંસા ' આ સ્વતંત્ર પ્રકરણ ઉપરથી પ્રજાપતિ નામક વિશ્વકર્માએજ પોતાના શિલ્પકૌશલ્યથી આ વિસ્તીર્ણ પૃથ્વીને વૈભવ સંપન્ન કરી. તેજ પ્રમાણે ચંદ્ર સહવર્તમાન નક્ષત્રો નિર્માણ કરીને અનંત આકાશને ભૂષણભૂત કર્યું અને જેણે આપણી ઉચ્ચતમ વાણીને નાનાવિધ સંસ્કાર

આપીને શૃંગારધીરાદિ રસોથી પરિપ્લુત કરી મૂકી છે, તેજ વિશ્વકર્મા નામક બ્રહ્મર્ષિ પોતાના શિલ્પકૌશલ્યના અનેકવિધ પ્રકારો વડે આ રાજાને પણ આ અવનિતળઉપર સમૃદ્ધ કરો એટલે તેવું સામર્થ્ય તેને પણ પ્રાપ્ત થાઓ. આ ઉપરથી સૃષ્ટિ નિર્માણ કરવી એ પણ એક શિલ્પજ છે એ સ્પષ્ટ છે. બીજું પ્રમાણ:—

**तै० ब्रा० अष्टक २। प्रश्न ७। अ० १५। द०३। ऋ०७—यत्ते-शिल्पंकश्यपरोचनावत्॥ इंद्रियावत्पुष्कलंचित्रभानु॥ यस्मिन्त्सूर्याअर्पिताःसप्तसाकम्॥ तस्मिन्राजानमधिविश्रयेमम्॥**

भाष्य—हे कश्यपाख्य प्रजापते ते (तव) यत् शिल्पं (कर्मकौशलम्) रोचनावत् (दीप्तिमत) इन्द्रियावत् (वीर्योपेतम्) पुष्कलम् (सपूर्णम) चित्रभानु (विचित्रत्वेन भासमानं) किंच यस्मिन त्वदीये (शिल्पे सप्त सख्याकाः सूर्याःसाक आर्पिताः (सहावस्थिताः) तेच सप्तसूर्या अरण्यकाडे आरोगोभ्राज इत्यनुवाके प्रपञ्चिताः॥ तस्मिन् शिल्प इमं राजान अधिश्रय (अधिकत्वेन आश्रितकुरु)

અર્થ ऋ० ऐतरेयब्राह्मण पं० ८ एतेनहवाऐन्द्रेणमहाभिषेकेणकश्यपोविश्वकर्माणंभौवनमभिषिषेच० અને कश्यपोविश्वकर्माचविश्वलोकापतामहौ॥ इतिस्कांद नागरखंड॥" વિશ્વકર્માએ જે પ્રમાણે જગત્ ઉત્પન્ન કર્યું તે પ્રમાણે કશ્યપ એ વિશ્વકર્માનીજ વિભૂતિ હોવાથી તેણે સુધ્ધાં પોતાનાં શિલ્પકૌશલ્યવડે અનંત પ્રજા નિર્માણ કરી. તેથી આચાર્ય તે કશ્યપની સુધ્ધાં પ્રાર્થના કરે છે. "હે કશ્યપરૂપ પ્રજાપતે! તારૂં શિલ્પકર્મકૌશલ્ય સુધ્ધા ઘણું તેજસ્વી, ચાતુર્યથી પરિપૂર્ણ અને ગુણોથી અદ્ભુત એવું ભાસે છે. કેમકે તારા શિલ્પમાંથીજ એક બે નહીં પણ સાત સૂર્ય તૈયાર થયા છે. [આ સપ્ત સૂર્યો અરણ્યકાંડમાં "आरोगोभ्राज०"—આ અનુવાકમાં કહ્યા છે] તે પ્રમાણે આ શિલ્પમાં સુધ્ધાં આ રાજાને શ્રેષ્ઠપદે પહોંચાડ.

આ પૂર્વોક્ત શ્રુતિઉપરથી વિશ્વકર્મા, કશ્યપ, આંગિરસ ઈત્યાદિ બ્રહ્મર્ષિઓજ શિલ્પકર્મના અધિપતિ છે તે ઉપરથી દેવસંબંધીનાં શિલ્પકર્મો કરવાની વૃત્તિ [ધંધા] પણ બ્રાહ્મણોનીજ છે એ વિચારાંતે સ્હેજે સમજાય છે.

પ્રશ્ન - આ શ્રુતિમાં જે જણાવ્યું છે તે સૃષ્ટિની ઉત્પત્તિ વિષે હોવાથી પવિત્ર છે પણ આ શિલ્પમાં સુવર્ણના અલંકાર કિંવા કાષ્ઠાદિ શિલ્પો બ્રાહ્મણોએ કર્યાનું કયાં જણાવ્યું છે?

ઉત્તર:-" पृथिव्यां यानि तिर्थानि तानि तीर्थानि सागरे" આ મંત્રની તો બધાને જાણજ છે. એમાં સર્વ તીર્થોનો સમાવેશ એક સમુદ્રમાં થતો હોવાનું જણાવ્યું છે તે પ્રમાણેજ વિશ્વકર્માદિ સૃષ્ટ્યુત્પત્તિરૂપ મહાશિલ્પમાં બીજા બધાં શિલ્પોનો સમાવેશ થઈ જાય છે. અર્થાત્ સુવર્ણાદિ શિલ્પોનો પણ તેમાંજ સમાવેશ થાય છે. પણ આ સિવાય, મૃત્તિકા, કાષ્ઠ, સુવર્ણાદિ શિલ્પ સુધ્ધાં પવિત્ર હોઈ તે બ્રાહ્મણોનાંજ કર્તવ્યો છે, એ વિષે પણ સ્પષ્ટ પ્રમાણો છે. નીચેની શ્રુતિ જુઓ —

ऋग्वेद ऐतरेयब्राह्मण पंचिका ६ खंड २७ अध्याय ५—शिल्पानि शंसंतिदेवशिल्पान्येतेषांवैशिल्पानामनुकृतीहशिल्पमधिगम्यते हस्ती कंसो वासोहिरण्यमश्वतरीरथ शिल्पाशिल्पहास्मिन्नधिगम्यते य एववद यद्वेवशिल्पानो २ आत्मसंस्कृतिर्वा व शिल्पानि छंदोमयवा एतैर्यजमान आत्मानसंस्कुरुते॥

આ શ્રુતિમાં યજ્ઞપાત્રો, વેદી, યજ્ઞકુંડ, દેવોપકરણપાત્રો, સુવર્ણાલંકાર, રથ, શસ્ત્રાસ્ત્રો ઇત્યાદિ સુવર્ણ, તામ્ર, લોહ, કાષ્ટ, પાષાણ એવાં પાંચ પ્રકારનાં દેવશિલ્પ કહ્યાં છે. આ દેવશિલ્પો અત્યંત પવિત્ર હોવાથી દેહને ભૂષણભૂત થાય છે; તેને શોભાવે છે; માટે એ શિલ્પો વેદ સ્વરૂપ છે એમ માનવામાં આવ્યું છે. કેમકે યજ્ઞકર્તા યજમાન સર્વ પ્રકારના યજ્ઞાદિ કર્મોમાં શિલ્પકૃતિથી કરેલા અલંકાર વગેરે પોતપોતાના રીત-રિવાજ પ્રમાણે ધારણ કરીને પહેલાં પોતાનો દેહ પવિત્ર કરે છે અને પછી તેમના કર્મનો આરંભ થાય છે. માટે આવા પ્રકારનું જે પવિત્ર શિલ્પકર્મ તે કરનારા વિશ્વ-બ્રહ્મવંશીય લોકોનું બ્રાહ્મણપણું ધંધાઉપરથીજ નષ્ટ થઇ શકતું નથી. સુવર્ણાદિ શિલ્પ-કર્મ કરવાં અને યજ્ઞનું કામ કરવું આ બંને વૃત્તિઓ બ્રાહ્મણોનીજ છે એટલું જ નહીં પણઃ—

## ૧૪. यज्ञनी सामग्रीप्रमाणे शिल्पसामग्री पण पवित्रज छे.

વિશ્વબ્રાહ્મણશિલ્પિ એ પણ એક અગ્નિહોત્રીજ છે; કેવી રીતે તે જુઓ. દેવયજ્ઞમાં આયતન નામનો અગ્નિકુંડ જોઇએ છે. અને દેવશિલ્પમાં વાગીશ્વરી[1] નામનો અગ્નિકુંડ જોઇએ છે. યજ્ઞમાં સમિધા ગોમયગોળ જોઈએ છે, શિલ્પમાં ખદિરાંગાર એટલે ખેરના[2] નિખારા જોઇએ છે. યજ્ઞમાં વેણુધમની એટલે વાંસની ફુંકણી જોઇએ છે અને શિલ્પમાં તામ્રકીંવા લોહધમની એટલે લોખંડની ફુંકણી જોઇએ છે. યજ્ઞમાં મૃગચર્મનો પંખો જોઇએ છે તો શિલ્પમાં વાંસનો પંખો જોઇએ છે. યજ્ઞમાં પ્રણીતાપાત્ર તો શિલ્પમાં પાષાણપાત્ર એટલે પ્રણીતાકૃતિ જલપાત્ર, યજ્ઞમાં ઘૃતાદી હવિષ્યાન્નો તો શિલ્પમાં સુવર્ણાદી ધાતુઓનાં હવિ-ષ્યાન્નો, યજ્ઞમાં ઉલુખલ મુસલ [ સાંબેલું ] તો શિલ્પમાં મેરૂટંક એટલે એરણ અને હથોડો. યજ્ઞમા સ્રુકસ્રુવૌ તો શિલ્પમાં તામ્રમય સ્વનસ્વન્યૌ—સાણસસાણસી, યજ્ઞમાં દર્ભકૂર્ચ તો દેવશિલ્પમાં સૂકરકેશકૂર્ચ [અલંકાર ઉજાળવાની પીંછી ] સૂકરકેશ દર્ભના જેટલાજ પવિત્ર છે. એનું પ્રમાણ " भाग० ३।१३। ३५:—छंदांसियस्यत्वचं बर्हिरोम स्वाज्यं दृशिन्वंघ्रिषु चातुर्होत्रम् " વરાહ અવતાર ધારણ કરનારા નારાયણનો સૂકરદેહ યજ્ઞરૂપ છે. તેની ત્વચાને વિષે ગાયત્ર્યાદિ સાત છંદ, કેશોને વિષે દર્ભ, બર્હિ કૂર્ચાદિ દૃષ્ટિને વિષે ઘૃત, ચારે ચરણને વિષે ચારે વેદના ચાર આચાર્ય, ઇત્યાદિ વરાહરૂપને વિષે યજ્ઞ-સામગ્રી સ્વયંસિધ્ધજ છે. બીજું પ્રમાણ " मत्स्यपुराण अध्याय २४८— अग्निजिव्हा दर्भलोमा ब्रह्मशीर्षो महातपाः " વરાહની જીવ્હાને વિષે અગ્નિ, કેશને વિષે દર્ભ, અને મસ્તકને વિષે બ્રહ્મદેવતા છે. આ ઉપરથી સ્પષ્ટ છે કે સૂકરના કેશ દર્ભતુલ્ય પવિત્ર છે. આ વિષે બીજું એક પ્રસિદ્ધ પ્રમાણ—શ્રીધર સ્વામીકૃત રામવિજય ગ્રંથમાં બાલકાંડ અધ્યાય ૬ એવી " व्याघ्रचर्म ग्रहण। तैसंच सूकरकेशजाण॥ हस्तिदंत गवाश्रृंग आपण। इतुकी ब्राह्मण पवित्र हाणतां ॥२१॥ તેજ પ્રમાણે દ્વિજવિશેષોના આયતન નામક અગ્નિકુંડમાં ' भृगूणां त्वा देवानां व्रतपते व्रतेना दधामीति ' વગેરે વેદમંત્રોથી અગ્નિ-સ્થાપના કરે છે. તે પ્રમાણે શિલ્પકારેસુધ્ધાં " ऋभूणां त्वा देवानां व्रतपते व्रतेनादधामि આ મંત્રથી આધાનાગ્નિ આયતનમાં અગ્નિની સ્થાપના કરે છે. ઉખા [ થાળી ] અને શિલ્પ મૂષા એટલે મૂસ; આ શિવાય નીક્ષણ, અસેચનપાત્રો, સૂના, અંક ઇત્યાદિ આયુધો જે પ્રમાણે યજ્ઞમાં જોઇએ છે તેજ પ્રમાણે શિલ્પમાં પણ શલાકા, કર્તરી, ઇત્યાદી આ-યુધોની આવશ્યકતા છે.

શંકાઃ—પરંતુ એરણ, હથોડો, સાણસો, ફુંકણી વગેરે શિલ્પની સામગ્રીને આયુધો કહે છે તે પ્રમાણે કપાલા, સ્રુક્, સ્રુવા ઇત્યાદિ યજ્ઞસામગ્રીને પણ આયુધોજ કહે છે એનું શું પ્રમાણ?

१ वागीश्वरी कढवाली हृदी छे  २ खेरना कोलसा अने शुष्क गोमय पवित्र छे.

ઉત્તર:- યજ્ઞાયુધો કહે છે એને પ્રમાણ શ્રુતિઃ-

**यजुर्वेद अष्टक १ प्रश्न ६ अनु० ८ यज्ञाग्नी २ यज्ञायुधानिसंभरंतियज्ञोवैयज्ञायुधानियज्ञमेवतत्संभरंति ॥ स्फ्यश्चकपालानिचाग्निहोत्रहवणीचशूर्पंचकृष्णाजिनंचशम्याचोलूखलंचमुसलंचदृषच्चोपलाचैतानिवैदशयज्ञायुधानियएवंवेदमुखतोऽस्ययज्ञः कल्पते ॥**

**भाष्यं**—वक्ष्यमाणानि स्फ्य कपालादीनि यज्ञस्य साधनत्वादायुधानीत्युच्यंते तान्यध्वर्युः संपादयेत् ॥ साध्यसाधनयोरभेदोपचाराद्यज्ञस्यैवतदायुधत्वंतत्तेनायुधसंपादनेन यज्ञमेवसंपादयति ॥

અર્થઃ- આગળ '**स्फ्यश्च कपालानि०**" આ શ્રુતિમાં 'સફ્ય, કપાલ, અગ્નિહોત્ર, હવણી, શૂર્પ, કૃષ્ણાજિન, શમ્યા, ઉલૂખલ, મુસળ, દૃષદ, ઉપલ આ દસ આયુધો યજ્ઞને સાધનીભૂત હોવાથી તેમને આયુધો કહે છે. એ આયુધો અધ્વર્યુએ [દક્ષિણદ્વારસ્થ આચાર્યે] સંપાદન કરવાં. સાધ્ય એટલે યજ્ઞ અને સાધન એટલે યજ્ઞનાં આયુધો એ એકસ્વરૂપ હોવાથી તે આયુધો યજ્ઞનાંજ છે. તે બીજાં કશાં કામના નથી. યજ્ઞ સિદ્ધ થાય છે તે આ આયુધોથી સિદ્ધ થાય છે. આ ઉપરથી વાંચકોના ધ્યાનમાં સ્પષ્ટપણે આવશે કે યજ્ઞનાં ઉપકરણોને સુદ્ધાં 'આયુધો' જ કહે છે. યજ્ઞમાં આયુધો જે પ્રમાણે દસ છે તેજ પ્રમાણે શિલ્પનાં આયુધો મુખ્યાં તેટલાજ છે. '**पद्मपुराण भूखंड मेरुटंकं स्वनं भूषा वन्हिं च दधतं करैः । कुद्दालं करणीं चास्ममग्नियंत्रं कमंडलुं. ॥ १ ॥**" [इति दशशिल्पायुधानि] મેરૂ, (એરણ) ટંક, (હાથોડો) સ્વન, (સાણસી) ભૂષા[1], (ફૂંકણી) અગ્નિકુંડ, કોદાળી, કરણી, તાસણી, ઘટિકાપાત્ર[2] અને કમંડલુ એ દેવશિલ્પનાં મુખ્ય ૧૦ આયુધો છે.

## १५. शिल्पकर्म अने यज्ञकर्म एकरुपज छे ए विषे.

યજ્ઞનાં દશાયુધોવડે જે પ્રમાણે દર્શપૂર્ણમાસ, ચાતુર્માસ્ય, ઉકથ્ય, ચયન, અગ્નિષ્ટોમ વાજપેય ઇત્યાદિ યજ્ઞ સિદ્ધ કરે છે તે પ્રમાણેજ દેવશિલ્પી મુખ્યાં મેર્વાદિ દસ આયુધો ધારણ કરીને સ્વર્ણરત્નાલંકાર, પ્રાસાદ, ગૃહ, દેવમૂર્તિ, દેવરથ, યજ્ઞકુંડ, મંડપ, યજ્ઞપાત્રો વગેરે પવિત્ર શિલ્પવસ્તુઓ તૈયાર કરે છે. તેમજ જે જે નક્ષત્રમાં સુવર્ણરત્નાદિલંકાર, મૂર્તિ, દેવરથ ઇત્યાદિ શિલ્પકર્મોના આરંભ કરવાનું કહ્યું છે. તેજ ત્વષ્ટા દેવતાત્મક [વિશ્વકર્મ દેવતાત્મક] ચિત્રાનક્ષત્રમાં અશ્વમેધાદિ યજ્ઞોના સંકલ્પની શરૂઆત કરવાનું કહ્યું છે. એનું પ્રમાણ શ્રુતિઃ-

**तैत्तिरीय ब्राह्मण अष्टक ३ प्रश्न ८ अनु० १ दशक १।२— चित्रानक्षत्रंभवति । चित्रंवाएतत्कर्म । यदश्वमेधःसमृध्यै ॥**

**भाष्यं** – अश्वमेधस्य संकल्पकाले नक्षत्रविशेषं विधत्ते । बहुविधानाममुष्ययानामिष्टि पशुसामरूपाणां सद्भावादश्वमेधकर्मणश्चित्रत्वमतस्तस्यसमृध्यर्थम् ॥

---

१ भूषा एटले अलंकार एवो अर्थ पण कोई कोई करे छे. २ अग्नियंत्र ओने घटिकापात्र तु०ब्रह्मानंद स्वामीना ग्रंथ उपरथी लिख्यो छे

અર્થ:- અશ્વમેધ યજ્ઞકર્મના સંકલ્પ માટે કયું નક્ષત્રવિહિત સમજવું? તો કહે છે કે અનુષ્ઠાન કરવાને યોગ્ય એવા ઇષ્ટિ, પશુ, સોમ ઇત્યાદિ અનેકવિધ યજ્ઞોનાં વિધાનો જે યજ્ઞમાં હોય છે તે અશ્વમેધ યજ્ઞમાં નાનાપ્રકારનું વૈચિત્ર્ય ચિત્રત્વ એટલે કૌશલ્ય હોય છે. માટે આવા ચિત્રયુક્ત યજ્ઞની સિદ્ધતામાટે શિલ્પસંબંધેનું ચિત્રા નક્ષત્રજ ઉક્ત છે. શિલ્પાધિપતિ જે ત્વષ્ટા કિંવા વિશ્વકર્મા તેજ ચિત્રાનક્ષત્રની દેવતા છે. અને પ્રમાણ શ્રુતિ "त्वष्टा नक्षत्रमभ्येति चित्राम्" તેથી ચિત્રને 'ત્વાષ્ટ્' એમ કહે છે. આ ઉપરથી એ સ્પષ્ટ છે કે શિલ્પસંબંધેનું ચિત્રા નક્ષત્ર જો યજ્ઞકર્મને માટે વિહિત કરેલું છે તો પવિત્ર શિલ્પકર્મ અને યજ્ઞકર્મ એ એક રૂપજ છે. જે પ્રમાણે યજ્ઞની ગણના વેદમાં છે તે પ્રમાણે શિલ્પની ગણના પણ વેદમાજ છે.

भागवत स्कंध ३ अध्याय १२—ऋग्यजुः सामाथर्वाख्यान्वेदान्पूर्वादिभिर्मुखैः ॥ शस्त्रमिज्यास्तुतिस्तोमं प्रायश्चित्तं व्यधात्क्रमात्॥३७॥ आयुर्वेदं धनुर्वेदं गांधर्ववेदमात्मनः स्थापत्यंचासृजद्वेदं क्रमात्पूर्वादिभिर्मुखैः ॥ ३८ ॥

ઋગ્વેદ, યજુર્વેદ સામવેદ અને અથર્વવેદ આ ચાર અને શસ્ત્ર એટલે હોતાનુ દેવતાસ્તોત્રવર્ણન, ઇજ્યા એટલે અધ્વર્યુનું કર્મ; સ્તુતિસ્તોત્ર [ઉદ્‌ગાતાનું કર્મ;] પ્રાયશ્ચિત એટલે બ્રહ્મ તરીકે જે ચોથો આચાર્ય હોય છે તેનું કર્મ તેમજ આયુર્વેદ, ધનુર્વેદ, ગાંધર્વવેદ અને શિલ્પવેદ આ ત્રણ ચતુષ્ટયો ઇશ્વરના પૂર્વાદિ ચાર મુખમાંથી અનુક્રમેજ ઉત્પન્ન થયાં છે. અને "मुखतोऽवर्तत ब्रह्म" મુખમાંથી બ્રાહ્મણવર્ણ[1] નિર્માણ થયા એતો પ્રસિદ્ધજ છે. અર્થાત વેદની, યજ્ઞની અને બ્રાહ્મણોની ઉત્પત્તિ જો ઇશ્વરના મુખમાથીજ થયેલી છે તો વેદનામક યજ્ઞશિલ્પના કર્તા મુખ્યાં બ્રાહ્મણજ હોવા જોઈએ એ સ્પષ્ટ છે. કેમકે શિલ્પનેમુખ્યાં વેદ એજ સંજ્ઞા છે. "वेदोनारायणः साक्षात्" એટલે વેદ જે પ્રમાણે પુરૂષસ્વરૂપજ છે તે પ્રમાણે શિલ્પજન્ય પ્રાસાદ, મૂર્ત્યાદિક પણ પુરૂષ સ્વરૂપજ છે.

शिल्पशास्त्र—पादौपादशिलास्तस्यजंघापादोर्ध्वमुच्यते ॥ गर्भश्चैवादरंज्ञेयंकटिश्चकटिमेखला॥ १ ॥ स्तंभाश्चबाहवोज्ञेयाघंटाजिह्वाप्रकीर्तिता ॥ दीपःप्राणोस्यविज्ञेयोह्यपानोजलनिर्गमः ॥२॥ ब्रह्मस्थानयदेतच्चतन्नाभि परिकीर्तितं॥ हृत्पद्मंपिंडिकाज्ञेयाप्रतिमापुरुष स्मृतः ॥३॥ पादचारस्त्वहंकारोज्योतस्तच्चक्षुरुच्यते॥ तदूर्ध्वंप्रकृतिस्तस्यप्रतिमात्मा-स्मृताबुधैः ॥४॥ तलकुंभादधोद्वारतस्यप्रजननंस्मृतम् ॥ शुकनामाभवेन्नासागवाक्षःकर्ण-उच्यते॥५॥ कायपालीस्मृतःस्कंधाग्रीवाचामलसारिका॥कलशस्तुशिरोज्ञेयोमज्जादिस्मर-संयुतम ॥६॥ मेदश्चवसुधाविद्यात्प्रलेपोमांसमुच्यते॥ अस्थीनिचशिलास्तस्यस्नायु कीला-दयः स्मृताः ॥ ७ ॥ चक्षुपीशिखरास्तस्यध्वजाः केशाः प्रकीर्तिताः॥ एवंपुरुषरूपंतध्या-त्वाचमनसासुधीः ॥ ८ ॥

આમાં દેવાલયના વિરાટ સ્વરૂપનું ધ્યાન જણાવેલું છે. તે આ પ્રમાણે:- પાયાના પત્થરોને પગ ગણવા; પાયા ઉપરના ચણતરને સાથળ, દેવળનો ગર્ભ એટલે પોલાણ એ ઉદર; જોતું એ કમ્મર, થાંભલા એ બાહુ, ઘાટી એ જીભ, નંદાદીપ એ પ્રાણ, સોમસૂત્ર એ અપાન, બ્રહ્મસ્થાન એ નાભી, પિંડીકા એ હૃદયકમળ, દેવમૂર્તિ એ પુરૂષ, પાદચાર એ અહંકાર, જ્યોતિ એ નેત્રો, પ્રકૃતિ એ મૂર્તિના આત્મા, નીચલાદ્વારનું ઓટાર એ ઉત્પતિસ્થાન શુકનાસિકા એ નાક, ગવાક્ષદ્વારો એ કર્ણ, કાયપાલી એ ખભા

1 उत्पाति शास्त्रे-भेदास्त्व सम विधातशशान.गत्रौ.दितिर्वं करति :। कद्रूजा:पितरांभगोयमस्वी वट मर्म... क्र रात् इति त्मन.क या ॥ 2 आ श्रुत प्रसिद्ध छे ( उत्कशाति )।

અમલસારિકા એ ગળું, કળશ એ મસ્તક, ઈંટો એ મજ્જા, ચૂનો એ મેદ, પ્લાસ્ટર એ માંસ, ઘડેલા પત્થર એ અસ્થિ (હાડકાં), ખીલા એ સ્નાયુ, શિખર એ મુકુટ ધ્વજ એ કેશ; આ પ્રમાણે દેવાલય એ સુધ્ધાં વિરાટ્ પુરૂષનું જ સ્વરૂપ છે એમ સમજવું.

અહીંયા આ પ્રમાણ દેવાનું કારણ એટલુંજ કે ગાય[1], અશ્વત્થ,[2] બ્રાહ્મણનો[3] દેહ, ઈત્યાદિ પદાર્થોને વિષે જે પ્રમાણે દેવતાઓ વાસ કરે છે તે પ્રમાણેજ શિલ્પકૃતિજન્ય પ્રાસાદ[4], ગૃહ[5], દેવમૂર્તિ શસ્ત્રાસ્ત્રો[6], કુંડ[7], મંડપ[8], અને વધુના સુવર્ણાલંકાર,[9] રથ[10] ઈત્યાદિ પદાર્થોમાં પણ દેવતાઓ વાસ કરે છે. આ ઉપરથી એવી પવિત્ર વસ્તુઓ જે સુકર્મોથી[11] તૈયાર થાય છે તે પવિત્ર શિલ્પકર્મ અને યજ્ઞકર્મ એકરૂપજ છે આ બાબત બરાબર મનમાં ઠસાવવી.

### १६ यज्ञ प्रमाणे शिल्पथी स्वर्गादि सुखप्राप्ति अने देवताओ प्रसन्न थयानुं वर्णन.

પ્રશ્નઃ– યજ્ઞકર્તા યજમાનના ઉપર દેવ પ્રસન્ન થાય છે; તેને સ્વર્ગસુખાદિ સુખો પ્રાપ્ત થાય છે. તે પ્રમાણે શિલ્પકર્મથી શિલ્પકારના ઉપર દેવ પ્રસન્ન થઈને તેને સ્વર્ગાદિ સુખ પ્રાપ્ત થયાનું ઉદાહરણ છે કે?

ઉત્તરઃ– શિલ્પકારોને શિલ્પકર્મથી સ્વર્ગવાસાદિ સુખો અને ચતુર્વિધ પુરૂષાર્થ પ્રાપ્ત થાય છે એટલુંજ નહીં પણ તેમને સાક્ષાત્ દેવત્વ સુધ્ધાં પ્રાપ્ત થાય છે,

**ऋग्वेद अष्टक १ अ० ७ व० ३० मंत्र ४—विष्ट्वीशमीतरणित्वेनवाघतोमर्तासः संतोऽअमृतत्वमानशुः ॥ सौधन्वना ऋभवःसूरचक्षसःसंवत्सरेसमपृच्यंतधीतिभिः ॥**

भाष्यं—सौधन्वनाः *सुधन्वनऋषेःपुत्राः ऋभवः मर्तासो वाघतः संतो मरणधर्माणो यजमानाः संतोपि । तरणित्वेन शीघ्रत्वेन । शमीविष्ट्वीआत्मानंकर्मणा व्यापृतंकृत्वा कुशल कर्माणि एकंचमसं चतुरः कृणोतनेत्यादिना देवैरुक्तानि कर्माणि कृत्वा अमृतत्वमानशुः अमरत्वंप्रापुः । संवत्सरेचैकस्मिन्नेव-वर्षेगंत । सूरचक्षसः सूर्यवत्तेजोयुक्ताभूत्वा । धीतिभिः समपृच्यंत उपासककृतैर्यज्ञादिभिः कर्मभिः स्तोत्रैश्चसंयुक्ता अभवं स्तेषांप्रीत्यर्थमुपासकाःकर्माणि स्तोत्राणिचाकुर्वन् ॥

---

१ गवामंगेषु तिष्ठंति सर्वेब्रह्मादयः सुराः ॥ इतिगरुडपुराणे ॥ २ मूलतोब्रह्मरूपायमध्यतोविष्णु-रूपिणे । अग्रतःशिवरूपायअश्वत्थायनमोनमः ॥ तथाच ॥ वृक्षाणामहमश्वत्थइति भगवदुक्तिः ॥ ३ अग्निरापश्चवेदाश्चसोमसूर्यौअनिलस्तथा ॥ सर्वेएवतुविप्रस्यकर्णेतिष्ठंतिदक्षिणे ॥ इत्यादिस्मृतेः ॥

४ संग्रह १ पृष्ठ १३ लाईन १२–१४ सुधी जुवो. ५ गृहमां ब्रह्मादिपिलिपिच्छांत वास्तुदेवता वास करे छे. ६ शस्त्रास्त्रने विषे पहेलां अथर्वण मंत्रथी अग्निसूर्यादि देवताओ स्थापन करीने प्रयोग करता हता. ७ कुंडना सयोनित्रिमेखलाने विषे दुर्गा, ब्रह्मा, विष्णु, महेश, देवताओनुं आवाहन करे छे. चयनयज्ञमां तो श्ये–यज्ञमां पक्षीनी आकृतीनो कुंड करे छे. ते यज्ञमां– कुंडनी प्रत्येक इष्टकामां देवता स्थापन करे छ. ८ आमां नंदिन्यादि मंडप देवता स्थापन करे छे ९ सुमंगलिरियंवधु० आ मंत्रवडे अभिमंत्रित करीने शची आदि देवता स्थापन करे छे. १० रथने देवता प्रसिद्ध छे. एनुं वर्णन आगळ करवामां आवशे. ११ सुकर्मादेव-शिल्पिनीति विश्वकोशः

* सुधन्वा ऋषि, अंगिरा ऋषिनो पुत्र, शिल्पकर्ता होवाथी तेने विश्वकर्मा एवुं नाम छे. सुधन्वा विश्वकर्मणि हरि विश्वके[illegible] मचतुः श्लोक ४० ॥

અર્થ:- સુધન્વા નામક ઋષિના પુત્ર જે ઋભૂ, તે મનુષ્યરૂપમાં હતા ત્યારે તેમણે પોતાના શિલ્પકૌશલ્યવડે દેવોની આજ્ઞા ઉપરથી એક ચમસ નામના સોમપાત્રનાં ચાર ચમસપાત્રો કરી આપ્યાં. તેથી દેવ પ્રસન્ન થયા ને તે ઋભૂને તેમણે દેવસ્વરૂપ આપીને દેવલોકમાંજ રાખી લીધા. એટલે તે એક વરસમાંજ સૂર્યશા તેજસ્વી થયા. તે ઋભૂની આગળ જતાં તો એટલી બધી મહતી વધી કે તેમને પ્રસન્ન કરવા માટે યજ્ઞકર્તા તેમના પ્રીત્યર્થ યજ્ઞ અને સ્તોત્રો સુદ્ધાં કરવા લાગ્યા!

આજ ઋભૂએ આગળજતાં રથ વગેરે કરી આપ્યા તેથી તે ઈંદ્રાદિ દેવોને પણ કેટલા બધા પૂજ્ય થયા એનું વર્ણન આગળ કરીશું; આ ઉપરથી યજ્ઞપ્રમાણે શિલ્પચાતુર્યથી પણ દેવપણું પ્રાપ્ત થાય છે એ બાબત સિદ્ધ થાય છે. તેજ પ્રમાણે વિશ્વકર્માએ પોતાના શિલ્પકૌશલ્યથી શ્રીજગદંબાને સુદ્ધાં પ્રસન્ન કરી લીધાં છે.

मार्कंडेयपुराणे देवीमाहात्म्ये (सप्तशत्यां) महिषासुरवध कथायां श्लोक–चूडामणिं-तथादव्यंकुंडलेकटकानिच ॥ अर्धचंद्रं तथाशुभ्रं केयूरान्सर्वबाहुषु ॥ नूपुरौविमलौ-तद्वद्ग्रैवेयकमनुत्तमम् ॥ २६ ॥ अंगुलीयकरत्नानिसमस्तास्वंगुलीषुच ॥ विश्वकर्मा-ददौतस्यैपरशुंचातिनिर्मलम् ॥ २७ ॥ अस्त्राण्यनेकरूपाणि इति

મહિષાસુરનો વધ કરવા માટે જે વખતે દેવી સાક્ષાત્ પ્રગટ થયાં ત્યારે વિશ્વકર્માએજ તેમને મુગટ, કુંડલો, રત્નજડિત કંકણો, ગોઠ, પાટલીઓ, તોડા, શુભ્ર હીરાની બિંદીબીજવર, બાજુબંધ બેરખા, નૂપુરો [ લંગર ] ચંદ્રહાર, કંઠા વગેરે ગળામાં પહેરવાના દાગીના, આંગળીએ પેહરવાની રત્નમુદ્રિકા, ઈત્યાદિ અલંકારો અને પરશુ વગેરે શસ્ત્રાસ્ત્રો તૈયાર કરી દઈને તેમને સંતુષ્ટ કર્યાં. તેજ પ્રમાણે પોતાના મન્વાદિ પાંચ પુત્રોસહવર્તમાન વિશ્વકર્માએ દ્વારકા નિર્માણ કરીને શ્રીકૃષ્ણને પણ પ્રસન્ન કર્યાનુ પ્રસિદ્ધજ છે. તેમજ સુવર્ણધેનુદાનનું પુણ્ય વિશેષ કહ્યું છે.

पाराशरस्मृति—धेनुर्देयासुवर्णस्यकारयित्वाद्विजातये ॥ यांदत्वाप्राङ्महीपाला-ब्रह्मणःसदनंगताः ॥ २४ ॥ अग्रेपि–सुवर्णधेनुमार्यायविप्रायप्रतिपादयत् ॥ अश्वमेध-सहस्रस्यदत्वाफलमवाप्नुयात ॥

સુવર્ણની ધેનુ કરીને તે બ્રાહ્મણને આપવી. આવી ધેનુઓનાં દાન કરીને પહેલાંના લોકો અને રાજાઓ બ્રહ્મલોકમાં ગયા છે. પંચાલ શિલ્પીએ કરેલી સુવર્ણધેનુનું બ્રાહ્મણને દાન કરનારને સહસ્ત્ર અશ્વમેધનું ફળ પ્રાપ્ત થાય છે.

### ૧૭ देवालयो, वापी, मठ इत्यादि पवित्र शिल्पोनुं फल.

શિવ, વિષ્ણુ ઇત્યાદિનાં મંદિરો વગેરે પવિત્ર શિલ્પકર્મો કરે તો તો પુણ્યનો પારાવારજ રહેતો નથી. એનું પ્રમાણઃ—

राजवल्लभ ( शिल्पशास्त्र ) अध्याय ४–वापीकूपतडागदेवभवनान्यारंभयोगादिकं-तीर्थानामवगाहनंचविधिवत्कन्याप्रदानादिकम् ॥ सर्वंपुण्यमिदंनृपस्यलभदेयःकारये-त्पर्वतेगेहसर्वजनायशर्मजननाविश्राममकंपरम् ॥

વાપી, કૂપ, તળાવ દેવાલયો, યોગાભ્યાસના મઠ, તીર્થ,સ્નાનના ઘાટ, કન્યાદાનના અલંકાર, વૃક્ષારોપણ, [ ઉદ્યાન ] ધર્મશાળા ઇત્યાદિ સર્વજનોને સુખોત્પતિ કરનારા મહત્કૃત્યો રાજાએ અવશ્ય કરવાં. અગ્નિપુરાણ ૩૮ માં દેવાલય બાંધવાથી શું ફળ પ્રાપ્ત થાય છે તે જણાવેલું છે.

अहन्यहनि यज्ञेन यजतो यन्महाफलम् । प्राप्नोति तत्फलं विष्णोर्यः कारयति केतनम्॥ १

१ सोनानां गाय, रत्न, सुवर्ण, रुपुं इत्यादि धातुना पवित्र शिल्प विश्वब्राह्मणोनीपासे तैयार करवी लवा ।

દરરોજ યજ્ઞ કરવાથી જે મહાફળ પ્રાપ્ત થાય છે તેજ ફળ વિષ્ણુનું એક દેવાલય બાંધવાથી થાય છે.

फल यन्नाप्यते यज्ञैर्द्धार्मकृत्वा तदाप्यते । देवागारे कृते सर्वतीर्थस्नान फलं लभेत ॥१॥

અનેક પ્રકારના યજ્ઞ કરવા છતાં પણ જે ફળ પ્રાપ્ત થતું નથી તે ફળ એક દેવાલય બાંધવાથી મળે છે અને સર્વ તીર્થોમાં સ્નાન કર્યાનું પુણ્ય પણ લાગે છે. બીજું પ્રમાણ:

मत्स्यपुराण अध्याय २६४–घंटावितानकसतोरणचित्रयुक्तंनित्योत्सवप्रमुदितेन-जनेन सार्द्धम् ॥यः कारयेत्सुरगृह विविधध्वजांकं श्रीस्त नमुञ्चतिमदादिविपूज्यतेचेति

ઘંટ, મંડપની છત, તોરણ, ચિત્રો, પૂજા, ઉત્સાહ વગેરે કરનારા લોકોએસહુવર્તમાન અનેક ધ્વજોથી યુક્ત એવું જે દેવાલય બંધાવે છે તેનો આ લોકમાં લક્ષ્મી કદી ત્યાગ કરતી નથી. અને સ્વર્ગલોકમાં તો તે પૂજ્ય થાય છે. આ ઉપરથી એટલું સ્પષ્ટ છે કે યજ્ઞ કરવાથી જે ફળ પ્રાપ્ત થાય છે તેજ ફળ શિલ્પકર્મ કરવાથી પણ થાય છે. તેમજ વાપી, કૂપ, તળાવ વગેરે બાંધવાનાં ફળ પણ જણાવેલાં છે.

मत्स्यपुराण अ० १५३–देव्युवाच–एवंनिरुदकेदेशेयःकूपंकारयेद्बुधः ॥५११॥ बिंदौबिंदौच तोयस्यवसेत्संवत्सरंदिवि ॥ दशकूपसमावापी दशवापीसमोह्रदः॥५१२॥ दशह्रदसमःपुत्रो दशपुत्रसमोद्रुमः ॥

દેવી કહે છે:– આ પ્રમાણે નિર્જલ દેશમાં જે કૂપ [કુવો] બાંધે છે તે મહાત્માને તે કૂપમાંના પાણીના દરેક બિન્દુ બિન્દુએ એક વરસ એ પ્રમાણે જેટલાં બિન્દુ થાય તેટલાં વરસ સ્વર્ગવાસ પ્રાપ્ત થાય છે. આવા મહત્પુણ્યદાયક દસ કૂપ બાંધવાનું શ્રેય એક વાપી [મ્હોટો કુવો] બાંધવાથી થાય છે. અને એક તળાવ બંધાવે તો દસ વાપી બાંધવાનું પુણ્ય પ્રાપ્ત થાય છે. દસ તળાવ બાંધવાથી પિતૃઓનો ઉધ્ધાર કરનારા એક સત્પુત્રનું ફળ પ્રાપ્ત થાય છે. અને રસ્તાઉપર એક ઝાડ વાવવાથી દસ સત્પુત્રોનું પુણ્ય મળે છે. આવા અનેક વૃક્ષ સંમુદાયના ઉદ્યાન કરાવે તો તો પુણ્યનો અંતજ નથી તેવીજ રીતે ગૃહસ્થાશ્રમીઓને માટે ગૃહકર્મનાં ફળ જણાવેલાં છે.

राजवल्लभग्रंथ अध्याय १ श्लोक --स्त्रीपुत्रादिक भोगसौख्यजननं धर्मार्थकामप्रदं· जंतूनामयन सुखास्पदमिद शीतांबुघर्मापहम् ॥ वापीदेवगृहादिपुण्यमखिल गेहात्स मुत्पद्यते गेहपूर्वमुशंतितेनविबुधाः श्रीविश्वकर्मादयः ॥४॥

ઘર બાંધવું એ સ્ત્રીપુત્રાદિકનાં સુખનું કારણ, ધર્માદિ પુરૂષાર્થદાયક, સર્વ પ્રાણિમાત્રનાં સુખનું સ્થાન હોઈ શીત અને ઉષ્ણતાની બાધાનું નિવારણ કરનારૂં છે. એક ઘર બાંધવાથી કૂવા, તળાવ, દેવાલયો ઇત્યાદિ અનેક બાંધવાનું બધું પુણ્ય પ્રાપ્ત થાય છે. તેથીજ શિલ્પશાસ્ત્રકર્તા વિશ્વકર્માદિક ઋષિઓએ ઘર બાંધવાની વિધિનું સૌથી પહેલાં વર્ણન કર્યું છે. અને શિવ, વિષ્ણુ ઇત્યાદિ દેવોની મૂર્તિનાં ધ્યાનથી અને પૂજનથી ચતુર્વિધ પુરૂષાર્થ, અને સાયુજ્ય મુક્તિ પણ પ્રાપ્ત થાય છે તાત્પર્ય, યજ્ઞ કર્યા પ્રમાણેજ શિલ્પકર્મથી સુધ્ધાં બધા દેવ અને મનુષ્યાદિ જીવજંતુઓ પણ પ્રસન્ન થાય છે.

યજ્ઞકર્તા જે પ્રમાણે યજ્ઞની શરૂઆતમાં અને છેવટે યજમાનના કલ્યાણ માટે આચાર્યની પૂજા કરે છે તે પ્રમાણેજ પ્રાસાદાદિ શિલ્પકર્મોમાં સુધ્ધાં આદિ મધ્ય ને અંતે પણ પ્રાસાદાદિકૃત સત્કર્મોના શ્રેયપ્રાપ્તીસ્તવ શિલ્પીની પૂજા ઋત્વિજોનાથી પણ પહેલાં કરે છે. કેમકે યજ્ઞકર્મકર્તા આચાર્યની અને પ્રાસાદાદિ શિલ્પકર્મકર્તા શિલ્પીની દક્ષિણાદિ ઉપચારોવડે પૂજા કર્યા શિવાય બંને યજમાનોને યજ્ઞનું કિંવા પ્રાસાદાદિકનું શ્રેય પ્રાપ્ત થતું નથી. તેથીજ શિલ્પીપૂજનવિધિમાં ',पुण्यंप्राप्स्यामद्य त्वत्प्रसादात् प्रार्थयत्सूत्र-धारतः " આવી તેની પ્રાર્થના કરીને શ્રેય સંપાદન કરવાનું કહ્યું છે.

## १८. सुवर्णरत्नालंकार शिल्पफल वर्णन.

ગૃહ, પ્રાસાદાદિ બાંધવાથી જે પ્રમાણે મહત્પુણ્ય પ્રાપ્ત થાય છે તે પ્રમાણેજ સુવર્ણરત્નાદિ અલંકાર સંબંધેના શિલ્પથી પણ ચતુર્વિધ પુરૂષાર્થદાયક મહત્પુણ્ય પ્રાપ્ત થાય છે. કેમકેઃ—

**ब्रह्मपुराणे गौतमीमाहात्म्ये—एकतःपृथिवीकृत्स्ना सशैलवनकानना ॥ स्वलंकृतायथाशक्तिसुकन्याचैकतःस्मृता ॥**

એક સાલંકૃત કન્યાદાન કરવાથી વૃક્ષપર્વત સહવર્તમાન પૃથ્વીદાન કર્યાનું શ્રેય પ્રાપ્ત થાય છે. વિદ્વાનોનાં પણ સદ્ધર્મસંતતિરૂપ ધર્મસાધનોનું કારણ કન્યાજ છે એમ કહ્યું છે. “ **गौतमस्मृति—धर्मस्य साधनं कन्या विदुषामपि भास्कर ॥** ” અને આવી સત્કર્માશ્રેયોનુરૂપ કન્યાદાનની સાંગતા [પૂર્ણતા] કન્યાની યથાશક્તિ અલંકારાદિકથી પૂજા કર્યા સિવાય થતી નથી. “ **यत्कन्यायाः पिताकुर्याद्दानपूजनमीक्षणम् ॥ यत्कृतंतत्कृतंविद्यात्तासुदत्तंतदक्षयम् ॥ १५ ॥ करोतियःकन्यकानांससंपद्राजनंभवेत् ॥** ” કન્યાનું અલંકારદ્વારા પિતા જે પૂજન કરે છે તેજ ખરૂં દાન છે. કેમકે તે દાન અક્ષય હોય છે. એટલે કન્યાને જે સુવર્ણાલંકારથી સંતુષ્ટ કરે છે તેને અક્ષય સંપત્તિ પ્રાપ્ત થાય છે. કન્યા અલંકારદાનથી સંતુષ્ટ થાય છે. તેથી “ **पितृभिर्भ्रातृभिश्चैताःपतिभिर्देवरैस्तथा ॥ पूज्याभूषयितव्याश्चबहुकल्याणमीप्सुभिः** ” જેમને અનેક પ્રકારનાં કલ્યાણની ઈચ્છા હોય તે પિતા, બંધુ, પતિ, દેર, ઈત્યાદિકોએ સ્ત્રીઓને અલંકારથી ભૂષિત કરવી. અલંકારથી સ્ત્રીઓની પૂજા કરવાથી બધાં કામ સફલ થાય છે. કેમકે, **मनुस्मृति—यत्रनार्यस्तुपूज्यन्तेरमंतेतत्रदेवताः ॥ यत्रैतास्तुनपूज्यंते सर्वास्तत्राफलाः क्रियाः** ” જે ઘરમાં સ્ત્રીઓ અલંકારાદિ ભૂષણોથી પૂજ્ય હોય છે તે ઘરમાં દેવતાઓ સુખાં આનંદપૂર્વક વાસ કરે છે. અને જે ઘરમાં સ્ત્રીઓ અલંકારવિહીન હોય છે તેમાં કરેલા નિત્યનૈમિત્તિકાદિ બધાં કર્મો નિષ્ફળ થાય છે. એટલુંજ નહીં પણ કન્યા[1]વિક્રયાદિ કારણોથી અલંકારવિહીન થનારી કન્યાના કોપને લીધે કુલક્ષય થાય છે. “ **मनुस्मृति अ० ३—शोचंतिजामयोयत्र विनश्यत्याशु तत्कुलम् ॥ नशोचंतितु यत्रैता वर्द्धते तद्धि सर्वदा ॥** ” જે કુલમાં ‘જામી એટલે કન્યા, વહુ, બ્હેન, દેરાણી, જેઠાણી પત્ની ઈત્યાદિ સ્ત્રીઓ અલંકાર ન હોવાથી ખિન્ન હોય છે, તે કુળનો દેવતાઓની અને રાજાની પીડાથી જલદી—બારવરસની અંદરજ—નાશ થાય છે. અને જે કુળમાં સ્ત્રીઓ પહેલાં જણાવેલાં અલંકારોથી યુક્ત હોવાથી સંતુષ્ટ હોય છે તે કુલ એકદમ વૃધ્ધિ પામે છે. “ **मनुस्मृति—तस्मादेताः सदापूज्या भूषणाच्छादनाशनैः ॥ भूतिकामैर्नरैर्नित्यं सत्कारेषूत्सवेषुच ॥** ” માટે સંતતિ અને સંપતિ પોતાને હંમેશા મળે એવી જેમને ઈચ્છા હોય તેમણે લગ્ન, જનોઈ, ઈત્યાદિ મંગળ કાર્યોત્સવોમાં કન્યા, પત્ની વગેરે સ્ત્રીઓને, દાગીના, કપડા લત્તા, મીઠાં મીઠાં પકવાનો વગેરે આપીને તેમનું સન્માન કરતાં જવું. કેમકે અલંકાર પહેરવાથી ગર્ભધારણાઉપર ઉત્તમ પરિણામ થાય છે. અને વંશને ભૂષણભૂત એવી ધર્મશીલ પ્રજા ઉત્પન્ન થાય છે. એને પ્રમાણઃ—

**मनुस्मृतौ —यदिहिस्त्रीनरोचेतपुमांसंनप्रमोदयेत् ॥ अप्रमोदात्पुनःपुंसःप्रजननंनप्रवर्तते ॥**

टीका—दीप्त्यर्थोऽत्ररुचिः यदिस्त्रीवस्त्राभरणादिना शोभाजनकेनदीप्तिमती न स्यात्तदा स्वामिनंपुनर्नहर्षयेत् । हिशब्दोऽवधारणे । अप्रहर्षात्पुनः स्वामिनः प्रजनं गर्भधारणंनसंपद्यते । इतिमन्वर्थमुक्तावलिः । ( कु० भट्टः )

---

[1] यत्र कोणीते ग्रह कन्या मद्यंबाग्या स्ति कानापि॥ मतस्य रौरवादिषु कदाचिन्निष्कृतिर्भवेत्॥ मनु—मोदा० कन्याविक्रय पातकथी रोरव नरक प्राप्त थाय छे; तेमांथी क्यारेय पण मुक्ति थती नथी.

શોભાદાયક એવા સુવર્ણાદિ અલંકારોથી અને વસ્ત્રાભરણોથી સ્ત્રી જો સુશોભિત ન હોય તો તેનાથી પતિના મનને આનંદ થતો નથી. અને પતિનાજ મનને આનંદ ન હોય તો તે પતિથી ગર્ભધારણા થતી નથી અને થાય તોપણ તે સારી, સુસ્વભાવી સશકત એવી નિપજતી નથી. નિરોગી, સ્વધર્મનિષ્ઠ અને કુલભૂષણ પ્રજા નિર્માણ થવામાં સુવર્ણાદિ અલંકારો પણ કારણ છે. એનું પ્રમાણઃ—

मनु०–स्त्रियांचरोचमानायांसर्वंतद्रोचतेकुलम् ॥ तस्यांत्वरोचमानायांसर्वमेवनरोचते ॥

टीका–स्त्रिया अलंकारादिना कांतिमत्या भर्तृर्न्नेर्हावषयतया परपुरुषसंपर्कविरहात्तत्कुल दीप्त भवति । तस्यांपुनररोचमानया भर्तृविद्विष्टतया नरांतरसंपर्कात्सकलमेवकुलमलिन–भवति (कु० भ०)

ગૃહસ્થાશ્રમમાં રહેનારા મનુષ્યે પોતાની પત્નીને વસ્ત્રાલંકારોથી નિત્ય સુશોભિત કરવી. એટલે તેનો પતિના ઉપર પ્રેમ બેસે છે. પરપુરૂષ તરફ તે વાંકી નજરે પણ જોતી નથી. પોતાનો ખરો પ્રિયકર જો કોઈ હોય તો તે એક પતિજ છે અને તેનું ઐશ્વર્ય એજ ત્રૈલોક્ય કરતાં શ્રેષ્ઠ, એમ તે માને છે. સ્ત્રીનો પતિનાપર આવો નિસ્સીમ પ્રેમ હોય એટલે તે પતિને સુધ્ધાં તે પોતાની સ્ત્રી પ્રાણ કરતા પણ પ્રિય લાગે છે અને તે પરસ્ત્રી તરફ વાંકી નજરે પણ જોતો નથી. આવા એક બીજાઉપર અકૃત્રિમ પ્રેમ કરનારા સ્ત્રીપુરૂષો કુળમાં ઉત્પન્ન થવા લાગે એટલે તે કુળપણ સૂર્યના જેવું તેજસ્વી નિપજે છે. કેમકે પતિપત્નીની વચ્ચે પ્રેમભાવ હોય એટલે તે પિતાથી જે સંતતિ નિપજે છે, તેનાથી પિતૃઓને આનંદ થાય છે. અને ઉત્તરોત્તર બધાને સદ્ગતિ દેનારી અને સધ્ધર્મશીલ એવીજ પ્રજા નિપજે છે. જે માણસ પોતાની પ્રિય પત્નીને યથાશકિત સુવર્ણાદિ અલંકારોથી શણગારતો નથી તે સ્ત્રી તેનો એટલે પોતાના પતિનો દ્વેષ કરે છે અને પરપુરૂષની સાથે સંબંધ રાખે છે. એટલે બીજી સ્ત્રીઓના પતિની મનમાં પ્રશંસા કરે છે. અર્થાત તે સ્ત્રીનો પોતાના પતિપરનો પ્રેમ ઓછો થાય છે અને તેના વિષે તિરસ્કાર બુદ્ધી ઉત્પન્ન થાય છે. પોતાની પત્નીની આવી વૃત્તિ જોવાથી પતિને પણ તે સ્ત્રીનો કંટાળો આવે છે અને તે પણ પોતાના મનમાં નિરંતર ખિન્ન અને ઉદાસ રહે છે. અને બીજાની સ્ત્રીઓની પ્રશંસા કરવા લાગે છે. આ પ્રમાણે દંપતિના મનમાંનો એક બીજા પ્રત્યેનો પ્રેમભાવ નષ્ટ થાય એટલે તેમની દુરાચારતરફ પ્રવૃતિ થાય છે અને પરિણામે આખું કુળજ મલીન, તેજોહીન એવું થાય છે. કેમકે, દુરાચારી સ્ત્રીથી જે સંતતિ થાય છે તે અધર્મી હોવાથી બધા પિતૃઓને નરકમાં લઈ જવાને કારણીભૂત થાય છે. એટલા માટેજ દેહ પવિત્ર થાય, એટલાસારૂજ સ્ત્રીપુરૂષોએ અલંકાર ધારણ કરવા. આ વિષે બીજું પ્રમાણઃ—

निघटरत्नाकार–अलकाराधृताः सर्वे सौभाग्यायुः प्रदायकाः ॥ पावित्र्य लक्ष्मीभोगानां कारकाः पारकीर्तिताः ॥१॥ सुवर्णालंकृतिर्धृतिः कल्याणसुहृद्प्रदाः ॥ सुवर्णमालिकायुष्या कांतिदा दाहवातनुत ॥ २ ॥ रत्नालंकारविधृतिर्देवानां तुष्टिकारकाः॥ मनसोल्हादिनीप्रोक्ताः सर्वलोकवशकराः॥ ३ ॥ रत्नादीनामलंकाराः शगारानंदकारकाः ॥ कांतिकल्याणलक्ष्मीदा ऋषिभिः परिकीर्तिताः ॥ ४ ॥

આનો સારાંશ એ કે સ્ત્રીપુરૂષોએ સુવર્ણનાં અને રત્નનાં અલંકાર ધારણ કરવાથી સૌભાગ્ય, આયુષ્ય, દેહને પવિત્રપણું, સંપત્તિ, ઐશ્વર્ય, કલ્યાણ, સૌખ્ય, કાંન્તિ, મનને આનંદ લોકવશ્યકતા ઈત્યાદિ ફળ પ્રાપ્ત થાય છે.

## १९. नवरत्नादि मुद्रिकाधारणफल.

निघंटरत्नाकारे–धारणं नवरत्नां ग्रहसतोषकारकम् ॥ सर्वपीडाहरंचैवलोकानां प्रीतिवर्धनम् ॥

નવરત્નોની મુદ્રિકા ધારણ કરવાથી ગ્રહોની પ્રસન્નતા થઈને સર્વ પીડા પરિહાર થાય છે અને લોકોની પ્રીતિ વધે છે. " **गुरुचरित्र अध्याय ३६—नवरत्नमुद्रिका ज्याचे हातीं । त्यासी पाप न लागती ॥** " એ નવરત્ન મુદ્રિકા યથાશાસ્ત્ર કરવી હોય તો નવગ્રહ મંત્રોથી તેમના હવન કરીને એક એક રત્ન મુદ્રિકામાં બેસાડવાના જુદાજુદા મુહુર્ત લાગે છે. અને તે બધું જડવાનું કામ થઈ રહે ત્યાં સુધી કર્તાને શૂચિર્ભૂત રહેવું પડે છે. અર્થાત્ એ વૈદિક શિલ્પકાર્યો વિશ્વબ્રાહ્મણોનાજ હાથે થવાં જોઈએ.

आचारमयूखे–ताम्रतारसुवर्णानामर्कषोडशखेंदुभिः ॥ पुष्यार्कमुद्रिकाकुर्यात्तीव्रदारिद्र्यनाशिनी ॥ इदपवित्रंतर्जन्यां धारयीतसदाद्विजाः ॥

૧૨ ભાગ[1] તાંબુ, ૧૬ ભાગરૂપું, અને ૧૦ ભાગ સોનું લઈને પુષ્યાર્કયોગઉપર યથાવિધિ મુદ્રિકા કરીને તે નિત્ય ધારણ કરવાથી ગમે તેટલું દારિદ્ર હોય તોપણ તે દૂર થાય છે.

हेमाद्रौ–सुवर्णस्य पवित्रस्य कलां नार्हतिषोडशीम् ॥

नागदेवः–माषाणांषोडशादूर्ध्वंकुर्याद्धेमपवित्रकम्।तेभ्यःस्वल्पतरंन्यूनंनकुर्वीतकदाचन॥

निघंटरत्नाकारे–पवित्रकं सुवर्णस्य पुण्यवृद्धिकरं परं ॥ इहलोके परेचैव भोगमुक्तिप्रदंस्मृतं ॥ आनंदकारकं चैव ऋषिभिः परिकीर्तितम् ॥

સુવર્ણનું પવિત્રું ધારણ કરવાનું શ્રેય તો બધાં પવિત્રો કરતા અનંતગણું વધારે છે. સુવર્ણનું પવિત્રું કરવું તે ૧૬ માસા[2] કરતાં ઓછું ન હોવું જોઈએ. વધારે હોય તો હરકત નહીં. તે પ્રમાણેજ '**देवब्राणि नमस्तुभ्यं**' આ મંત્રવડે શચી દેવતાત્મક સોનાની હાંસડીની પૂજા કરીને વાગ્દાન સમયે વધુપાસે તે ધારણ કરાવે છે. તેમજ રક્ષાબંધન એટલે પોંચી, સુવર્ણનું યજ્ઞોપવિત, શિવ, વિષ્ણુ, દેવી ઈત્યાદિ દેવતાઓની મૂર્તિઓ અને અલંકાર એ સુવર્ણાદિ શિલ્પો અનંતયજ્ઞ કર્યા જેવાં ફલદાયક છે.

ઉભયકુળનો ઉધ્ધાર કરનારા, પાતિવ્રત્ય ધર્મને દૃઢ કરનારા, પતિના આયુષ્યની વૃધ્ધિ કરનારા, સર્વ પદાર્થો કરતાં વધારે ગમનારા, અને શરીરને શોભાયમાન કરનારા જે સુવર્ણાલંકાર, તે લોકોએ નિત્ય ધારણ કરવા. સોનાના અલંકારથી સંતુષ્ટ કરેલી કન્યાઓ તો સાલંકૃત કન્યાદાન કરનારા પોતાના માબાપને બ્રહ્મલોકની પ્રાપ્તિ કરી આપે છે. તેથીજ કન્યાદાન વખતે કન્યાનો પિતા કહે છે. " **कन्यां कनकसंपन्नांकनकाभरणैर्युताम् ॥ दास्यामिविष्णवे तुभ्यं ब्रह्मलोकजिगीषया ॥** " આમાંનો અભિપ્રાય એજ છે કે મણિમંગલસૂત્રાદિ સુવર્ણાલંકારયુકત કન્યાદાન કરવાથી બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે. ઉપનયનનું મુખ્ય લક્ષણ જે પ્રમાણે યજ્ઞોપવિત, તે પ્રમાણે કન્યાદાનનું મુખ્ય લક્ષણ અલંકાર છે. કેમકે પતિને દીર્ઘાયુષી કરવો એજ કન્યાદાનની મુખ્ય સાર્થકતા છે. અને સુવર્ણાલંકાર ધારણ કરવા એજ પતિનું આયુષ્ય વૃધ્ધિ કરવાનો હેતુ છે.

## २०. सुवर्णालंकार आयुष्यवृद्धिकारक छे ए विषे.

**तैत्तिरीय संहिता कां० ४ प्र० १ अ० १०—दृशानोरुक्मउर्व्याव्यद्यौ दुर्मर्षमायुः श्रियेरुचानः ॥**

---

१—१२ भाग २५ गुंजा. १ अडद, १६ भाग ३३ गुंजा २॥. अडद १० भाग २ गुं. ·। अडद.
२. यहां पांच गुंजानी किंवा ८ गुंजानी मासो लेवो.

भाष्यं—दृशानः ( दर्शनयिरूपः ) रुक्मः ( सुवर्णनिर्मितःफलकाकार आभरणविशेषः ) उर्व्या ( महत्यादीसया ) व्यद्यौत् ( विद्योततेस्म ) किकुर्वन् दुमर्षं ( अतिरस्कार्यम् ) आयुः ( जीवनं ) श्रिये ( श्रयितु ) रुचानः ( वाछन् )

આ શ્રુતિનું તાત્પર્ય એવું છે કે આયુષ્યવૃધ્ધિની ઇચ્છા કરનારાએ સુવર્ણાલંકાર ધારણ કરવા. કેમકે, अग्निरेत सुवर्णस्यात् ' अग्निपु० " આ વચનોઉપરથી સુવર્ણ એ રેતરૂપ છે. તેથીજ " हिरण्यंस्वर्णरेतसोः " આ વિશ્વકોષમાં સુવર્ણને અને રેતને ' હિરણ્ય ' આ સુવર્ણવાચકજ નામ આપ્યું છે. તેમજ अग्निमूलं बलं पुसां रेतोमूले च जीवितम् ' [ वैद्यक ] જેમને પોતાનું સામર્થ્ય વધારવું હોય તેમણે દીપક અને પાચક પદાર્થોથી પોતાનો જઠરાગ્નિ પ્રદીપ્ત રાખવો અને જેમને આયુષ્યની વૃધ્ધિ કરીને શતાયુષી થવાની ઇચ્છા હોય તેમણે પૌષ્ટિક પદાર્થોથી શરીરમાં વીર્યની વૃધ્ધિ કરીને તેનું સંરક્षણ કરવું. આ ઉપરથી વીર્ય જે પ્રમાણે આયુષ્યવૃધ્ધિનું કારણ છે. તેવુંજ

ऋग्वेद अ० ८ अ०७ सू० १६ योबिभर्तिं दाक्षायणाहिरंण्यं सदेवेषुकृणुतेदीर्घमायुः समनुष्येषु कृणुतेदीर्घमायुः ॥

આ શ્રુતિ ઉપરથી હિરણ્ય એટલે સુવર્ણ સુધ્ધાં આયુષ્યવૃધ્ધિનું કારણ છે. સુવર્ણને પણ ધાતુ કહે છે. અને રેતને પણ ધાતુ કહે છે.

श्रुति–त्वष्टावैरेतम मिक्तम्यरूपाणि विकरोति॥ त्वष्टार-रूपाणिविकुर्वतांविपाश्रित॥
पद्म.–विभज्यमूर्तिरूपेण–तत्तद्रर्भांकुरारिकं ॥ अदृश्येनैवरूपेणविश्वकर्मासृजत्ययम् ॥
श्रुति–विराज्येनविराजति तेनास्मान्ब्रह्मणस्पतेविराजसभिधक्क ॥
पद्मपु० भू०–सौवर्णं राजतंचैव ताम्रपाषाणदारवम् ॥ शिल्पंत्वत्सततौ स्याता यावत्कालियुगदृढम ॥ अपि–गृहंयंत्ररथांभूषाप्रतिमावसनादिकं ॥ यत्किंचिद्दृश्यते शिल्पं तत्सर्वं विश्वकर्मजम् ॥
रुद्र०–रचयन्तिशिचित्राणिरूपाणिविविधानिये । पचालास्तेसदापूज्याःप्रतिमाविश्वकर्मण:

ઉપરની શ્રુતિઉપરથી અને તદનુસાર પદ્મપુરાણોકત ભુખંડસ્મૃતિઉપરથી અને રૂદ્રયામલોકત વચનોઉપરથી જે પ્રમાણે વિશ્વકર્મા રેત ધાતુનાં સાવયવ સ્વરૂપો નિર્માણ કરે છે તેજપ્રમાણે વિશ્વબ્રાહ્મણસુધ્ધાં સુવર્ણાદિ ધાતુનાં અલંકારાદિ રૂપો નિર્માણ કરે છે. તાત્પર્ય, વીર્યધાતુપ્રમાણેજ સુવર્ણ એ ધાતુ સુધ્ધાં આયુષ્યની વૃધ્ધિ કરે છે તેથીજ કન્યાદાન કરતી વખતે ઇષ્ટ દેવતાનું સ્મરણ કરીને ' मागल्य ततुमानेन भर्तृजीवनेहेतुना ॥ कंठ बध्नामि सुभग माजावशरदः शतम् ' આ મંત્રવડે સુવર્ણમણિમંગળસુત્ર ઇત્યાદિ અલંકાર વરે વધુપાસે ધારણ કરાવવાનો પ્રઘાત છે. ત્યારપછીઃ—

## २१. विश्वब्राह्मणे वैदिक मंत्रो बोलीने सुवर्णादि अलंकार धारण करावना.

" आयुष्यं वर्चस्वं " આ સુકતથી સોનાના ગોટ, પાટલીઓ, હાંસડી વગેરે હાથના અલંકાર અને ગળાનાં અલંકાર, ચંદ્રકોર વગેરે શિરોભૂષણો, કુંડલાદિ કર્ણભૂષણો, નુપુરાદિ પાદભૂષણો ઇત્યાદિ અલંકાર વધુપાસે ધારણ કરાવવાં. તેવીજ પુરૂષેપણ સમાવર્તન સંસ્કાર વખતે કંઠી, ગોફ, ઇત્યાદિ સુવર્ણાલંકાર પણ એજ સુકતથી ધારણ કરવા. આ સુકત સુવર્ણાલંકાર ધારણ કરવા માટેજ વિશ્વકર્માના મુખમાંથી ઉત્પન્ન થએલા સુવર્ણાદિ શિલ્પકર્તા સનકાદિ ઋષિઓએ સ્થાપિત કર્યું છે. સનકાદિ ઋષિ આ વિશ્વ-

१ आ कृष्णाना अने शंकरनी विश्वकर्मने वरोत्तक छे.

બ્રાહ્મણોના ગોત્રપુરૂષજ છે. દાગીના પહેરાવવાનું કામ, દાગીના કરનારાની પેઠે બીજાને આવડવું શક્ય નથી. તેથી વિશ્વબ્રાહ્મણ શિલ્પકારેજ મંત્રપઠન કરીને ત્રૈવર્ણિક સ્ત્રીપુરૂષોને કિંવા સ્નાતકને નવીન અલંકાર ધારણ કરાવીને આશિર્વાદ દેવો. પ્રયોગપારિજાત ગ્રંથમાં કહ્યું છે:—

**भूषणैश्चायुष्यंवर्चस्यमिति सूक्तं पठन्भूषयेत् ॥ अथ-सूक्तं—आयुष्यमितिसूक्तस्य सानगादय ऋषयः। हिरण्यं-देवता। आद्याश्चतस्रोऽनुष्टुभः पंचमी०। अलंकार धारणे विनियोगः। आयुष्यं वर्चस्यंरायस्पोषमौद्भिदं॥ इदंहिरण्यं-वर्चस्वं जैत्रायाविशतादिमां॥ उच्चैर्वाजिपृतनाषाट्सभा-साहं धनंजयं॥ सर्वाः समग्रा ऋद्धयोहिरण्येऽस्मिन्त्समा-हिताः॥ शुनमहंहिरण्यंस्वपितुर्मानेवजग्रभे॥ तनमांसूर्ये त्वचमकरं पूरुषु प्रियं॥ संम्राजंचाविराजंचाभिष्टिर्याचमेध्रुवा॥ लक्ष्मीराष्ट्रस्य यामुखेतयामामिंद्रसृज॥ अग्नेः प्रयातं-परियद्धिरण्यममृतंजज्ञेअधिमर्त्येषु॥ यएनद्वेदसइदेनर्दह-तिजरामृत्युर्भवतियोबिभर्ति॥ १॥ यद्वेदराजावरुणोयदु-देवीसरस्वती॥ इंद्रोयद्वृत्रहावेदतन्मेवर्चसआयुषे॥ नत-द्रक्षांसिनपिशाचाश्चरंतिदेवानामोजः प्रथमजह्ये [1] तत्॥**

ઈત્યાદિ અગીયાર ઋચાના આ હિરણ્યસુક્તનો ભાવાર્થ સુવર્ણાલંકાર ધારણ કરવાથી પુરેપુરાં સો વરસ આયુષ્ય, તેજ, બલ, સર્વ સંપત્તિ, અને દેવત્વ પણ પ્રાપ્ત થાય છે. સુવર્ણથી અલંકૃત થયેલાં શરીરમાં રાક્ષસ કિંવા પિશાચ પ્રવેશ કરતા નથી. લક્ષ્મીનારાયણાદિ દેવતાઓ તે ઘરમાં વાસ કરે છે. સુવર્ણ એ લક્ષ્મીનું અધિષ્ઠાન છે. તેથીજ લક્ષ્મીને 'હરિણી[1]' અને સુવર્ણની મૂર્તિ એવી સંજ્ઞા છે. આ ઉપરથી સુવર્ણાદિ શિલ્પાથી ચતુર્વિધ પુરૂષાર્થ પણ પ્રાપ્ત થાય છે. આ બાબત સ્પષ્ટ થાય છે. આ સુવર્ણાલંકાર શિલ્પવિષે બીજું પ્રમાણ:—

**पद्मपु० सौवर्णं राजतंचैवताम्रंपाषाणदारवं॥शिल्पत्वत्संततौ स्थाता यावत्कालियुगंद्दढं॥**

ટીકા—શ્રીતુકાબ્રહ્માનંદસ્વામિની ઉક્તિ—વિશ્વકર્મમાહાત્મ્ય અધ્યાય ૨૯ ઓવીઓ:—

सुवर्णाचे अलंकार॥ रत्नखचितमनोहर॥ तुंझ्येप्रजेमाजि विचित्र॥ सुवर्णकार निर्मितील॥ ६२॥ तेवींच रजताचें भूषण॥ राजताशिल्पनिर्मिती पूर्ण॥ रजत ऐसें रौप्याभिमान॥ रौप्य सौवर्ण कर्म एकाचे॥ ६३॥ जण भूषणें भूपदेशीं॥ कुरूपी स्त्रिया त्यांगल्या पुरुषी॥ त्यांचि अत्यंत रमावती त्यासी॥ भूषणं स्त्रियासी सौंदर्य शोभा॥ ६४॥ संपूर्ण लक्षणी सुमनी नारी॥ विनालंकारी विवसीपरी॥ अवचितीं दिसे पडनां नेत्री॥ विलक्षणी सालंकारी सलक्षण॥ ६५॥ वस्त्रालंकार परिपूर्ण॥ विलक्षण

1 हारिणी हारितायांच चारु स्त्री मतभेदयोः॥ सुवर्णप्रतिमायांचेतिविश्वकोशः॥

तेंचि मलरूप ॥ वस्त्रालंकार परिहीन ॥ प्रेतासमान नरहो नारी ॥ ६६ ॥ तीं तवाशल्पीविचित्रवस्त्र ॥ सौवर्णरौप्य ।द्व्यालंकार ॥ लक्षणहीनासीसर्वत्र ॥ अर्पिती भाचार स्वलक्षणें ॥ ६७ ॥ पचाल भेदी सुवर्णकार ॥ सुवर्ण रौप्य शिल्पविचित्र ॥ यथोक्त वर्णिले ते समग्र ॥ करितील सर्वत्र सततीं तुझ्या ॥ ६८ ॥ त्वष्टाकासताम्रकर्मांत॥ तुझियें संतती माजी तेथे ॥ विस्तारील स्वसामर्थ्ये ॥ जाण तूं निरुते शिल्पाधिपती ॥ ६९ ॥ लोहशिल्पअतिविचित्र ॥ लोहकर्मामन्वीश्वर ॥ तुझियेसंततीमाजीममग्र ॥ शस्त्रादिप्रकार निर्मितील ॥ ७० ॥ दारू ब्राणजेकाष्ठनामदारव ॥ कृष्णोपकरणादि अपूर्व ॥ निर्मील सर्व मयाचार्य ॥ ७१ ॥ एवतुझीनिजसंतती ॥ पचालनाम्नीशिल्पाधिपती ॥ शिल्पविद्यानिपुणक्षिती ॥ तुझीचप्रतीहोईलपूर्ण ॥ ७२ ॥

આ તુકાબ્રહ્માનંદોકિત ઉપરથી અને પૂર્વોકત હિરણ્ય સૂકતઉપરથી એ સ્પષ્ટ છે કે સર્વ શિલ્પો કરતાં સુવર્ણ શિલ્પ એ યજ્ઞ પ્રમાણેજ અનંત ફળ દેનાર છે.

## २२. सुवर्णमूर्ति शिल्पवर्णन.

સુવર્ણના અલંકાર કરનારા જે શિલ્પોઓ છે તેમને પ્રાચીન કાળથી ' મૂર્તિકાર ' આવી સંજ્ઞા છે. મૂર્તિ ઘડાવવાનું કામ એ સર્વ શિલ્પીઓનું મુખ્ય કામ છે. કલિયુગમાં શસ્ત્રાસ્ત્રાદિ શિલ્પ, શૂદ્ર લોકો કરવા લાગ્યાથી વિશ્વબ્રાહ્મણો ઘણુંખરૂં સુવર્ણ અલંકારાદિ શિલ્પ કરે છે. અલંકાર એ મૂર્તિના અવયવોના જેવાજ હોવાથી સુવર્ણાલંકાર શિલ્પમો સમાવેશ પણ મૂર્તિશિલ્પમાંજ થાય છે. તેથીજ પાષાણ, મૃત્તિકા, કાષ્ટ અને બધી ધાતુઓ પણ મૂર્તિ કરવાને યોગ્યજ છે. તથાપિ પાષાણાદિ સર્વ મૂર્તિ કરતાં સુવર્ણધાતુ મૂર્તિનો મહિમા વિશેષ છે. એનું પ્રમાણઃ—

अग्निपुराण अध्याय ३८ मूर्तिकर्मफलम् ॥ शिवब्रह्मार्कावेघ्नेशचंडीलक्ष्म्यादिकात्मनाम् ॥ देवालयकृतेः पुण्यंप्रातमाकरणेऽधिकम्॥ ३१ ॥ प्रतिमास्थापनेयागे फलस्यांतो नविद्यते ॥ मृन्मयाद्दारुजेपुण्यं दारुजादिष्टकाभवं ॥ ३२ ॥ इष्टकोत्थाच्छैलजस्याद्धमादेराधिकफलम् ॥ सप्तजन्मकृतपापंप्रारंभादेवनश्यात ॥ ३३ ॥

શંકર, બ્રહ્મા, ગણપતિ, સૂર્ય, દેવી, લક્ષ્મી, ઇત્યાદિ દેવોનાં દેવાલયો કરવા કરતાં મૂર્તિઓ કરવાનું પુણ્ય વધારે છે. મૂર્તિપ્રતિષ્ઠાનો યજ્ઞ કરવાથી જે ફળ પ્રાપ્ત થાય છે તેનો તો અંતજ નથી; મૃત્તિકાની મૂર્તિ કરવા કરતાં કાષ્ટની મૂર્તિનું ફળ અધિક છે કાષ્ટમય મૂર્તિના કરતાં ઇંટની મૂર્તિ શ્રેષ્ઠ;અનેઇંટની મૂર્તિ કરતાં પાષાણની મૂર્તિ શ્રેષ્ઠ: અને પાષાણમુર્તિ કરતાં સુવર્ણ મુર્તિનું ફળ ઘણું વધારે છે. સુવર્ણની મુર્તિ કરવાનો આરંભ કરતાંની સાથેજ સાત જન્મનાં પાપ નાશ પામે છે.

## २३. विश्वब्राह्मणे मूर्ति करवानुं वेदोक्त समंत्रक विधिवर्णन.

अग्निपुराण अ० ४३–बलिंदत्वाकर्मशस्त्रटंकादिकमथार्चयेत् ॥ हुत्वाऽथशालितोयेनास्त्रेणसप्रोक्षयेच्छिलाम ॥ १७ ॥

પ્રથમતઃ ભકિતપૂર્વક બલિપ્રદાન વગેરે દઇને, ટાંકણું હથોડો વગેરે મુર્તિ કરવાનાં શિલ્પાયુધોની પૂજા કરીને તેના દેવતાઓના મંત્રવડે હોમ કરવો. પછી જે દ્રવ્યની મુર્તિ કરવી હોય તે સુવર્ણ શિલાદિ દ્રવ્ય અસ્ત્રમંત્રથી પ્રોક્ષણ કરવું.

कुद्दाल टक शस्त्राद्यमध्वाज्याक्तमुखचरेत ॥ आत्मानचितयेद्विष्णुशिल्पिनाविश्वकर्मकम् ॥ २६ ॥ शस्त्रांवष्ण्वात्मकदद्यान्मुख प्रादिदर्शयेत्॥ जितेंद्रियःटंकहस्तःशिल्पीतुचतुरस्रकाम ॥ २७ ॥ रथस्थाप्यसमानीयसवस्त्रांकारुवेश्मनि ॥ पूजयित्वाथघटयत्प्रतिमांसलुकर्मकृत् ॥ २८ ॥

પછી ટાંકણાં વગેરે શિલ્પાયુધોના મ્હોપર મધ અને ઘી ચોપડીને મુર્તિ કરવાની શરૂવાત કરવી. યજ્ઞમાં જે પ્રમાણે આચાર્ય પૂજ્ય હોય છે તે પ્રમાણે મુર્તિ વગેરે પવિત્ર શિલ્પકર્મમાં આ વિશ્વબ્રહ્મસંતતીય શિલ્પાચાર્ય પૂજ્ય છે. માટે મુર્તિ કરાવનારાએ પોતાના અંતઃકરણમાં વિષ્ણુ સ્મરણ કરીને અને વિશ્વબ્રાહ્મણશિલ્પી પ્રત્યક્ષ વિશ્વકર્માજ છે એમ સમજીને તેની પૂજા કરવી. પછી તે પૂજા કરેલા શિલ્પીના ટાંકણાં હથોડી વગેરે દસ આયુધો પણ વિષ્ણુ સ્વરૂપજ છે એમ સમજીને 'इदं विष्णु' આ મંત્રવડે તેની પણ યથાવિધિ પૂજા કરવી. પછી વિશ્વબ્રાહ્મણસંતતીય શિલ્પીએ એ મુર્તિ વગેરે પવિત્ર શિલ્પ તૈયાર થાય ત્યાંસુધી, યજ્ઞમાં ઉપાધ્યાય જે પ્રમાણે યજ્ઞજપાદિ પૂર્ણ થાય ત્યાં સુધી વ્રતસ્થ રહે છે, તે પ્રમાણે જિતેંદ્રિય રહીને મુર્તિ તૈયાર કરવી. સાત પ્રકારના મુત્યાંદિ શિલ્પમાં સુવર્ણ એજ વધારે પવિત્ર છે. સુવર્ણની પવિત્રતાનું પ્રમાણઃ—

भारत आदिपर्व अध्याय २०९-२१२ श्लोक—यत्सुवर्णभगवानाग्निरीशः प्रजापतिः॥ पवित्राणां पवित्रंहि कनकंद्विजसत्तम ॥ अग्नीषोमात्मकचवजातरूपमुदाहृत ॥

સુવર્ણ આ ધાતુમાં અગ્નિ, ઇશાન અને પ્રજાપતિ આ ત્રણે દેવતાઓ મુર્તિમંત રહે છે. તેથી સુવર્ણ એ સર્વ પવિત્ર વસ્તુઓમાં પણ અત્યંત પવિત્ર છે. સુવર્ણ એ અગ્નિષોમાત્મક હોવાથી તેમાંથી રૂપ [અગ્નિષોમ દેવતાત્મક નેત્રો વગેરેથી જ્ઞાન થવા જેવું દેવપ્રતિમા અલંકારાદિ શિલ્પ] નિર્માણ થાય છે. તેથી તે સુવર્ણને 'જાતરૂપ' [जायते रूपं मूर्त्यादि शिल्पमस्मात्] એવું નામ છે. અગ્નિવિના સુવર્ણનું શિલ્પકામ તૈયાર થતું નથી. કેમકે સુવર્ણ એ "ભૌમતેજો" નામક અગ્નિનુંજ એક રૂપાન્તર છે. એનું પ્રમાણઃ—

सामवेदीय तांडयमहाब्राह्मणे—" अग्नये हिरण्यं "

भाष्यं—हिरण्य प्रतिग्रहे मंत्रमाह—अस्मिन् मंत्रे हिरण्यस्य अग्निरेतोरूपत्वात्संबंधः ॥

અગ્નિદેવતાપ્રીત્યર્થ સુવર્ણદાન કરવું. કેમકે સુવર્ણ એ અગ્નિનું વીર્ય હોવાથી તે અગ્નિરૂપજ છે. અને તે સુવર્ણનાં મૂત્યાંદિ શિલ્પના કર્તાઓ પણ અગ્નિમાંથી થએલા 'આગ્નેય' નામના ભૃગ્વાંગિરસ કુળમાં ઉત્પન્ન થએલા વિશ્વબ્રાહ્મણ શિલ્પીજ છે.

## २४. विश्वब्राह्मणोए वेदोक्त समंत्रक शिल्प करवानो विधि.

વિશ્વબ્રાહ્મણે પવિત્ર સ્થાનમાં આવેલા વાગીશ્વરી નામના પવિત્ર અગ્નિકુંડમાં ત્વષ્ટા નામ 'કર્મવાન્' [શિલ્પકામ કરનારો] અગ્નિ સ્થાપન કરીને 'अग्निः सप्तिं०' આ સૂકત વડે સાત અને વિશ્વકર્માદિ સૂકતવડે યથાસંખ્ય આજ્યાહુતિઓ આપીને પેટવવો. એટલે તે સુપ્રણીત અગ્નિમાંથી દેવબ્રાહ્મણોનાં સુવર્ણ મુત્યાંદિ શિલ્પકામો નિર્વિઘ્નપણે તૈયાર થઇને શિલ્પકર્તાને અને તે કરાવનારા યજમાનને પણ અખંડ શ્રેયસ્કર થાય છે. આ સૂકતવડે હોમ કરવાનો અધિકાર વિશ્વબ્રાહ્મણજાતીય શિલ્પીઓનેજ છે. અને આ સૂકતપણ શિલ્પકર્મસંબંધેજ છે. એમ તે સૂકતના ભાષ્યઉપરથી સ્પષ્ટ થાય છે. આ સૂકતમાં સૌચિત ઋષિએ રથ મૂત્યાંદિ શિલ્પકામ કલ્યાણપ્રદ થાય એટલા માટે શિલ્પકર્મકર્તા 'ત્વષ્ટ' દેવતાત્મક અગ્નિની સ્તુતિ કરી છે. એમ આ સૂકતની પ્રથમ ઋચા ઉપરથીજ સમજાય છે.

अग्निः सप्तिमितिसप्तर्चं द्वादशंसूक्त सौचिकस्य वैश्वानरस्याग्नेरार्ष त्रैष्टुभमाग्नेयं। अग्निः सप्तिमिति

**ऋ० ८—३—१२—अग्निःसप्तिंवाजंभरंददात्यग्निर्वीरं श्रुत्यं कर्मनिष्ठां॥अग्नीरोदसीविचरत्समंजन्नग्निर्नारींवीरकुक्षिंपुरंधिं**

भाष्यं—अयमग्निः सर्ति सर्पणस्वभावमश्वं वाजं भरं युद्धे शत्रून् जित्वाऽन्नसंपादकं ददाति स्तोतृभ्यः। तथाग्निर्वीरं वीर्यवंतंपुत्रं भुत्यं पितृव्यपदेशं कर्मनिष्ठं यागऽनन्य चित्तं ददाति। अग्ना-रोदसी द्यावापृथिव्यो समंजन् सम्यगंजयन् विचरन्। विविध्नं चरति। अयमग्निर्नारीं योषित वीरकुक्षिं वीरप्रसवकुक्षिं पुरंध्रिंच करोति।

અર્થ:–આ મંત્રવિધિપૂર્વક, ઉત્પન્ન થનારો અગ્નિ, સ્તુતિ કરનારા ઉપાસકોને પવન જેવો ચપલ, યુધ્ધમાં શત્રુઓને જીતનારો, અને ધન ધાન્યની સમૃદ્ધિ કરનારો અશ્વ દે છે. તેજ પ્રમાણે એ અગ્નિ, પરાક્રમી અને ઉદ્યોગશીલ પૂત્ર દે છે. આ આકાશમાં, પૃથ્વીપર અને બીજા અનેક સ્થળે સંચાર કરનારો અગ્નિ સ્રીને યુધ્ધાં પુત્રવતી કરે છે. આ મંત્રનો અને:—

## “त्वष्टावीरं देवकामंजजान त्वष्टुरर्वाजायत आशुरश्वः”

આ વક્ષ્યમાણ ત્વષ્ટૃ દેવતાત્મક મંત્રનો અર્થ એકજ હોવાથી આ અગ્નિ શિલ્પ કર્માત્મકજ છે. નીચેના મંત્રઉપરથી પણ એ સ્પષ્ટ થાય છે. આ મંત્રોકત આહુતીઓ આપવાથી મૂર્તિ અલંકાર વગેરે કામ કરવાનું ચાતુર્ય વધે છે, તેમાં વિશેષ બુધ્ધિ ચાલે છે અને તે જલદી તૈયાર થાય છે.

## ऋक् २--अग्नेरप्नसः सामिदस्तु भद्राग्निर्महीरोदसीऽआविवेश॥ अग्निरेकंचोदयत्समत्स्वग्निर्वृत्राणिदयतेपुरूणि॥

भाष्यं—अप्नसः कर्मवतोग्नेः सामिद्भद्राऽस्तु। अयमग्निर्मही महत्यौरोदसी द्यावापृथिव्यावा-विवेश। आविष्टवान् स्वतेजसा। तथाऽयमग्निरेकमसहायमेवचोदयच्चोदयति समत्सु सग्रामेषु॥ युद्धे स्वभक्तं स्वयसहायः सन् जयिन करोतीत्यर्थः। तथाग्निर्वृत्राणि पुरूणि बहुन्शत्रून्दयते। इति।

અર્થ:–આ શિલ્પકર્માત્મક અગ્નિની સમિધા કલ્યાણદાયક થાવ. આ અગ્નિએ પોતાની તેજશ્શકિતથી સ્વર્ગમાં અને પૃથ્વીમાં પણ પ્રવેશ કર્યો છે. તેજ પ્રમાણે આ અગ્નિ એક અને નિરાશ્રિત એવા ઉપાસકોને યુધ્ધમાં મદદ કરે છે, તેના શત્રુઓનો નાશ કરે છે, અને તેને વિજયશ્રી આપે છે.-[આ મંત્રની આહુતિથી શિલ્પકર્મનાં બધાં વિઘ્નો દૂર થાય છે.] આ મંત્રમાં (अप्नसः) આ પદનો અર્થ શિલ્પકર્મવાન્ એવો છે, એનું પ્રમાણ “भास्कराचार्यकृत वैदिक कोशे-कर्त्वे कर्तोव्रतांवर्ण्या शम्यंवेपश्चकर्वरं॥ शिर्माशिल्पंशमीशाक्तिर्दंसोऽप्नइतिकर्मणः” નિઘંટમાં પણ એમજ છે. “शमी विष्टी सुऽअप्नस” આ ઉપરથી સાયણાચાર્યે પણ ‘अप्नसः’ આ મંત્રપદનો અર્થ (रथ यज्ञ-पात्रादीनि कुशलकर्माणिकौशलेनकर्माणि कुर्वंत ऋभवः) એટલે શિલ્પકૌશલ્યકર્મો એવોજ કર્યો છે. તેથી અહીંઆ ‘अप्नसः’ આ પદ ‘कर्मवतः’ એટલે શિલ્પકર્માર્થેજ છે. કેમકે, આ સૂકત રથ, મુર્તિ વગેરે દેવશિલ્પ કરનારા ઋભુદેવતોપાસક શિલ્પીઓજ કરેલું છે. એમ ઋચાઉપરથી સમજાય છે. માટે વિષયાનુરોધ પ્રમાણે પણ ‘अप्नसः’ આ પદ શિલ્પાર્થકજ છે.

## ऋक्७-अग्नयेब्रह्म ऋभवस्ततक्षुरग्निंमहामवोचामासुवृक्तिं॥ अग्ने प्रावजरितारं यविष्ठाग्नेमहिद्रविणमायजस्व॥ ७॥

भाष्यं—अग्नये ब्रह्मस्तोत्रं ऋभवो मेधाविनस्ततक्षुः। अकुर्वन्। वयंच महामहांतमग्निंप्राति सुवृक्तिं सुस्तुतिमवोचाम। हे यविष्ठ युवतमाग्ने जरितारं स्तोतारं प्राव प्ररक्ष। हे अग्ने महि महत् द्रविणं धनमायजस्व। प्रयच्छेत्यर्थः। अत्रप्रतिवाक्य मग्न्यभिधानतस्य स्तुत्यत्वप्रदर्शनार्थं॥

અર્થ:—રથ મુર્તિ ઇત્યાદિ કલાકૌશલ્યનાં કામ નિર્વિઘ્નપણે પાર પડે એટલા માટે ઋજુ નામક બુદ્ધિમાન બ્રહ્મશિલ્પીએ અગ્નિપ્રીત્યર્થ સ્તોત્ર કર્યું હતું, તે પ્રમાણેજ અમે સુધ્ધાં એ મહાત્મા અગ્નિની સ્તુતિ કરીએ છીએ. હે પ્રજ્વલિત અગ્નિ! તારી સ્તુતિ કરનારાનું તું રક્ષણ કર. અને તેને ધનસમૃધ્ધિ દે. આ મંત્રમાંની સાત[1] ઋચાના પ્રત્યેક ચરણને આરંભે 'અગ્નિ' આ પદ સ્તુતિ માટે છે. આ પ્રમાણે પ્રજ્વલિત કરેલા આ અગ્નિમાં દેવોના કિંવા ત્રણે વર્ણનાં યજ્ઞાદિક કિંવા રથ, મુર્તિ, અલંકાર ઇત્યાદિક જે પવિત્ર શિલ્પ હોય તેજ વિશ્વબ્રાહ્મણોએ કરવા દેવની મૂર્તિ કિંવા તેના અલંકારાદિક ઘડતી વખતે 'साप्तवाज०' એવું 'અગ્નિ' પદરહિત સાતવાર મંત્રપઠન કરતાં કરતાં તે ધાતુ ઉપર દુધની[2] ધાર કરવી. અને વાગીશ્વરી નામના અગ્નિકુંડમાં તેને તપાવ્યા પછી 'અગ્નિ' પદસહિત સાત મંત્ર બોલીને ધાર કરી બંધ કરવી. આ સુવર્ણાદિકનું કામ કરતી વખતે અંગારાગ્નિઉપર થોડુંક દુધ[3] છાંટીને પછી અંદરના સુવર્ણાદિકના પદાર્થ કાઢી લેતાં જવું. આ પ્રમાણે મુર્ત્યાદિ થાય ત્યાંસુધી જેટલી વખત ઘડવાનું અને તપાવવાનું થાય, તેટલી વખત અનુક્રમે અગ્નિપદ રહિત અને અગ્નિપદસહિત સૂકતની આવૃત્તિઓ કરવી. આ પ્રમાણે વિશ્વબ્રાહ્મણોએ શિલ્પકામ કરવાનો વિધિ અહીં સંક્ષિપ્તપણે કહ્યો.

અત્યારે આ કલિયુગમાં યજ્ઞાદિ પવિત્ર શિલ્પકર્મોનો લોપ થવાથી, અજ્ઞાન લોકો વખતાનુસાર શૂદ્ર શિલ્પકારોના હાથેસુધ્ધાં દેવોની મૂર્તિઓ કરાવી લે છે. તે શૂદ્રને હાથે તૈયાર થએલી મૂર્તિની શુદ્ધિ કરવા માટે હમણા પ્રયોગ કરનારા યાજ્ઞિક લોકો પ્રાણપ્રતિષ્ઠા પહેલાં એક વખતજ પહેલાંનું સૂકત અગ્નિપદરહિત અને અગ્નિપદસહિત બોલીને તે મૂર્તિઉપર દુધની ધાર કરે છે. આ વિધિને 'અગ્ન્યુત્તારણ' આવું નામ દેઈને તે પ્રતિષ્ઠાના પહેલાંજ જોડી દીધો છે. આનું પ્રમાણ—( वास्तुशांतिप्रयोगे-अद्येत्यादि०वास्तुपुरुषध्रुवमूर्त्यौः घनदोष परिहारार्थं अग्न्युत्तारण पूर्वकं प्राणप्रतिष्ठांकरिष्ये । घृतेनाभ्यज्य अग्निः सप्तिमिति सूक्तमाग्निपदहीनं पठन् पुनः साग्निपदं पठन् प्रतिमायामुदकं पातयेदित्यादि॥ મુર્તિનો આ 'અગ્ન્યુત્તારણ' નામક સંસ્કાર તે મુર્તિ અપરિહાર્ય કારણોથી શૂદ્રના હાથે કરેલી હોય તોજ કરે છે. પરંતુ શરૂઆતથીજ મંત્રોકત વિધિપૂર્વક વિશ્વબ્રાહ્મણના હાથે થઈ હોય તો શાસ્ત્રોકત પ્રતિમાને ફરીથી સંસ્કાર કરવાનું કારણ નથી. સુવર્ણ મુર્તિ વગેરે દેવ બ્રાહ્મણોનું શિલ્પકામ કરવાનો વિધિ આવા પ્રકારનો છે. શૂદ્રનું શિલ્પ અમંત્રકજ કરવું.

## २१. पंचालशिल्पीने दैवज्ञ संज्ञा होवानुं कारण.

યજ્ઞમાં આચાર્યની પૂજા કરીને દક્ષિણા દેઈને તેની પાસેથી આશિર્વાદ લીધાશિવાય જે પ્રમાણે યજ્ઞનું ફળ યજમાનને મળતું નથી તે પ્રમાણેજ પ્રાસાદ, મુર્ત, અલંકાર શિલ્પકામનું શ્રેય કર્તાને મળતું નથી. માટેજ:—

आग्नपुराणे अ० ९७ प्रतिष्ठाविधौ–वित्तशाठ्यंविनादद्याद् हिरण्यादि दक्षिणाम्॥ मृर्तिपानविधिवत्पश्राज्ञापका ब्राह्मणांस्तथा ॥ ६३ ॥ देवज्ञशिल्पिनप्राच्यंदीनानाथांश्च भोजयेत ॥

---

१. अग्नि सप्तिं० १ अग्नेरम० २. अग्निर्हस्यं० ३ आग्निर्दा० ४ अग्निमुंक्थै० ५ अग्निर्विश० ६ अग्नयेब्रह्म० ७ इतिग्मसर्चे.

२. उदकामिश्रित दुग्धधारा. ३. आ दूध अने उदकनु मिश्रण करीने ने अग्निउपर अवतप्त करेलुं होवुं जोइए अग्निनाउपर एकलु पाणी छांटनारा अज्ञान शिल्पीनी संततिहानि थाय छे. सोनानो रस तळना तलमां आनतां दावेलाना तेलमा सोनु किंवा आग्नने झबकोळे तो अपमृत्यु थाय छे. अग्निपर किंवा सुवर्णपर दूध अर्पण करे तो तेज तेमज यशोवृद्धि अने तलनुं तेल आयुष्यवृद्धि करनारूं छे.

બક્ષીસ આપવામાં કૃપણુતા ન બતાવતાં મુર્તિપ્રતિષ્ઠારૂપ યજ્ઞ કરનારા જાપક બ્રાહ્મણોની અને પંચાલ દૈવજ્ઞ શિલ્પીની ગોદાન, ભૂદાન, હિરણ્ય ઇત્યાદિ મહાદાનો દઈને પૂજા કરવી અને પછી દીન, અનાથ બ્રાહ્મણોને ભોજન કરાવવું. પંચાલશિલ્પિ મુર્તિ અને તેનાજ અંગભૂત ગણાતા અલંકારાદિકનું કામ કરે છે. તેથી તેને ' દૈવજ્ઞ, કહે છે. એનું કારણ, " દૈવં-દેવસંબંધે [ देवमूर्त्यादि शिल्पं ] जानातीति दैवज्ञः । એટલે દેવસંબંધી મુર્ત્યાદિ શિલ્પ જાણે છે તે દૈવજ્ઞ. એને પ્રમાણ પણ છે. તે એવું કે જ્યોતિષશાસ્ત્રવેત્તાના અધિકાર આઠ છે. એમાં શિલ્પકૌશલ્ય શાસ્ત્રસંહિતા એ એક અધિકાર છે. અર્થાત્ જ્યોતિષશાસ્ત્રના આઠમા અધિકારના વેત્તા (શિલ્પશાસ્ત્રવેત્તા) તરિકે મુર્તિશિલ્પજ્ઞોને મુખ્યાં ' દૈવજ્ઞ ' એમ કહે છે. આઠ અધિકારમાંથી એકાદો અધિકાર જાણતો હોય તો પણ તેને દૈવજ્ઞ કહેવો.

( ज्योतिःशास्त्रे ) व्यक्ताव्यक्तभूगोलवासननमतः सिद्धांतआदिस्ततो होराशाकुनसंहितास्वरविधिश्चूडामणिर्विस्तरः ॥ सामुद्रोऽथकुमारकौशलमिमानष्टाधिकारन् जगुर्दैवज्ञाः परमेष्टिसूर्ययवनाः स्वेमेघमालाजगुः ॥ १ ॥ कृत्स्नस्यज्योतिः शास्त्रस्यत्रयएवस्कंधाः ॥ संहितास्कधोगणितस्कधोहोरास्कधश्चेति तत्रसंहितास्कंधादनेकभेदाः ॥

જ્યોતિઃશાસ્ત્રના મુખ્યત્વે સંહિતાસ્કંધ, ગણિતસ્કંધ અને હોરાસ્કંધ આવા ત્રણ સ્કંધ કર્યા છે એમાંના પહેલા સ્કંધનાંથી અનેક ભેદ ઉત્પન્ન થયા છે. તેમાંજ પ્રાસાદમૂર્ત્યાદિ શિલ્પસંબંધી દેશ. કાળ, મૂર્તિકર્માદિ પ્રમાણવિદ્યા, વાસ્તુવિદ્યા, મૂર્તિપ્રતિષ્ઠાદિ શિલ્પશાસ્ત્ર પણ કહેલું છે. ત્રણે સ્કંધ મળીને અષ્ટાવિકાર થાય છે. તે આ પ્રમાણે -ભૂગોલસ્થિતિ ૧ ગણિતસિધ્ધાન્ત ૨ હોરાશાસ્ત્ર ૩ શુકન ૪ સંહિતા ૫સ્વરશાસ્ત્ર ૬ સામુદ્રિક ૭ અને શિલ્પકૌશલ્યશાસ્ત્ર ૮ આ પ્રમાણે અષ્ટાવિકાર જે જાણે તેને દૈવજ્ઞ કહેવો. આ અષ્ટાધિકાર જ્યોતિઃશાસ્ત્ર બ્રહ્માદિકોએ કથન કર્યું છે. તેથી શિલ્પીને દૈવજ્ઞ કહ્યો છે.

## २६. देवप्रतिमादि शिल्पकर्त्तांने वैकुंठलोक प्राप्तिवर्णन.

યજ્ઞકર્મના કરતાં શિલ્પકર્મનું ફલ વિશેષ છે. કેમકે, યજ્ઞકર્મથી પુનરાવૃત્તિના ફેરામાં પાડનારૂં સ્વર્ગલોકજ પ્રાપ્ત થાય છે. પણ મૂર્ત્યાદિ શિલ્પવૃત્તિઓ ચલાવનારા વિશ્વબ્રાહ્મણોને તે મૂર્તિ વગેરે શિલ્પકર્મથી જન્મમરણદુઃખરહિત અને અક્ષય્ય સુખનું સ્થાન જે વૈકુંઠ, તેજ પ્રાપ્ત થાય છે.

अग्निपुराण अध्याय ३८-श्लोक-इष्टकाचयविन्यासोयावत्यद्वानितिष्ठति ॥ तावद्वर्षसहस्राणितत्कर्तुर्दिविसंस्थितिः ॥ ४८ ॥ प्रतिमाकृत्विष्णुलोके स्थापकोलीयतेहरा ॥

શિવનું કિંવા વિષ્ણુનું દેવાલય બાંધ્યું હોય તો, તે દેવાલયમાં જેટલી ઈંટો જોઇ હોય, તે દરેક ઈંટના બદલે એક હજાર વરસ એ પ્રમાણે તેટલા હજાર વરસ, દેવાલય તૈયાર કરનારા શિલ્પિ અને કરાવનારા યજમાન, બંને સ્વર્ગમાં વાસ કરીને દેવ મૂર્તિ તૈયાર કરનારા ચતુર શિલ્પિ વૈકુંઠ લોકમાં અક્ષય્ય વાસ કરે છે. અને મૂર્તિસ્થાપક [ દ્રવ્ય ખરચીને સ્થાપના કરનારા ] વિષ્ણુરૂપમાં લીન થઇ જાય છે, આ ઉપરથી સ્પષ્ટ છે કે ચયન, પ્રાસાદ, મૂર્ત્યાદિ શિલ્પકર્મવડે અક્ષય વૈકુંઠપદ પ્રાપ્ત થાય છે તેથીજ નારાયણની પ્રાપ્તિ માટે શાસ્ત્રોએ જેટલા માર્ગ બતાવ્યા છે તે બધામાં શિલ્પક્રિયાયોગ પ્રથમ બતાવ્યો છે.

## १७. शिल्पकर्मथी परब्रह्मप्राप्ति समाधियोगसाधन वर्णन.

भागवत स्कंध ३ अध्याय ३२ क्रियया क्रतुभिर्दानैस्तपःस्वाध्यायमर्शनैः ॥ आत्मेंद्रियजयेनापि संन्यासेनचकर्मणां ॥ ३४ ॥ योगेनविविधांगेन भक्तियोगेनचैवही ॥ धर्मेणोभयाचिन्हेन यः प्रवृत्तिनिवृत्तिमान् ॥ ३५॥

**टीका**—शास्त्रमार्गानेव प्रपंचयति क्रिययेति त्रिभिः ॥ क्रियया पूर्तरूपया क्रतुभिर्यागैः मर्शन मीमांसा । आत्मेंद्रियजयो निषिद्धवर्जनम् ॥ ३४ ॥ उभयचिन्हेन सकामनिष्कामलक्षणेन तमेवाह इत्यर्थात सकाम धर्मं प्राप्य स्वर्गाद्यपि भगवतएव सगुणस्वरूपमितिभाव: ॥

સકામ અને નિષ્કામ એવાં ધર્મના બે અંગ છે. સકામ ધર્મથી ઈશ્વરપ્રાપ્તિનો પહેલો માર્ગ ક્રિયાયોગ—એટલે દેવાલય, મૂર્તિ, કુપ, તળાવ, આરામગૃહ, અલંકાર ઇત્યાદિ શિલ્પકામ વિશ્વબ્રાહ્મણશિલ્પીદ્વારા યથાશાસ્ત્ર અને વિધિપૂર્વક કર્યું હોય તો નારાયણની પ્રાપ્તિ થાય છે. તેવીજ રીતે યજ્ઞયાગાદિ કર્મ આચાર્યદ્વારા વિધિપૂર્વક કરી હિરણ્યાદિ દાન દેવાં, તપ, વેદશાસ્ત્રનો અભ્યાસ અને મીમાંસોક્ત વેદાન્ત વિચાર આ [illegible]થી વૈકુંઠાધિપતિ સગુણ ભગવાન્ પ્રાપ્ત થાય છે અને અષ્ટાંગયોગ સંન્યાસ ધર્મ, ભક્તિયોગ એ યોગોવડે નિરાકાર નિર્ગુણ ભગવાન પ્રાપ્ત થાય છે. તથાપિ મૂર્તિપૂજાત્મક કર્મયોગરૂપ સગુણ ભક્તિ સિવાય નૈષ્કર્મ્યરૂપ નિર્ગુણ બ્રહ્મપ્રાપ્તિનો માર્ગજ નથી. તેથીજ જનક રાજાએ આવિર્હોત્રને પ્રશ્ન પૂછ્યો છે. " **भागवत स्कंध ११ अ० ३ कर्मयोगवदत नःपुरुषोयेनसंस्कृत ॥ विधूयेहाशुकर्माणि नैष्कर्म्यं विंदतेपरम् ॥४१ ॥** " આ ઉપરથી આવિર્હોત્ર મુનિએ જનક રાજાને કર્મયોગ શિલ્પકર્મજન્ય મૂર્તિપૂજાવિધિ કહી. કર્મયોગનેજ ક્રિયાયોગ આવું પર્યાયવાચક નામ છે. ' **शिल्पंस्कृवे क्रियायोगं** ' એમ વિશ્વમેદિનીકોષમાં પણ કર્મયોગને ક્રિયાયોગ એમ સ્પષ્ટ કહ્યું છે. કેમકે શિલ્પજન્ય દેવમૂર્તિધ્યાનાદિકમાંથી પુજા કરનારાને યોગપ્રમાણેજ સમાધિસુખની પ્રાપ્તિ થાય છે. શિલ્પ એ સમાધિસુખનું સાધન એવી શિલ્પ શબ્દની વ્યુત્પત્તિજ છે. " **शील—समाधौ** " શીલ [આ પરસ્મૈપદ ધાતુનો અર્થ સમાધિ ચડાવવી એવો છે.] તેથી, "**यत् शीलति समाद्धाति तत् शिल्पं ( कौशल्यं ) ऱ्हस्वादेशः कृत्पप्रत्ययांतो निपात्यतं ॥**" જે શીલતિ એટલે સમાધિ ચડાવે છે તે શિલ્પ. અર્થાત્ સમાધિસુખદાયક દેવમૂર્તિ, પ્રાસાદાદિ શિલ્પકર્મ છે, અને શિલ્પના કર્તા વિશ્વબ્રાહ્મણશિલ્પીને પરમભગવદ્ભક્ત અને મહા વૈષ્ણવ એમ સમજવું. કેમકે, વિશ્વબ્રાહ્મણ સંતતીય શિલ્પિના [**विप्लृव्याप्तौ इति धातोः**] શિલ્પશાસ્ત્રના અધ્યયનવડે, તેનાજ રાત્રદિવસ મનને નિજધ્યાસ લાગવાથી સર્વવ્યાપક વિષ્ણુવાદિ બધા દેવોની મૂર્તિઓ, તેમના અલંકાર અને આયુધોસહવર્તમાન હૃદયમાં પૂર્ણપણે ઠસતી હોવાથી જેના ભજનપૂજનથી બ્રહ્માનંદસુખની પ્રાપ્તિ થાય છે, એવા ઈશ્વરાધિષ્ઠાનાત્મક સુવર્ણરત્નપાષાણાદિ સૌમ્યતેજોમય મૂર્તિ અલંકારોસહવર્તમાન પ્રત્યક્ષ આંખોસામે રાખીને બ્રાહ્મણાદિ સર્વ વર્ણોને ભક્તિમાર્ગે વાળીને કૃતકૃત્ય કરે છે. તેથી બ્રાહ્મણાદિ સર્વ વર્ણો વાસ્તુ વગેરે યજ્ઞમાં વિશ્વબ્રાહ્મણ શિલ્પિસુધ્ધા પુરોહિત પ્રમાણેજ અગ્રપૂજાને પાત્ર છે.

---

१ भक्तिः परेशानुभवोविरक्तिरन्यत्रचैषत्रिकएककाल. ॥ प्रपद्यमानस्य यथाऽश्नत स्युस्तुष्टिः पुष्टिः क्षुदपायोऽनुघासम् ॥ ४२ ॥ इत्यच्युतांघ्रि भजताऽनुवृत्त्याभक्तिर्विरक्तिर्भगवत्प्रबोधः ॥ भवन्तिवै भागवतस्यराजंस्ततः परांशांतिमुपैतिसाक्षात् ॥ ४३ ॥ भा स्कंध. अ ३॥ २ आत्मानंतन्मयं ध्यायन्मूर्तिसंपूजयेद्धरेः ॥ शेषाम धाय शिरसास्वधाम्न्युद्वास्यसत्कृतं ॥ एवमग्न्यर्कतोयादौ वातथौहृदयचेयः । यजतीश्वरमा[illegible]नन्नचिरान्मुच्यते हिसः अ० ३

## २८. विश्वकर्मा अने तेनापुत्रनी पूजा देव करे छे, ए विषे.

પરલોકમાં શિવ, વિષ્ણુ, ઇંદ્ર ઇત્યાદિ દેવોએ સુધ્ધાં શિલ્પકર્મના અધિપતિ શિલ્પકર્મા અને તેના મનુમયાદિ પાંચ પુત્રોની આદિ, મધ્ય અને અંતે સુધ્ધાં પૂજા કરી છે. એનું પ્રમાણઃ—

ब्रह्मवैवर्त पुराणे कृष्णजन्मखंडे राधाकृष्णसंवादे अध्याय ४७ कृष्णउवाच—अथ शक्रस्यवृत्तांतंपरमशृणुसुदरि ॥ पापघ्नपुण्यबीजंत सव्यम्यकथयामिते ॥ १ ॥ ❀ ❀ ❀ ❀ योजयामास सत्कारंनिर्मातुममरावतीम् ॥ पूर्णमब्दशतत्वष्टा निर्ममेकर्तावर्गपुरीम् ॥ ३७ ॥ नानारत्नविचित्राढ्यामातररत्नेद्रनिर्मितां ॥ मनाहरां निरुपमां दृष्ट्वा तुष्टस्तयाहारः ॥ ३८ ॥ विश्वकर्माणमानीय प्रियमुक्त्वाशतक्रतुः ॥ दत्व रत्नानिसंपूज्य तप्रस्थापितवानगृहम ॥ ३९ ॥

શ્રીકૃષ્ણે રાધાને કથા કહી કે, વિશ્વરૂપની બ્રહ્મહત્યામાંથી મુક્ત થઇને ઇંદ્ર સ્વર્ગમાં પાછો આવ્યો ત્યારે શચીને અને બધા દેવોને પણ આનંદ થયો. તે મંગલોત્સવપ્રસંગે ઇંદ્રના સત્કાર માટે વિશ્વકર્માએ અનેક રત્નો જડેલી કેવળ અદ્વિતીય એવી અમરાવતી નિર્માણ કરી. તે અમરાવતી જોઇને ઇંદ્રને ઘણો સંતોષ થયો. તેણે વિશ્વકર્માની સ્તુતિ કરી, પૂજા કરી, અને તેને અનેક રત્નો આપીને તેને સ્વસ્થાને મોકલ્યો. તેમજ તે વિશ્વકર્માએ જ્યારે દ્વારિકા નિર્માણ કરી, ત્યારે તો શ્રીકૃષ્ણે પોતે,વિશ્વકર્માની તેના મનુમયાદિ પાંચ પુત્રોસહિત પૂજા કરી, એટલુંજ નહીં પણ તેમને કાયમને માટે દ્વારકામાં રાખી લીધા.

## २९. विश्वकर्मापूजनथी लक्ष्मी प्राप्त थाय छे ए विषे.

શ્રીવિશ્વકર્મા અને તેના મનુમયાદિ પાંચ પુત્રોની પૂજા કરી હોય તો લક્ષ્મી અને બુધ્ધિ પણ પ્રાપ્ત થાય છે. એનું પ્રમાણઃ—

पद्मपुराणे भूखंडे-पंचभिःसाहितः पुत्रैर्विश्वकर्मागिराद्रिजे ॥ द्वारकावासिभिर्नित्य श्रीकामैःपूज्यतेसदा ॥ ३७ ॥

શંકર કહે છે હે પાર્વતી! લક્ષ્મી પ્રાપ્ત થાય, સંપૂર્ણ એશ્વર્ય મળે એટલા માટે મનુ, મય, ત્વષ્ટા, શિલ્પી અને વિશ્વજ્ઞ આ પાંચ પુત્રોસહવર્તમાન વિશ્વકર્માની દ્વારકામાં રહેનારા સર્વ લોકો નિત્ય પૂજા કરે છે. આ તો શું પણ ખુદ શંકરે સુધ્ધાં સ્કંદની ઉત્પત્તિમાટે પાર્વતીની ઇચ્છાનુરૂપ શિવમંદિર અને સુવર્ણરત્નાદિ અલંકાર તૈયાર કરવા માટે મનુમયાદિ પાંચ પુત્રોસહિત વિશ્વકર્માની ષોડશોપચાર પૂજા કરી હતી.

## ३०. विश्वकर्म पूजा विधि.

पद्मपुराण भू० अ० २५-विश्वकर्माकथंसूत वासुदेवेनपूजितः ॥ कथंवाशंकरेणैतद्विस्तरेणप्रकीर्तयति ॥

શ્રીકૃષ્ણે અને શંકરે પુત્રોસહવર્તમાન વિશ્વકર્માની પુજા કઇ વિધિથી કરી, તે વિધિ અમને સવિસ્તર કહો, આવો શૌનકે પ્રશ્ન પુછવાથી સૂતે વિશ્વકર્માની પૂજાનો વૈદિક અને તાંત્રિક વિધિ કહેલ છે. તે કથા ઘણી મોટી છે. માટે અહીં સંક્ષેપમા કથન કરૂં છું.

पद्मपुराणे भू अध्याय २८ महादेवउवाच—विश्वकर्मन्नमस्तेऽस्तु विश्वात्मविभावन ॥ ७३ ॥ विभावयममाभीष्टं गृहालंकरणादिकम् ॥ त्वकृतांभागसामग्रीमुपादायमहामते ॥ ७४ ॥ भोक्ष्यामिविविधान्भोगानिहामुत्रचयोजितः ॥ एवमुक्त्वामहादे-

बोविश्वकर्माणमद्भुतम् ॥ ७५ ॥ अष्टाक्षरेणमंत्रेण पूजयामाससादरम् ॥ सांगंसाव-रणंदेव शिल्पानामीश्वरप्रभु ॥ ७६ ॥ ततःस्वेष्टगृहारामालकाराद्यामवान्सुखम् ।। पच-भिस्तनयैः सार्धविश्वकर्मातदाशिवम ॥७७॥ तं.षयामासशिल्पैः स्वैस्ततस्तुष्टोमहेश्वरः॥ कार्यांतेपूजयामाम ततस्तान्शिल्पिसत्तमान् ॥ ७८ ॥ वासोभिरन्नपानैश्च धनैर्नानावि-धैरपि ।। वरांश्चतेभ्यःप्रत्येकं ददादुःखहरोहरः ॥ ७९ ॥ अक्षयंसंतातिर्वोऽस्तु यशः-स्फीततथाऽस्तुवः ॥ युष्मांश्चस्मरतःसतु संपश्चपदेपदे ॥ ८० ॥ इत्युक्त्वातान्महा-देवोविसर्ज्यचयथाक्रमम् ॥ प्रासादेरमयामास पुत्रकामामुमांसतीम् ॥ ८१ ॥

અર્થઃ—શંકરે વિધિપુર્વક વિશ્વકર્માનું આરાધન કર્યું, એટલે તે પ્રગટ થયો તેને શંકરે કહ્યું, "હે વિશ્વકર્મન્! હે અતર્ક્ય જગ નિર્માણકર્તા! તને નમસ્કાર હો. તું મારે જોઈએ એવું મંદિર અને અલંકાર વગેરે તૈયાર કરી દે. તેં કરેલા ગૃહાલંકારાદિ સુખોપભોગોનો અંગિકાર કરીને હું આ લોકમાં અને પરલોકમાં પણ નાનાપ્રકારનાં સુખ ભોગવીશ. એમ કહીને શંકરે અષ્ટાક્ષર મંત્રથી શિલ્પાધિપતિ જે વિશ્વકર્મા અને તેના અંગભુત દેવતા અને આવરણ દેવતા સહવર્તમાન ઘણા ભકિતભાવપૂર્વક પૂજા કરી. એટલે પાંચપુત્રોસહ તે વિશ્વકર્માએ શિવ અને પાર્વતીની ઈચ્છાપ્રમાણે મંદિર બાંધીને અલંકાર વગેરે તૈયાર કરી દીધાં. તેનું તે શિલ્પચાતુર્ય જોઈને શંકર ઘણા પ્રસન્ન થયા. પછી તે સર્વનું દુઃખ પરિહાર કરનારા શંકરે તે બધું કામ પુરૂં થયા પછી તે વિશ્વકર્માની અને તેના પાંચ શિલ્પીંદ્ર પુત્રોની અન્ન, પાન વગેરે નાનાવિધ ઉપચારોથી પુજા કરીને તે દરેકને વરદાન દીધું. તે આ પ્રમાણેઃ તમારી સંતતિ અક્ષયી રહેશે, અને તમારી કીર્તિ વૃદ્ધિંગત થશે અને જે કોઈ તમારૂં સ્મરણ કરશે, તેમને વારંવાર સંપત્તિ પ્રાપ્ત થશે. આવું વરદાન દઈને સત્કારપૂર્વક તેમને રજા આપી અને તે વિશ્વકર્મનિર્મિત પ્રાસાદમાં પોતે રહીને પુત્રેચ્છા કરનારી પાર્વતીના હેતુ પુર્ણ કર્યા. આ ઉપરથી શિવ, વિષ્ણુ ઇંદ્ર વગેરે દેવોએ પણ વિશ્વબ્રાહ્મણોની પુજા કરી છે તેથીજ પ્રાચીન કાળથી ગૃહ નિર્માણ કરવું, ઉપનયન, વિવાહ, મૂર્તિપ્રતિષ્ઠા વગેરે કાર્યોમાં ઋત્વિજ બ્રાહ્મણોના પહેલાં વિશ્વબ્રાહ્મણોની અન્નવસ્ત્રાદિ દ્વારા પૂજા કરવાની સશાસ્ત્ર રૂઢિ છે. જેમને સંતતિ સંપત્તિ ઇત્યાદિ કૃતકર્માનું ફળ પ્રાપ્ત થવાની ઈચ્છા હોય તેમણે પુજ્યબુદ્ધિથી વિશ્વબ્રાહ્મણશિલ્પિને અને ઋત્વિજ બ્રાહ્મણોને યજ્ઞયાગાદિ શાંતિક પૌષ્ટિક સર્વપ્રકારના કર્મોત્સવોના વખતે અન્નવસ્ત્ર, દક્ષિણા વગેરે ઉપચારોથી સંતુષ્ટ કરવા.

## ૩૧. પંચાલ બ્રાહ્મણ શિલ્પિ અને શૂદ્રશિલ્પિના ભિન્ન ધર્મનું વર્ણન.

શંકાઃ—શિલ્પકર્તા પંચાલ એ જો કે બ્રાહ્મણ હોય અને પૂજાને પાત્ર હોય તોપણ અત્યારે તેમને ધંધાદર્શક નામથી સંબોધે છે અને અમરકોશમાં શૂદ્રવર્ગમાં કહેલાં ધંધા કરનારા શૂદ્ર જાતીના કારીગરો શિલ્પી વર્ગનોજ પંચાલ શિલ્પી એ એક વિશેષ પેટા ભેદ હશે, માટે તે પણ શૂદ્રજ છે અને પૂજાને પાત્ર નથી એમ કેમ ન માનવું?

ઉત્તરઃ—અમરકોશમાં શૂદ્ર વર્ગમાં જણાવેલા કારીગરો વગેરેની ઉત્પત્તિ શૂદ્રકમલાકર ગ્રંથમાં જાતિનિર્ણય પ્રકરણમાં કહેલી છે. તેનો પંચાલની સાથે કશો સંબંધ નથી. કેમકે, શૂદ્રકમલાકર ગ્રંથમાં શૂદ્રજાતીનો નિર્ણય વિસ્તારપૂર્વક આપેલો છે. પણ તેમાં પંચાલ આ બ્રાહ્મણજાતિવાચક શબ્દનો કયાંય, જરાકે, ઉલ્લેખ નથી. આ ઉપરથી આ બાબત સ્પષ્ટ જણાઈ આવે છે. આમ હોવા છતાં કેવળ ધંધાઉપરથી સાંપ્રત પંચાલ બ્રાહ્મણને ધંધાદર્શક નામથી સંબોધે છે પણ એટલા ઉપરથીજ તેમની શૂદ્રમાં ગણના

કરવી એ ગાંડાઈ છે. જોશી આ નામ બ્રાહ્મણોમાં એક પુરોહિત હિત વૃત્તિનું છે. આમ હોવા છતાં બારણે ભીખ માગવા આવનારા જોશી પણ જોશીજ છે અને તે પણ જોશીનોજ એક ભેદ છે એમ કહીને બ્રાહ્મણ જોશીને ઉચકીને પેલા બારણે બારણે ભટકનારા જોશી-ની પંક્તિમાં બેસાડયો, કિંવા પેલા જોશી મહારાજને લાવીને ગ્રામજોશીની પંગતે બેસાડયો, તો જેટલું મૂર્ખપણું દેખાઇ આવે, કિંવા અત્યારે ઘણા બ્રાહ્મણ લોકો દરજીના ધંધો કરે છે, તેથી બ્રાહ્મણદરજીને લઈને જો શૂદ્ર દરજીની પંગતે બેસાડયો, કિંવા શૂદ્ર, દરજીને આણીને બ્રાહ્મણદરજીની પંગતે બેસાડયો, તો જેટલું મુર્ખપણું દેખાઇ આવશે તેટલુંજ શૂદ્ર શિલ્પકારોને અને પંચાલ શિલ્પકાર બ્રાહ્મણોને એક કરવામાં ગાંડાઇ દેખાઇ આવશે. માટે શૂદ્રશિલ્પીવાચક નામનોજ પંચાલ એ પેટભેદ કરીને તેને શૂદ્રમાં ગણવા પણ કામનું નહીં. કેમકે, પંચાલ આ શબ્દ બ્રાહ્મણવાચક છે. તેથી પંચાલ લોકોને તમારી જાત કઈ? તમારો ધર્મ કયો? ઉપાસના કઇ વગેરે પૂછીએ તો તે કહે છે કે અમારી જાત બ્રાહ્મણ, ધર્મ વેદોકત, ઉપાસના વિશ્વકર્માવાગીશ્વરી, ધંધો સુવર્ણાદિ પવિત્ર શિલ્પ ઇત્યાદિ તેમની સત્ય પરંપરા છે તે તેઓ કહે છે. પંચાલ બ્રાહ્મણોને વ્યવહારમાં જોકે ધંધાદર્શક નામ સંબોધે છે તોપણ તે ભટજોશીપ્રમાણે અગ્રપૂજાના અધિકારી છે.

પ્રશ્ન:-પરંતુ બ્રાહ્મણ જોશી અને બારણે બારણે ભટકનારા જોશીના ધર્મમાં, આચાર વિચારમાં ભિન્નતા છે. તેમ બ્રાહ્મણ કહેવડાવનાર જે પંચાલ શિલ્પકાર અને શૂદ્ર કમલાકરમાંના શૂદ્ર જાતીય શિલ્પકારોના ધર્મમાં ભેદ શો ?

ઉત્તર:-જે શિલ્પકાર શૂદ્ર આચારથી પરંપરાગત રહેતા આવ્યા છે, જેમનામાં પુરાણોકત કર્મો થાય છે, તે શૂદ્ર કમલાકરમાં કહેલા શૂદ્ર શિલ્પી સમજવા. અને જે શિલ્પકારોમાં બ્રાહ્મણધર્મ પ્રાચીન સમયથી અવ્યાહત ચાલતો આવ્યો છે, તે વિશ્વ-બ્રાહ્મણ સંતતીય પંચાલશિલ્પી જાતે બ્રાહ્મણ છે એમ સમજવું.

## ३२. विश्वब्राह्मण शिल्पी अने शूद्रशिल्पीना शिल्पकर्मना भेद विषे.

શંકા:—સુવર્ણાદિ શિલ્પકામ વગેરે કરવા માટે બ્રાહ્મણજાતિનાજ શિલ્પી શામાટે જોઇએ? બધું શિલ્પકામ વિશ્વબ્રાહ્મણશિલ્પીપાસજ કરાવવું, એમજ જો હોય તો, શૂદ્ર જાતિના શિલ્પી વગેરે કહ્યા છે તે શા માટે?

ઉત્તર:—જે શિલ્પકૃતિની વસ્તુઓ વેદમંત્રવડેજ કરવી પડે છે, અથવા જેને કશો પણ સંસ્કાર કરવો પડે છે, તે શિલ્પકર્મો કરાવવા માટે બ્રાહ્મણજાતિનાજ શિલ્પી જોઇએ શૂદ્રજાતિના શિલ્પી કહ્યા છે તે અવૈદિક [ વૈદિક ધર્મબાહ્ય ] શિલ્પ કરવામાટે કહેલા છે. ઉદાહરણાર્થ:—દોરા તૈયાર કરવા એ વણકરનું કામ છે. પણ વેદમંત્રવિધિથી તૈયાર કરવાની જનોઇ કંઇ વણકરના હાથની ચાલે નહીં. તે બ્રાહ્મણોએજ કરેલી જોઇએ, ને બ્રાહ્મણોએજ વળદીધેલી જોઇએ, અને બ્રાહ્મણોએજ તે મંત્રી આપેલી હોવી જોઇએ. તેજ પ્રમાણે વિષ્ણવાદિ પવિત્રારોપણો, રક્ષા, કૌતુકસૂત્રા, ચૌદ ગાંઠનો અનંત, દર્ભના નાગ, આ શિલ્પો બ્રાહ્મણોએજ કરવાં જોઇએ. મુંજની દોરી વણવી, કિંવા કૂર્ચ [ કુચડો ] તૈયાર કરવો આ કામ ખરૂં જોતા અંત્યજનાં છે. પરંતુ બ્રહ્મચારી બટુકની મુંજ, મેખલા અને અગ્નિહોત્રીનો કૂર્ચ, રજ્જુ, દર્ભાસનો, પવિત્રકો, શૂર્પ, મૃગચર્મ વ્યજન. આ શિલ્પો વિશ્વબ્રાહ્મણોએજ કરવાં જોઇએ. તેમજ શૂદ્રાદિકોનાં અભક્ષ્ય ભક્ષની, અપેયપાનનાં વાસણ શૂદ્ર જાતિના કંસારાએ કિંવા કુંભારેજ કરવાં. પરંતુ યજ્ઞના કપાલ, ચરૂસ્થાલી, આજ્ય-

પાત્રો, દેવોનાં ઉપકરણો વગેરે વિશ્વબ્રાહ્મણોનીપાસેજ કરાવવાં એ યોગ્ય છે. કેમકે– **"हिरण्येकेशीसूत्रे आधाने ३ प्रश्ने ७ पटले–अचक्रवर्तीमशूद्रकृतामूर्ध्वकपालमग्निहोत्रस्थालीं "** ઇત્યાદિ શ્રુતિ વચનો છે. તેમજ અસંસ્કાર્ય ઘર, બંગલા, મકાન, કાથરોટ, રેકલા, એકા, ગાડી, વગેરે શૂદ્રજાતિની વસ્તુઓ શૂદ્રજાતિય સુતારે કરેલી હોય તો હરકત નહીં. પરંતુ ત્રણે વર્ણનાં ઘર, દેવાલયો, રાજમ્હેલો, મઠ, યોગપીઠ, વાજપેય યજ્ઞપ્રયોગને માટે મંત્રવડે તૈયાર કરવાના રથ, યજ્ઞશાલા, સ્રૂકસ્રૂવાદિ યજ્ઞપાત્રો, ઇત્યાદિ વૈદિક કાષ્ટશિલ્પો વિશ્વબ્રાહ્મણના હાથેજ થવાં જોઇએ. તેજ પ્રમાણે શૂદ્ર અને યવનજાતિના રાજાના ખંદક, તટ, આસુરી પ્રતિમા, ઇત્યાદિ પાષાણ શિલ્પો શૂદ્રજાતિય, કડીયાઓએજ કરવાં. પરંતુ જેની વાસ્તુ કિંવા પ્રતિષ્ઠા વેદમંત્રોથી કરવી પડે છે એવી શિવ, વિષ્ણુ, દેવી ઇત્યાદિકોની મૂર્તિઓ, દેવાલયો, તિર્થાદિકના કૂપ, વાપી, ઘાટ, પુણ્ય સરોવર, ક્ષત્રિઓની દુર્ગાદિરચના, ક્ષેત્રરચના, ગ્રામરચના, તપોવનાદિ આરામરચના, ઇત્યાદિ પાષાણશિલ્પ વિશ્વબ્રાહ્મણને હાથેજ થવાં જોઇએ. શૂદ્રાદિકના ઘરમાં ઇંટોથી કરવાના બાંધકામ શૂદ્રજાતિના કુંભારે કિંવા કડીયાએજ કરવાં. પરંતુ યજ્ઞકુંડ, મંડપ, યજ્ઞની ત્રૈવર્ણિકોની વિવાહોપનયન વેદી, ચયનયજ્ઞના મંત્રયુક્ત પ્રાણભૃત, અપાનભૃત ઇષ્ટકોપધાનાદિ [ ઇંટોથી બાંધી કાઢવાની યજ્ઞભૂમિ ] અથવા પક્ષ્યાકૃતિ યજ્ઞકુંડરચના, પાર્થિવ ગણપતિ, પાર્થિવલિંગો, સર્વતોભદ્રમંડલાદિરચના, એ મૃત્તિકાનાં શિલ્પકામો, વિશ્વબ્રાહ્મણોએજ કરવાં જોઇએ. તે પ્રમાણેજ મુસલમાની રાજ્યમાં તલવારો, બંદુકો, વગેરે શસ્ત્રો અને દાતરડાં, પાવડા, વગેરે શૂદ્રના હથિયારો શૂદ્ર લુહારે કિંવા સરાણીયાએ કરવાં. પરંતુ જે શસ્ત્રાસ્ત્રોમાં અથર્વણ વેદોક્ત મંત્રોથી અગ્નિસૂર્યાદિ દેવતા અને તેમનાં તેજ સ્થાપન કરવાં પડે છે, એવા અને દેવોનાં, બ્રાહ્મણોનાં, અને ક્ષત્રિયોનાં ધનુષ્ય, બાણ, ખડગ, ચક્ર, વજ્ર, ત્રિશૂલ, ગદા, પાશ ઇત્યાદિ શસ્ત્રાસ્ત્રો વિશ્વબ્રાહ્મણોએજ કરવાં જોઇએ. અને ધર્મબાહ્ય લોકોની અથવા વેચવામાટે બજારમાં માંડી રાખવા જેવી સોનારૂપાની જણસો ઇત્યાદિ અલંકારશિલ્પ શૂદ્રજાતીય સુવર્ણકારોએજ કરવાં. પરંતુ " **अग्निःमग्नि** " ઇત્યાદિ મંત્રોથી અગ્નિ સ્થાપન કરેલી અને " **जातवदसे पावकानः सरस्वती०** " ઇત્યાદિ મંત્રોવડે પૂજ્ય એવી વાગીશ્વરી નામક અગ્નિકુંડમાંથી તૈયાર કરવાની સુવર્ણાદિ ધાતુની દેવમૂર્તિઓ, દેવોના ત્રૈવર્ણિકના અલંકાર, આ પવિત્ર સુવર્ણશિલ્પ [ **आयुष्यं वर्चस्वं** ] આ વેદમંત્રવડે ધારણ કરવા અને પંચવિધ શિલ્પસંહિતાનું અધ્યયન કરીને દૈવજ્ઞ વૃત્તિપણ વિશ્વબ્રાહ્મણોએજ કરવી જોઇએ.

આ પહેલાં જણાવેલા પાંચ પ્રકારનાં પવિત્ર શિલ્પો વિશ્વબ્રાહ્મણોએજ કરવાનાં હોઇ તે યજ્ઞકર્મરૂપ છે. એનું પ્રમાણઃ—

> स्कंदपुराण नागरखंड अध्याय ६–अयस्कृतिर्मनूनांच मयानांदारुकर्मच ॥ त्वष्ट्रणांताम्रकर्माणि शिलाकर्मचशिल्पिनाम् ॥ १३ ॥ सौवर्णं तक्षकानांच पंचकर्माणितानिवै ॥ एतेपंचकरूपाश्च यज्ञकर्मपराःस्मृताः ॥ १५ ॥

લોખંડનું કામ કરવું એ સાનગ ગોત્રોત્પન્ન મનુનું કર્મ છે. લાકડાનું કામ કરવાનું સનાતન ગોત્રોત્પન્ન મયનું કર્મ; તાંબાનું કામ કરવું એ અહભૂન૦ ગોત્રોત્પન્ન ત્વષ્ટાનું કર્મ, પત્થરનું કામ કરવું એ પ્રત્ન૦ ગોત્રોત્પન્ન શિલ્પીનું કર્મ, અને સુવર્ણનું કામ કરવું એ સુપર્ણ ગોત્રોત્પન્ન તક્ષનું કર્મ; આવાં આ પવિત્ર પાંચ કર્મ હોઇ, તે યજ્ઞસ્વરૂપ છે એમ સમજવું.

## ३३. विश्वब्राह्मणशिल्पीनी सांप्रत स्थिति विषे.

આ ઉપર કોઈ એમ કહેશે કે, અત્યારના પંચાલલોક શૂદ્ર વગેરે જાતિનાં અર્વ શિલ્પકર્મો કરે છે અને તેની મજુરી પણ ઠરાવી લે છે. તો તેમનું પણ મહત્વ કહ્યાં છે! પરંતુ આ શંકામાં સુધ્ધાં ઝાઝો અર્થ નથી. કેમકે સાંપ્રત સમયે આ કલિયુગમાં યજ્ઞયાગાદિ વૈદિક કર્મોનો પ્રાયઃ લોપ થયો હોવાથી બધાય બ્રાહ્મણોનું જપતપાદિ સ્વાભાવિક બ્રહ્મકર્મ જ્યાનું ત્યાંજ રહ્યું છે. તે બહુધા સ્નાનસંધ્યાદિ કર્મને તિલાંજલી આપી ઉદરનિર્વાહ માટે શૂદ્રાદિકનું અમંત્રક કર્મ સુધ્ધાં કરે છે. અને આવર્તને અમુક દક્ષિણા. એકાદશરૂદ્રની અમુક દક્ષિણા, આવા ઠરાવ કરીને ગમે તે દુષ્ટ પ્રતિગ્રહ પણ લે છે. તેજ દશા વિશ્વબ્રાહ્મણોની પણ થઇ છે. કલિયુગમાં યજ્ઞયાગાદિક કર્મોજ જો ડૂબવા લાગ્યાના ડુબ્યાં–તો તેમના પવિત્ર શિલ્પકર્મને તે કોનો આશરો? વળી લોકોમાં પણ અત્યારે શ્રધ્ધા કયાં છે? પ્રત્યક્ષ બ્રાહ્મણાદિ ત્રણે વર્ણ સુધ્ધાં જે કંઇ થોડાઘણાં પવિત્ર શિલ્પનાં કામ હોય છે તે શૂદ્ર શિલ્પકારોપાસેજ કરાવે છે. એમાં તેમના મનને જરાકે ઉણપ લાગતી નથી. તેથી સાંપ્રત વિશ્વબ્રાહ્મણસુધ્ધાં પોતાનું વૈદિકશિલ્પ, યજ્ઞશિલ્પ, અને સ્વાભાવિક બ્રહ્મકર્મ, પોતાનો ધંધો સંભાળીને યથાશકિત કરે છે. બીજાના હાથનું અન્નોદક ગ્રહણ કરતા નથી ને પોતાનો બ્રાહ્મણધર્મ સાચવીને ઉદરનિર્વાહ માટે પોતાના શિલ્પકામની સંભાવનાના પણ ભાવ ઠરાવીને અપ્રણીત અગ્નિઉપર શૂદ્રાદિકોનાં પણ કામ કરી દે છે. પણ એટલા ઉપરથી કંઈ તેમનો બ્રાહ્મણજાતિનો બોધક પંચાલ અને આચાર્ય આ સંજ્ઞાનો લોપ થયો નથી. તે પંચાલ અને આચાર્ય તરિકે પ્રસિધ્ધ છે.

શંકાઃ–ઠીક ત્યારે પંચાલ બ્રાહ્મણોનાં લોખંડ, લાકડું, તાંબુ, અને પાષાણ ઇત્યાદિ પાંચ પ્રકારનાં શિલ્પ હોવા છતાં ઘણુંખરૂં તેઓ સુવર્ણરત્નાદિ શિલ્પજ કરીને રહેલા જણાય છે એનું કારણ શું?

ઉત્તરઃ—સાનકાદિ પંચબ્રહ્મવંશસ્થ વિશ્વબ્રાહ્મણ આચારમાં, બ્રહ્મકર્મમાં અને વિદ્વત્તામાં અપ્રતિમ હોઇ તેઓ લોહ, કાષ્ઠ, તામ્ર, શિલા, સુવર્ણ ઇત્યાદિ પાંચ પ્રકારનુ પવિત્ર શિલ્પ અત્યારે સુધ્ધાં કરે છે. તથાપિ વિશેષે કરીને સુવર્ણરત્નાદિ શિલ્પજ કરે છે એનું કારણ એવું છે કેઃ—ચયન વાજપેયાદિ યજ્ઞોનો જ્યારથી લોપ થયો, વિજયરથમાં બેસીને યુધ્ધ કરવાનો રિવાજ ભાંગી પડ્યો, ક્ષાત્રકર્મનો લોપ થઈને શૂદ્ર અને યવનરાજા બન્યા, ત્યારથી ખટારા, મસીદો વગેરે કરવાના પ્રસંગ આવવાથી તેમણે કાષ્ઠશિલ્પનો ત્યાગ કર્યો. રાજાલોકો શસ્ત્રાસ્ત્રોનો ઉપયોગ પશુહિંસા, ગોહત્યા, ઇત્યાદિ દુષ્ટ કર્મો કરવામાં કરવા લાગ્યા તેમણે લોખંડી કામનો ત્યાગ કર્યો. વાસણોનો ઉપયોગ માંસ પકવવામા થવા લાગ્યાથી તેમણે તાંબાનું કામ ઘણું ખરૂં છોડી દીધું. તેજપ્રમાણે મજબુત શરીરવિના કિંવા બીજા માણસોની મદદ લીધાવિના ન થનારૂં એવું મૂર્તિશિલ્પસિવાયનું કિલ્લા વગેરેનું પાષાણ કામ ઘણું ખરૂં છોડીજ દીધું; પરંતુ સર્વ પ્રકારના શિલ્પગ્રંથના અધ્યયનવિના ન થાય એવું, સુવર્ણપાષાણાદિ સર્વ ધાતુના દેવોની મૂર્તિઓ અને મૂર્તિશિલ્પનાંજ અંગ તરિકે વપરાતું સોનું, રૂપું, રત્ન ઇત્યાદિકના અલંકાર એ તો શિલ્પ બ્રાહ્મણહસ્તેજ થએલા ગ્રાહ્ય અને પૂજ્ય છે. તેથીજ પંચાલબ્રાહ્મણ પંચ શિલ્પસંહિતાના અધ્યયનપૂર્વક સુવર્ણાદિ દેવમૂર્તિ અને મૂર્ત્યુપલક્ષણ સુવર્ણાલંકાર આ પવિત્ર શિલ્પપર સાંપ્રત પોતાની ઉપજીવિકા કરે છે.

## ३४ व्रात्य थएला केटलाक देशना पंचाल ब्राह्मणोनी व्यवस्थानुं वर्णन.

શંકા:—જેમનામાં ઉપનયનાદિ સંસ્કારયુકત પરંપરા પ્રાપ્ત બ્રાહ્મણધર્મ ચાલુ છે. તેમને પંચાલબ્રાહ્મણ કહેવા એમ આપે કહ્યું; પરંતુ કેટલાક પ્રાંતના ઘણાખરા લોખંડનું કામ કરનારા, લાકડાનું કામ કરનારા, અને તાંબાનું કામ કરનારા શિલ્પકાર અમે પંચાલબ્રાહ્મણ છીએ એમ કહે છે, પરંતુ આચારમાં તે ભ્રષ્ટ હોય છે. પછી વ્યર્થ બ્રાહ્મણ્યનું અભિમાન શામાટે?

ઉત્તર —' **ब्राह्मणोहीनसेवया** ' આ વચનઉપરથી નીચની સેવા કરવાથી પણ બ્રાહ્મણ ભ્રષ્ટ થાય છે એમ હોવા છતાં સાંપ્રતસમયે ઘણાખરા બ્રાહ્મણોનો નિર્વાહ સેવાવૃત્તિ પરજ છે. તો કેટલા બ્રાહ્મણોને ભ્રષ્ટ કહેવા બેસવું ? અથાય બ્રાહ્મણોની સ્થિતિ જો આવી છે, તો કેટલાક દેશના કિંવા પ્રાંતના પંચાલશિલ્પી વિશેષ દ્રવ્યલાભની આશાથી હીન જાતેનું કાષ્ટલોહાદિ શિલ્પકામ કરીને પોતાનો નિર્વાહ કરતા હોય તો તેમાં વિશેષ દોષ તે શો છે! આવા જે કર્મભ્રષ્ટ બ્રાહ્મણ થાય છે તેમને 'વ્રાત્ય' એમ કહે છે. આ કલિયુગમાં કેટલાક દેશના બ્રાહ્મણ વ્રાત્ય થયા છે. એનું પ્રમાણ *" **भागवत स्कंध १२ अध्याय १ श्लोक ३८-सौराष्ट्रावंत्याभीराश्च शूराअर्बुदमालवाः ॥ व्रात्याद्विजा भविष्यंति शूद्रप्रायाजनाधिपाः ॥ ३८ ॥** સૌરાષ્ટ્ર [ સુરત તરફનો પ્રદેશ ] અવંતિદેશ ( ઉજ્જયિની પ્રાંત ) આભીર ( જે દેશમાં ભરવાડ ઘણા તે વરાડ વગેરે ) શૂર (રાજપુતાના દેશ ) અર્બુદ ( આબુ પર્વતના પહાડપરનો દેશ) અને માળવા આ દેશના સર્વ પ્રકારના બ્રાહ્મણ વ્રાત્ય ( ઉપનયનાદિ સંસ્કાર ન કરનારા આચારભ્રષ્ટ ) અને રાજા શૂદ્રના જેવા થશે. આ દ્વાપાર યુગને અંતે ભાખેલું ભવિષ્ય છે. તથાપિ તે વ્રાત્ય [ **संस्कारहीनाभटमारव—स्मृत व्रात्याभवंत्युत्तमवंशजाऽपि-** " આ મુહૂર્તમાલોક્તિઉપરથી ભટમાર એમ પણ કહે છે. તે લોક અસંસ્કૃત ] હોવા છતાં અમે ઉત્તમ બ્રાહ્મણ છીએ, આવું પોતાનાં બ્રાહ્મણ્યનું અભિમાન રાખીને જે પ્રમાણે તેઓ અન્યદેશી આચારશીલ બ્રાહ્મણનું પાણી સુધ્ધાં પીતા નથી તે પ્રમાણે ઉપર જણાવેલા દેશના વ્રાત્ય થએલા પંચાલશિલ્પીઓ પણ અમે પંચાલબ્રાહ્મણ છીએ આવું સ્વધર્મનું અભિમાન રાખીને બીજા ઋષિબ્રાહ્મણોને બ્રાહ્મણત્વમાં

---

* महार ष्ट्रमा ब्राम्हणना जेटला भेद छे तेना करता मद्रास अने कर्णाटकमा थोडा छे. गुजरातमा त' जातिभेदे कमाल्ज करी छे दक्षिण अने उत्तरना सारस्वत ब्राह्मणोमां अनेक भेद पड्या छे. काश्मीर अने बंगालमा ब्राह्मणोनी अनेक जातिओ थई छे. बधा ब्राह्मणोना आचार विचार, पोशाक अथवा सामाजिक स्थिति पण एक सरखी छे के ? ना. ब्राह्मण जातिनो इतिहास प्रसिद्ध थशे अने ते ब्राह्मणोना वाचवामा आवशे तो घणो फायदो थशे.

बंगालमा ब्राह्मण माछला खाय छे, पवित्रना मानता नथी. काश्मीर तरफना ब्राह्मणोने घरे मुसलमान काम करे छे पंजाबना ब्राह्मण लुगडा पेहरीने नेमज खाटलापर बेसीने खुर्शीथी खाय छे तेमनी रेहणी अने पेहरवा बरबर मुसलमानोना जेवा छे, तेननामा कटेलाक मास खाय छे ना केटलाक नथी खाता काशीमा शूद्रने अडकवामां आभडछेट गणाती नथी. गुजरातना ब्राह्मण कणबीना हाथनु पाणी पीए छे, मुंबईना केटलाक सारस्वत वाणीआन त्या जमवा जाय छे. बेळगाव, धारवाड, मलबार आ प्रान्तना ब्राह्मणोमा आभडछेट घणी होईं तेनाज ते धर्म माने छे. मलबार तरफना नंबुरी ब्राह्मण, दक्षिणी ब्राम्हणना हाथनुं खाता नथी. तेमने मुछाळ जवडा कहे छे. त्याना नायर लोकोनी स्त्रीयोनी साथे व्यवहार करे छे. रामेश्वर तरफ आभडछेटनो बाध नथी. देशस्थ ब्राह्मणोमा पति निधन पछी विधवानुं केशवपन दस दस बार बार बरस सुधी कदाचित् थतुं नथी. परतु कोंकणमा केश राखवा माटे विधवाने त्रास दे छे. ( पृष्ठ ४३ )

શ્રેષ્ઠ માનતા નથી. અને તે પણ કેટલેક અંશે ખરૂંજ છે. “ ब्राह्मण झाला कर्म भ्रष्ट। तारे तं तिहीं लोकीं श्रेष्ठ ॥ ” આવું સંતવચન પણ છે. અને વ્રાત્ય બ્રાહ્મણોની ભ્રષ્ટ જાતિને પણ ‘ વ્રાત્યસ્તોમ ’ નામક યજ્ઞ કરવાથી પાવન થઈને ઉપનયનનો અધિકાર પ્રાપ્ત થાય છે. અસ્તુ. ભટમારાદિ વ્રાત્ય બ્રાહ્મણોની જાતિ જે પ્રમાણે સાંપ્રત જુદી થઈને તેની સાથે બીજા આચારસંપન્ન બ્રાહ્મણ જે પ્રમાણે અન્નોદક વ્યવહાર રાખતા નથી તે પ્રમાણેજ વ્રાત્ય પંચાલ બ્રાહ્મણોની જાતિ નિરાળી થઈને તેમની સાથે પંચદ્રવિડ પંચાલ બ્રાહ્મણો-સુધ્ધાં અન્નોદક વ્યવહાર રાખતા નથી. ગમે તેમ હોય પણ આપણાજ ધર્મમાંની પંચાલજાતિના બ્રાહ્મણત્વનું અભિમાન સર્વેએ રાખવું એ યોગ્ય છે.

## ३५. अत्यारे शिल्पविद्या शूद्रोमां जवाथी तेनापर आवेला अपवादोनुं निराकरण.

શંકાઃ–દેવમૂર્ત્યાદિ પવિત્ર શિલ્પકર્મ એ વિશ્વબ્રાહ્મણોની વૃત્તિ જો કે શાસ્ત્રસંમત છે તોપણ તે શિલ્પઉપર અત્યારે શૂદ્રલોકો પણ પોતાનું ઉપજીવન કરે છે, તે શામાટે? અને જે વિદ્યાનો શૂદ્રાદિકમાં પણ પ્રસાર થયો તે વિદ્યા અને તે શિલ્પવિદ્યાપરજ જે પોતાનું ઉપજીવન ચલાવે છે તે લોકો સુધ્ધાં પૂજાને અપાત્ર છે એમ કહેવામાં શી હરકત છે?

---

( पाछला पृष्ठथी चालु )

महाराष्ट्रमां ब्राह्मणोमां गृहस्थ अने भिक्षुक वच्चे भेदाभेद नथी. गृहस्थ पोतानी छोकरी भिक्षुकने दे छे अने भिक्षुक पोतानी छोकरी गृहस्थने दे छे. परंतु आज रिवाज द्रवीड ब्राह्मणोमां तेलंगी ब्राह्मणोमां अने केटलाक गुजराती ब्राह्मणोमां नथी, एटले एकज जातिना गृहस्थ अने भिक्षुक वच्चे बेटीव्यवहार थतो नथी. नंबुरी ब्राह्मणो क्षत्रियोना हाथनुं खाय छे. मोटा भाई सिवाय सर्व नंबुरी, क्षत्रिय किंवा नायरनी स्त्रीओ साथे संबंध करे छे, तेमज एमनामां अविवाहित स्त्रीया सुध्धां होय छे. मुटढू अने इलेढू आ जातिओ नंबुरी ब्राम्हणोमां शस्त्रक्रिया करे छे तेथी नंबुरी तेमनी साथे संबंध राखता नथी. मारवाडी, श्रीमाळी ब्राह्मणोमां जे भिक्षुक छे तेमनामां अने सिंधुवाल, सारस्वत ब्राह्मणोमां विधवाविवाहनी चाल पूर्वापार छे. अणहिलवाड पाटणना राजा मुळराजे उत्तरहिंदुस्थानमांथी १००० ब्राह्मण आण्या तेमनी एकज जाति थई. तेने औदिच्य-सहस्र कहे छे. गुजरातमां एक एक ब्राह्मणनी जातिमां चार वेदना भिन्न भिन्न ब्राह्मण छे. ते बधामां विवाह थाय छे. त्यां ऋग्वेदी, सामवेदी, यजुर्वेदी आ भेद नथी. एज प्रकार तेलंग अने कर्णाटक प्रान्तमां केटलीक जातिओमां छे. गुजरातमां गया पछी केटलाक गौड ब्राह्मणोए मांसाहारनो त्याग कर्यो, तेथी तेमने पंचद्रविडमां किंवा पंचगौडमां समावेश करवो एवी शंका छे प्रतिग्रह लेवो ब्राह्मणोना षट्कर्ममांनु एक कर्म होई तेने माटे केटलाक ब्राह्मणोने त्रास सहन करवो पड्यो छे अने जातिनो त्याग करवो पड्यो छे. ओसवाल ब्राह्मणोनी वृत्ति जैन लोकोमां होई ते तेमना गुरु कहेवडावे छे पंजाबना गौड सारस्वत ब्राह्मण हीन वर्णनी छोकरीओनी साथे लग्न करीने तेमने गृहिणी बनावे छे. पंजाबना ताजा गौड ब्राम्हणोमां जे विधवा होय छे तेमनी साथे ते वेश्याना जेवो व्यवहार करे छे. सिंध अने रजपुतानाना ब्राम्हणो माळी, हजाम इत्यादि जातिने घरे जमे छे; पण तमना ब्राम्हण्यनो भंग थतो नथी. दिल्हीतरफना ब्राम्हणोनी स्त्रीओ पुरुषोनां साथे खेतरमा काम करे छे मारवाडना चरण ब्राम्हणोमा राजपुतोनां साथे विवाह करवानो रिवाज छे नेपाळी ब्राम्हणोमां जे विधवाओ होय छे तेमनी साथे ते वेश्याओ जेवो व्यवहार करे छे शूद्र स्त्रीयोनी साथे तेओ विवाह करे छे अने आवा विवाहथी जे संतति थाय छे तेने क्षत्रिय एवी संज्ञा मले छे बंगालाना भंग कुलीन ब्राम्हणोमां अनेक स्त्रीओ करवानो घणो प्रचार छे तेमनामां एक ब्राम्हण १०, १५, २०, ४०, सुधां, क्वचित वधारे सुध्धां स्त्रीओने परणे छे. ओरिसा ब्राम्हणो शूद्रोना हाथनुं खाय छे इत्यादि––

पूना–सुधारक ता. ७-१-१९०१.

ઉત્તરઃ—શિલ્પવિદ્યા એ પંચાલ બ્રાહ્મણોનીજ મુખ્ય વૃત્તિ ખરી; પરંતુ 'तेजो निमित्तं किरणं रविणा' આ નિયમ પ્રમાણે સૃષ્ટિચંદ્રનો એ ફેરો બધાની પાછળ છે; તે કોઈનાથી ટાળ્યો ટાળી શકાતો નથી, સાક્ષાત્ સૂર્યનારાયણને પણ જો એકસરખા ફેરા ફરવા પડે છે તો બીજાની તો વાતજ શી ? કાલમન્વંતર પ્રમાણે જુની બાબતોમાં અને નવી બાબતોમાં જમીન આસમાનનો ફેર છે. વૃત્તિ કહો, વસ્તુ કહો, કે પ્રાણી કહો; પહેલાં જેવાં તેજસ્વી–ઉત્કૃષ્ટ દેખાતાં હતો એવાં અત્યારે દેખાતાં નથી. સર્વત્ર નિસ્તેજ થએલું છે. અનેક શાપાદિ કારણોથી બધાંનુંજ મહત્વ આ કલિયુગમાં કમી થયું છે. તેની સાથે આ શિલ્પકર્મનું મહત્વ પણ ઓછું થયું છે. અને આ કર્મને દુર્વાસ ઋષિનો શાપ પણ હતો કે "કલિયુગમાં શિલ્પકર્મ એ શૂદ્રાદિક સર્વે લોકો શીખશે." આ વચન પ્રમાણે બધાં લોકો શિલ્પવિદ્યાનાયોગે કરીનેજ ઉપજીવન કરે છે. પણ એમ થયું તેથી પવિત્ર શિલ્પવિદ્યાને કંઈ બટ્ટો લાગતો નથી.. કિંવા તે શિલ્પવિદ્યાપર નિર્વાહ કરનારા વિશ્વબ્રાહ્મણોનું પણ મહત્વ ઓછું થાય છે કિંવા તે અપૂજ્ય કરે છે, એમ પણ નથી. કારણ, દોષદૃષ્ટિથીજ જોવા લાગીએ તો નિર્દોષ એવી વસ્તુ ત્રૈલોક્યમાં શુધ્ધાં નહીં મળે. દેવો તો સર્વેને પૂજ્ય છે ને ? પણ તેમની પાછળ સુદ્ધાં એકાદું લાકડું લાગેલું છે. ઇંદ્ર તો બધા દેવાનો રાજા; પણ એને શરીરે છિદ્રો ! ચંદ્ર અમૃતના કેવળ સાગર, પણ તેને કલંક; સૂર્ય આટલો દેદિપ્યમાન પણ તેની પાછળ સૃષ્ટિચંદ્રનો ફેરો; વિષ્ણુ ત્રૈલોક્યાધિપતિ પણ તેને ગર્ભવાસ; શંકર દેવાધિદેવ, પણ એના નશીબમાં નરકપાલ લઈને ભીખ માગવાનો વારો લખેલો ! આ ઉપરથી પ્રારબ્ધની દશા દેવાદિકોથી પણ ટાળી શકાતી નથી. વધારે શામાટે ? શાપને યોગે કરીને ગાયો વિષ્ઠા ભક્ષણ કરે છે તોપણ સર્વેને તે વંદ્યજ છે. ભેંસો ઘણું દૂધ દે છે પણ તેમની કોઈ પૂજા કરતું નથી. કિંવા તેમને વંદ્ય પણ ગણતું નથી. તે પ્રમાણે શિલ્પકર્મવિદ્યા જો કે અન્યજાતિનાં લોકોએ સાધ્ય કરી, તેનાપર ઉપજીવિકા ચલાવી, તો પણ વિશ્વબ્રાહ્મણજાતીય શિલ્પિઓજ પૂજ્ય છે. સૂર્ય, અગ્નિ, બ્રાહ્મણ, ગાય, વૈષ્ણવ ઇત્યાદિ નારાયણનાજ અંગિકાર અધિષ્ઠાન હોવાથી ભગવદ્ભાવનાથી તે જે પ્રમાણે પૂજ્ય છે તે પ્રમાણે શિલ્પશાસ્ત્ર શૂદ્રમાં ગયું તો પણ એટલા ઉપરથીજ તે શાસ્ત્ર પણ ભ્રષ્ટ થતું નથી અને તેની વૃત્તિ ચલાવનારા વિશ્વબ્રાહ્મણોસુદ્ધાં અપૂજ્ય ઠરતા નથી, શાપની મારી સાંપ્રત વિદ્યાદેવી જે સરસ્વતી તે પણ નીચને ઘરે વાસ કરે છે તેથી તે વિદ્યાદેવીને ભ્રષ્ટ ગણીને કોઈએ વિદ્યાભ્યાસ છોડી દીધા છે કે શું ? ના. તે પ્રમાણેજ વિશ્વબ્રાહ્મણોએ સુદ્ધાં પોતાનું શિલ્પશાસ્ત્રાધ્યયન મૂર્ત્યાલંકારાદિ શિલ્પકર્મ પણ છોડી દીધું નથી. તેમની તે વિદ્યા શૂદ્રને ઘરે જાય કે બીજે કયાંઇ જાય, તે અગ્નિપ્રમાણે પવિત્રજ છે. માટે અર્થાત્ બ્રહ્મવિદ્યોપલક્ષણ શિલ્પકામ કરનારા વિશ્વબ્રાહ્મણો પણ પૂજ્યજ છે. તે અપવિત્રતાથી અભડાતા નથી. ઉદાહરણોઃ—

संगीत परिजातग्रथे–संगीत वैदिकैर्वाक्यैर्बोधित ब्राह्मणाःसदा ॥ कृत्वैहिक तथा-मोक्षं प्राप्नुवन्तित्वरान्विताः ॥ अग्निहोत्र तथाकार्य गानकार्यं तथैवहि ॥ वेदोक्तत्वा-त्स्मृतिप्रोक्तकर्तव्यत्व।न्मनीषिभिः ॥ ४ ॥ सामवेदसंहितायां नवमाध्याये द्वितीयपादे प्रथमाधिकरणे प्रथमवर्णके–सामशब्दस्यगानमात्रवाचित्व स्मारितमिति भाष्यम् साम-शब्दवाच्यस्यगा'नस्यस्वरूपमृगक्षरेषुकुष्टादिभिः सप्तभिःस्वरैः। अक्षरविकारादिभिश्चनि-ष्पाद्यते। क्रुष्टः १प्रथमः २द्वितीयः ३ तृतीयः ४ चतुर्थः ५ पंचमः ६ षष्ठश्चेत्येतेसप्तस्वराइति

ઇત્યાદિ વૈદિક વાક્યોઉપરથી સ્પષ્ટ છે કે, સંગીતવિદ્યા અને અગ્નિહોત્રકર્મનો અભ્યાસ કરવાનો અધિકાર ફક્ત બ્રાહ્મણોનેજ છે. એમ હોવા છતાં યવન, ઘડશી, વગેરે

લોકો પણ ગાયનવિદ્યાપર વંશપરંપરાથી ઉપજીવિકા કરીને પોતાને 'ગવૈયા' કહેવડાવે છે. તેથી ગાયનવિદ્યા ભ્રષ્ટ થઈ કે બ્રાહ્મણજાતિના ગવૈયાની યોગ્યતા કમી થઈ? કે સામવેદને કલંક લાગ્યું? કશુંજ નહી. તેજપ્રમાણે "ज्योतिर्निबंधे—वेदस्यचक्षुः किलशास्त्रमेतत्प्रधानतांगेषुततोऽर्थजाता ॥ अध्येनर्यंब्राह्मणैरेवतस्मात्ज्योतिःशास्त्रंपण्यमेतद्रहस्यम्" જ્યોતિષશાસ્ત્ર એ વેદનાં નેત્ર છે. તેથી તે બ્રાહ્મણોએજ શીખવું; બીજાઓએ શીખવું નહીં', આવો સખ્ત નિબંધ હોવા છતાં શૂદ્રાદિ લોકોને જ્યોતિષશાસ્ત્ર શીખવે છે તેથી શું જ્યોતિષશાસ્ત્ર ભ્રષ્ટ થાય છે કે ગ્રામજોષીઓનો બહિષ્કાર થાય છે? કે તેમને લોકો શૂદ્ર ગણે છે? કશુંજ નહી. આ તો રહેવાજ દો, પણ હમણા ઋગ્વેદસંહિતા, તેના ઉપરનાં ભાષ્યો વગેરેનો અભ્યાસ જર્મનીમાં વગેરે યૂરોપિય પંડિતોએ એકસરખો કરીને ભટ મોક્ષમુલ્લર, ભટ કિલહાર્ન આવી વેદપારંગતતાની ભટપણાની પંદવીઓ સુધ્ધાં મેળવી. તથાપિ હિંદુસ્તાનના બ્રાહ્મણ ભટ જે પ્રમાણે પૂજ્ય થશે, તેવા તે થશે કે? ગમે તેમ થાય પણ અહીંના બ્રાહ્મણ ભટ, વેદ અને વેદના અંગ એ પૂજ્યજ છે. તેમા લગારે ઉણપ નથી. તેજ પ્રમાણે "अणृगयनादिभ्यः ४ । ६ । ७३" આ પાણિનીસૂત્રમાં કહેલી બ્રાહ્મણોપજીવિકાની વેદવેદાંગ વિદ્યામાંજ વાસ્તુવિદ્યા [ पर्यायनाम शिल्पविद्या ] ગણેલી હોવાથી તેનાં અધિકારી વિશ્વબ્રાહ્મણશિલ્પિજ પૂજ્ય છે.

### ३६. सर्व लोकोने विश्वब्राह्मणशिल्पी पूज्य छे ए विषे.

બધું શિલ્પકર્મ શૂદ્રાદિકમાં જવાથી કેટલાક અર્વાચીન નિબંધકારોએ બ્રાહ્મણોને શિલ્પોપજીવન પ્રતિષિદ્ધ કહ્યા છે. પણ તેનાયોગે વિશ્વબ્રાહ્મણોનાં બ્રાહ્મણ્યને તે પવિત્ર શિલ્પ ગૌણપણું નથી આણતું પણ ઉલટું હિતાવહ અને ભૂષણાસ્પદ થાય છે. કેમકે, આ શિલ્પવિદ્યા તેમને આદિ બ્રહ્મ જે વિશ્વકર્મા, તેના વરપ્રસાદથી અને શિવપ્રસાદથી પ્રાપ્ત થયેલી હોઈ તે તેમની વૃત્તિ વંશપરંપરાગત ચાલતી આવેલી છે. તેથી શિલ્પકર્તા વિશ્વબ્રાહ્મણ, વૈદિકવત્ સર્વત્ર પૂજ્યજ છે. કેમકે, જે લક્ષ્મીની ફક્ત કૃપાદૃષ્ટિ થવા માટેજ બ્રહ્માદિક દેવોને પણ અનેક વરસ તપ કરવો પડે છે, તે લક્ષ્મીની પ્રાપ્તિ મનુમયાદિસહિત વિશ્વકર્માની પૂજા કરવાથી થાય છે. "पद्मपुराण भूखंडे—विष्णुश्चविश्वकर्माचनभिन्नंतपरस्परं ॥" "विष्णुसहस्रनाम विश्वकर्मामनुस्त्वष्टा ॥" અને "तै० अरण प्रपा० २ अनु० १३ ह्रीःश्चश्चतेपत्न्यौ" આ વિશ્વકર્મદેવતાત્મક શ્રુતિઉપરથી અને આજ શ્રુતિને અનુલક્ષનારી "पद्मपुराण भूखंडे—लक्ष्मीसरस्वतीभ्यांच संक्षालितपदद्वयम् " ॥ આ વિશ્વકર્મધ્યાનની સ્મૃતિઉપરથી વિષ્ણુ અને વિશ્વકર્મામાં ભેદ નથી, બંનેનું ઐશ્વર્ય એક સરખુંજ છે તેથી 'भागवतस्कंध १८ अ० २९—आर्यत्पदांबुजरजश्चकमेतुलस्यालब्ध्वापिवक्षसिपदंकिलभृत्यजुष्टं ॥ यस्याः स्ववीक्षणकृतेऽन्यसुरप्रयासस्तद्वद्वयं चतवपा-

---

१ ऋगयन । पदव्याख्यान । छंदोमान । छंदोभाषा । छंदोविचिति । न्याय । पुनरुक्त । निरुक्त । व्याकरण । निगम । वास्तुविद्या । क्षत्रविद्या । अंगविद्या । विद्या । उत्पात । उत्पाद । उपाव । संवत्सर । मुहूर्त । उपनिषद् । निमित्त । शिक्षा । भिक्षा इत्यणृगयनादि. गणपाठे ॥ वेदना पाय छंदशास्त्र हस्त कल्प, चक्षुः ज्योतिःशास्त्र, कर्ण निरुक्त, नासिका शिक्षा, मुख्य व्याकरण आ छ वेदांगो ॥ ३ शिल्प मांथी रूपविषय, रूपोनो ग्राहक चक्षुरिंद्रिय अने चक्षुस्थानीय ज्योतिःशास्त्रात्मक शिल्पविद्या छे तेथी शिल्पविद्याने वेदांगत्व तथा शिल्पज्ञोने दैवज्ञसंज्ञा. ४ विश्वकर्मा विष्णुरूप छे मनुसुत्रे शिल्पशास्त्रे चक्र हंसलिकास्त्रहा शंखंपजलपात्रकं ॥ गदाचस्फटिकंचैव पद्मंचैस्कर्तरीमुखं श्रीवत्सटकीमंयुक्त वसनी वेणुरूच्यते ॥ चापंचकुंडलीमुद्रा शेषकृष्णाजिनंभवेत ॥ लक्ष्मीरूपं हिरण्यंस्यादिवले.केोपकारकं ॥ विश्वसंरक्षणार्थाय विश्वकर्माभवेदिति ॥

ध्वजःप्रपन्नाः ॥ ३७ ॥ આ વચનોઉપરથી લક્ષ્મી પણ પ્રાપ્ત થવી પરમ કઠણ. તે ફક્ત શ્રીવિષ્ણુપૂજનથીજ પ્રાપ્ત થાય છે. એમ હોવા છતાં તે શ્રીવિશ્વકર્માનાં પૂજનવતી પણ પ્રાપ્ત થાય છે. એનું પ્રમાણ; શંકર કહે છે, " पंचाभिःसहितःपुत्रैर्विश्वकर्मागिरींद्रजे ॥ द्वारकावासिभिर्नित्यंश्रीकामैःपूज्यतेसदा ॥ पाद्मभू० " આ શ્લોકનું રહસ્ય એજ કે, લક્ષ્મીનો પતિ સાક્ષાત્ શ્રીકૃષ્ણ દ્વારકામાં પ્રભુત્વથી વાસ્તવ્ય કરતો હોવા છતાં દ્વારકાનાં લોકોને લક્ષ્મીની પ્રાપ્તિસ્તવ શ્રીવિશ્વકર્માની અને તેના પુત્ર મનુમયાદિકની પૂજા કરવી પડતી હતી; માટે અષ્ટસિધ્ધિ અને નવનિધિરૂપ લક્ષ્મી પ્રાપ્ત કરી લેવા સારૂ મુખ્યત્વે કરીને શ્રીવિશ્વકર્માનીજ ઉપાસના પ્રાધાન્ય હોઇ તે શ્રીશિવને અને વિષ્ણુને પણ માન્ય છે. શ્રીવિશ્વકર્માની પુજાથી દ્વારકાવાસી જનોને જે ઐશ્વર્ય પ્રાપ્ત થયું તે આ પ્રમાણેઃ—

पद्मपुराणे भूखंडे अ० २१-दिव्यालकारवासोभिर्दिव्यस्रगनुलेपनैः ॥ द्वारकावासिनोभांतविश्वकर्मप्रसादतः ॥ २२ ॥ निधयोनवपद्माद्याःसिद्धयोऽष्टाणिमादयः ॥ दासदास्यश्चसर्वेषांप्रत्येकंद्वारकौकसां ॥ २३ ॥

આ ઉપરથી શ્રીવિશ્વકર્મા પ્રસન્ન થાય એટલે પુજા કરનારાને અલંકાર, વસ્ત્રો, માલા, પરિમલ દ્રવ્યો, ઇત્યાદિ લક્ષ્મીસહિત નવનિધિ અને અષ્ટમહાસિધ્ધિ પ્રાપ્ત થાય છે. "तैत्ति० अ० प्र० ३ अनुवाक १३-तस्यधीराःपरिजानंतियोनिं ॥" આ શ્રુતિપરથી અને શ્રુતિને અનુલક્ષતી " कद्रया० वास्तु-पंचालास्तेमदापूज्याःप्रतिमाविश्वकर्मणः " અને " अग्निपुराण अ ४६ आत्मानं चिंतयेद्विष्णुं शिल्पिनं विश्वकर्मकं " ઇત્યાદિ સ્મૃતિપરથી સંતતિની અને સંપત્તિની ઇચ્છા કરનારાં સર્વ લોકોને પણ તેજ વિશ્વકર્માની પ્રતિમા જે ભુવિશ્વબ્રાહ્મણશિલ્પી તે પણ પૂજ્ય છે. એને પ્રમાણઃ—

पद्मपु० भू० अ० २१ तस्माच्छिल्पिवरानित्यं पूजयंति विचक्षणाः ॥ तेहिकांक्षंति कल्याण गृहिणां जीविनार्थिनः ॥ ३ ॥

લક્ષ્મીની પ્રાપ્તિમાટે દેવાદિક પણ મન્વાદિ પાંચ પુત્રોસહિત વિશ્વકર્માની પૂજા કરતા હતા. તેથી બ્રાહ્મણાદિ સર્વ જ્ઞાતા લોક વિશ્વબ્રાહ્મણશિલ્પિની નિત્ય પૂજા કરે છે; કારણ વિશ્વબ્રાહ્મણો કાયાવાચામનેકરીને બ્રાહ્મણાદિ સર્વ વર્ણોનું હંમેશા હિતચિંતન કરીને આશીર્વાદ દે છે, કે જેમનું શિલ્પકામ કરીને અમે જીવીએ છીએ, તે બ્રાહ્મણાદિ સર્વ વર્ણ સર્વ સંપત્તિથી ચિરકાલ યુકત રહે. આ પ્રમાણે જે નિરંતર કલ્યાણ ચિંતનારા, સૌભાગ્ય વૃધ્ધિંગત થાય એજ જેમની વાસના, માતાપિતા પ્રમાણે જે નિરંતર હિત ચિંતનારા જે વિશ્વબ્રાહ્મણ શુભાશુભપ્રતિગ્રહ આશાબધ્ધ નિત્યાતૃપ્ત યાજ્ઞિક બ્રાહ્મણોના પહેલાંજ પૂજ્ય છે.

### ३७ बीजा आर्षेय ब्राह्मणोने पण विश्वब्राह्मणशिल्पि पूज्य छे ए विषे.

શંકાઃ—આ લોકમાં વિપ્રર્ષિવંશસ્થ બ્રાહ્મણોને પણ વિશ્વબ્રાહ્મણ પૂજ્ય હોવાનું કારણ શું ?

ઉત્તરઃ—આનું કારણ પૂર્વોકત " तस्मात्ब्राह्मणाद्यपेक्षयाशिल्पिनः पूजनीयाः " આ ભાષ્યમાં જણાવેલું હતું. શ્રી તુકા બ્રહ્માનંદ સ્વામી પણ પોતાના 'વિશ્વકર્મપુરાણ' ગ્રંથમાં ભારતોકત અને હરિવંશોકત " बृहस्पतेस्तु भगिनी " આ વિશ્વકર્મોત્પત્તિકથિત ટીકામાં લખે છે " અધ્યાય ૧૪ પ્રાકૃત ઓવીઓ-कलौदेव सचेतन ॥ वर्णत्रयासी ब्राह्मण ॥ ब्राह्मणा पूज्य शिलास्वर्ण ॥ प्रमुख निर्माण सुरप्रतिमा ॥ ९ ॥ शिला स्वर्णादि

निर्मित ॥ देवमूर्त्यादी समस्त ॥ मातृपितृसुभक्तव्रत ॥ मुख्य दैवत शिल्पी पूज्य ॥ १० ॥ शिलास्वर्णादि सुप्रतिमा ॥ प्रतिष्ठाकालीं शिल्पसत्तमा ॥ तदर्थपूजावे पूजकोत्तमा ॥ तेणे प्रतिमा सुप्रसन्न ॥ ११ ॥ शिल्पिब्रह्मी शिलादिप्रतिमा ॥ पूजिता संपूज्य विश्वकर्मा ॥ शिल्पाविश्वकर्मणः प्रतिमा ॥ युगस्त्वधर्मानुरूपतत्कर्म ॥ २ ॥" આ ઓવીઓનો ભાવાર્થઃ–બ્રાહ્મણાદિ ત્રણે વર્ણોને બ્રાહ્મણ એ સાક્ષાત દૈવત છે, અને તે બ્રાહ્મણોને શિલાસ્વર્ણાદિક પ્રતિમા પૂજ્ય છે અને તે દેવપ્રતિમાઓને પણ નિર્માણ કરનારા જે વિશ્વબ્રાહ્મણશિલ્પિ તે માતાપિતા પ્રમાણે મુખ્ય દૈવત, બ્રાહ્મણોને પણ પૂજ્ય છે, એ વિષે શ્રુતિઃ—

**यजुर्वेद अ० ४ प्र० ६ अ० २।३-योनःपिताजानिता योविधाता योनः सतो अभ्यासज्जजान ।**

भाष्य–यः विश्वकर्मा नः अस्माकं पिता पालयिता न केवलं पालकः उत्पादकोऽपि । किमनेनास्माकं उत्पादक इति संकोचेन यः विधाता सर्वस्य जगतः उत्पादकः यः विश्वकर्मा नः अस्माकं उत्पन्नानां सत् वर्तमानमिद भोग्यजातं सतो जनान सदेव सोम्य इति श्रुत्युक्तात् स्वस्वरूपात् उत्पादयामासेति ॥

આમાં યજ્ઞકર્તા ઋષિ કહે છેઃ–હે વિશ્વકર્મન્! તું અમારો પિતા છે એટલુંજ નહી પણ સર્વ જગતનો ઉત્પન્નકર્તા છે. આજ અભિપ્રાયની બીજી શ્રુતિઃ—

**ऋग्वेद अ० ८ अ० २ व० ८ ऋक् १०-उतमाता बृंहद्दिवा शृणोतुनस्त्वष्टा देवभिर्जनिभिः पितावचः ॥ ऋभुक्षावाजो-रथस्पतिर्भगोरण्वः शंसःशशमानस्यंपातुनः ॥**

भाष्य–उतापि बृहद्दिवा महद्दिवेतियास्कः महती दिवा दीप्तिर्यस्याः मा माता देवमाता नोऽस्माकमाव्हानं शृणोतु । तथा देवेभिर्देवैरिंद्रादिभिर्जनिर्देवपत्नीभिश्चपिता सर्वेषा त्वष्टा–एतन्नामकोऽस्मदीयं वचः शृणोतु तथभुक्षा इंद्रो वाजस्तत्सहायो वाजोनाम सौधन्वः कनीयान् रथस्पतिः रथस्य पतिर्भगश्चतथारण्वो रमणीयः शंसः स्तुत्यो मरुद्गणश्च ततः शंसमानस्यं शंसमानं स्तोतृन नोऽस्मान् पातु रक्षतु ।

આમાં સ્તોત્રકર્તા ઋષિ યજ્ઞપ્રીત્યર્થ દેવતાનું આવ્હાન કરે છેઃ–જેની પ્રભા દિવ્ય છે એવી જે દેવમાતા તે અમારૂં આવ્હાન—યજ્ઞ માટે કરેલું નિમંત્રણ—શ્રવણ કરો. તેમજ ઈંદ્રાદિદેવ અને દેવપત્નીસહવર્તમાન સર્વેનો પિતા જે ત્વષ્ટા પ્રજાપતિ—વિશ્વકર્મા—તે અમારૂં આમંત્રણવાકય શ્રવણ કરો. તેજપ્રમાણે ઈંદ્ર અને ઈંદ્રને સહાય કરનારા રથ નિર્માણકર્તા સુધન્વ ઋષિનો કનિષ્ઠપુત્ર વાજનામક રથકાર, દેવ અને સૂર્ય, અને સ્તવન કરવાને યોગ્ય એવો મરૂદ્ગણ, આ બધા દેવતા અમારૂં સ્તોત્રકર્તાઓનું રક્ષણ કરો.

આ ઉપરથી સ્પષ્ટ છે કે, જે પ્રમાણે દેવશિલ્પી ત્વષ્ટા વિશ્વકર્મા પહેલાંના અગ્નિહોત્રી ઋષિઓ વગેરેને પૂજ્ય હતો, તે પ્રમાણેજ સાંપ્રત પણ સર્વ ઋષિવંશીય બ્રાહ્મણોને સુદ્ધાં તે ત્વષ્ટાવિશ્વકર્માના કુલમાં ઉત્પન્ન થએલા વિશ્વબ્રાહ્મણશિલ્પિ પણ પૂજ્ય છે-

### ૨૮. યુગયુગના બ્રાહ્મણ પૂજ્યજ છે.

આના ઉપર કોઈક એમ પણ કહેશે કે, પહેલાનાં વિશ્વકર્મામાં જે સામર્થ હતું તે અત્યારના વિશ્વકર્મસંતતીય વિશ્વબ્રાહ્મણશિલ્પિમાં ક્યાં છે? તો પછી તેમની પૂજા

શામાટે કરવી ? પણ એમ કહેવું કામનું નથી. કેમકે, બ્રહ્મા,૧ વસિષ્ઠ,૨ વિશ્વામિત્ર,૩ ગૌતમ.૪ વગેરે પ્રાચીન ઋષિબ્રાહ્મણોપ્રમાણે એજ ઋષિનાં અત્યારના વંશજો સુધ્ધાં તેમના પ્રમાણે સામર્થ્યવાન ન હોવા છતાં તે જેમ પૂજ્ય છે, તેજપ્રમાણે યુગાનુરૂપ કર્મ કરનારા વિશ્વબ્રાહ્મણ પણ પૂજ્ય છે. યુગાનુરૂપ વૃત્તિ ચલાવનારા બ્રાહ્મણોની નિન્દા કરવી નહીં. એને પ્રમાણઃ—

बृहत्पाराशरस्मृति अध्याय १–युगे युगेच ये धर्मा स्तेषु धर्मेषु ये द्विजाः ॥ तेषां निंदा न कर्तव्या । युगरूपा द्विजोत्तमाः ॥ ३० ॥

ब्राह्मणोत्पत्तिमार्तंडाध्याये–न निंद्या ब्राह्मणा लोके कथंचापि चरंति ते ॥ गुरुरात्मवतां शास्ता राजा शास्ता दुरात्मनाम् ॥ २ ॥ इह प्रच्छन्न पापानां शास्ता वैवस्वतो यमः ॥ ये लोकाः परदोषाश्च व्याहरंत्यविचारिणः ॥ ३ ॥ मिथ्याच-, द्विगुण पाप सत्यं चेत्समभागिनः ॥ अतएव न वक्तव्यं कलौ कर्तैव लिप्यते ॥ ४ ॥

કૃતાદિ યુગેયુગમાં જે જે ધર્મ ચાલે છે, તે તે ધર્મપ્રમાણે ચાલનારા જે બ્રાહ્મણ તેમની નિન્દા કરવી નહીં. કેમકે. કાલમાન પ્રમાણે વરતનારા જે બ્રાહ્મણો હોય છે, તે તે કાળમાં, તે યુગમાં ઉત્તમજ છે. તેથી પ્રાચીન પુરૂષોપ્રમાણે અત્યારના વિશ્વબ્રાહ્મણ પણ પૂજ્યજ છે.

શંકાઃ—સર્વ શાખાના બ્રાહ્મણોને વાસ્તવાદિયજ્ઞમાં વિશ્વબ્રાહ્મણશિલ્પિ પૂજ્યજ છે તો પછી વિશ્વબ્રાહ્મણોના ગૃહ્યહવ્યકવ્યાદિ સ્વધર્મસંબંધી કામમાં બીજા ઋષિવંશસ્થ બ્રાહ્મણોને ઉપાધ્યાયપણું શામાટે નથી ?

ઉત્તરઃ—એનું કારણ, પહેલાંની શ્રુતિમાં કહ્યુંજ છે કે, બ્રાહ્મણોને પૂજ્ય જે દેવમૂર્તિઓ, તેના કર્તા વિશ્વબ્રાહ્મણ બીજી શાખાના બ્રાહ્મણોને માતૃપિતૃવત્ પૂજ્ય છે તથાપિ કૃતયુગમાં "भागवतस्कंध ११ अ० ५—मनुष्यास्तुतदा शांतानिर्वैराः सुहृदः समाः॥ यजंति तपसादेवं शमेन च दमेनच" સર્વ પરસ્પરને પરમપૂજ્ય માનતા હતા. પરંતુ જ્યારથી "स्कंध ११ अ० ५ रजस्याघोरसंकल्पाः कामुका आहमन्यवः ॥ दांभिकामानिन पापा विहसंत्यच्युतप्रियान् ॥ આ શ્લોકપ્રમાણે બ્રાહ્મણ મત્સરી બન્યા ને શાખાભેદ થયા ત્યારથી વિશ્વબ્રાહ્મણો પણ સ્વશાખીય બ્રાહ્મણોપાસેજ પોતપોતાનાં ગૃહ્યકર્મો કરાવવા લાગ્યા. તેથી વિશ્વબ્રાહ્મણશિલ્પિનું હવ્યકવ્ય કરનારા તચ્છાખીય ઉપાધ્યાયજ હોય છે. અન્ય શાખીય બ્રાહ્મણોને સ્વધર્મસંબંધી પોતાનાં ગૃહ્યકર્મમાં ઉપાધ્યાયતરિકે કિંવા તેમનો હકક ગણતા નથી. બીજા બ્રાહ્મણો સુધ્ધાં વિશ્વબ્રાહ્મણોપાસેથી પૂજા લેવાની ઇચ્છા કરતા નથી. આ પ્રાચીન સમયથી ચાલતો આવેલો સંપ્રદાય ઉભયપક્ષને કલ્યાણકારકજ છે. કારણ " यत्र सप्तर्षीन्पर एकमाहुः " આ વક્ષ્યમાણ શ્રુતિઉપરથી વિશ્વબ્રાહ્મણોનો મૂળ પુરૂષ વિશ્વકર્મા સપ્તઋષિથી–શ્રેષ્ઠ–હોઇ वाचस्पति विश्वकर्माण मूतये " આ શ્રુતિઉપરથી વિશ્વકર્મા દેવોનો આચાર્ય હોવાથી તેને બૃહસ્પતિ આવી સંજ્ઞા છે. તે દેવપુરોહિત વિશ્વકર્મા પુરોહિતના કુળમાં ઉત્પન્ન થએલા બ્રાહ્મણશિલ્પિ ' बृहस्पतिर्ब्रह्मणोऽधिपतिः ' [ बृहस्पतिर्ब्राह्मणजातीनामधिपतिरितिभाष्यं ] આ યજુઃ શ્રુતિ ઉપરથી સર્વ પ્રકારનો બ્રાહ્મણજાતિમાં શ્રેષ્ઠ છે.

---

१ ब्रह्मदेवे ब्रह्मांड निर्माण कर्युं पण तेमना वंशजो हमणां शुं करे छे ? २ वसिष्टे शेष सूर्य अने मेरू आण्या ए वंसजना गोत्रज हमणांना ब्राह्मण तेवा सामर्थ्यवान नथी. ३ विश्वामित्रे प्रतिसृष्टि निर्माण करी, तेना गोत्रज अत्यारे तेम करी शकशे के ? ४ गौतमे रोज जव उत्पन्न करी दुष्काळमां ब्राह्मणोने बचाव्या तेना वंशज अन्नक्षेत्रमां कां जमे छे ?

### ३९ करोड ब्राह्मणना जेटलो एक विश्वब्राह्मणनी योग्यता.

તેથીજ શિલ્પશાસ્ત્રમાં શિલ્પપૂજનવિધિમાં કહ્યું છે:—

शूद्रकोटिसहस्त्राणामेकविप्रः प्रतिष्ठितः॥ विप्रकोटिसहस्त्राणामेकशिल्पीप्रतिष्ठितः॥ १॥

અર્થ:—યથાસાંગ વેદાધ્યયન કરેલા એક બ્રાહ્મણને ભોજન કરાવવાથી હજાર કરોડ શૂદ્રોને જમાડ્યા જેવું થાય છે. અને એક વિશ્વબ્રાહ્મણશિલ્પિને ભોજન કરાવવાથી હજાર કરોડ બ્રાહ્મણોને જમાડયાનું શ્રેય મળે છે. તેથીજ " भुंजतस्तच भुंक्तेऽसौ ंकरस्त्रिदशैः सह " આ પૂર્વોક્ત શિલ્પશાસ્ત્રોક્ત વચનોઉપરથી વાસ્તવાદિ કર્મોમાં વિશ્વબ્રાહ્મણને ભોજન કરાવવાથી સર્વ દેવોસહિત શંકર તૃપ્ત થાય છે, એમ કહ્યું છે. કારણ, વિશ્વબ્રાહ્મણ એ પરશિવ વિશ્વકર્મસ્વરૂપ હોઇ ગાયના[१] દેહના અવયવોમાં જે પ્રમાણે દેવતાઓ વાસ કરે છે, તેજ પ્રમાણે:—

### ४०. विश्वब्राह्मणशिल्पिना शरीरमां देवताओ निवास करे छे.

स्कंदपुराणे प्रभासखंडे सोमनाथमाहात्म्ये सोमपुत्रसंवादे शिल्पिनामुत्पत्तिप्रकरणे॥ ईश्वरउवाच ॥ शिल्प्युत्पत्तिंप्रवक्ष्यामि शृणुषण्मुखयत्नतः॥ विश्वकर्मामहद्भूतं शिल्पिनां शिवकर्मणाम् ॥ १६ ॥ मदंगेषुचसंभूताः पुत्राः पंचजटाधराः ॥ हस्तकौसलसंपूर्णाः पंचब्रह्मरताः सदा ॥ १७ ॥ पाणिस्थापक संजाता ममतुल्याश्चशिल्पिनः ॥ संध्यात्रयं प्रकुर्वंति स्नानदानादितर्पणम् ॥ १८ ॥ वैश्वदेव बलिर्दानं षट्कर्माणीतिशिल्पिनां ॥ शिवार्चनरतानित्य जपहोमादि कर्मसु ॥ १९ ॥ एवंविधाःक्रयाख्याता शिल्पिनांच वशंकर ॥ विश्वकर्मपराणांच ब्रह्मविष्णुशिवा मनाम् ॥ २० ॥ तत्रसूत्रंसमाख्यातं विश्वसूत्रंस्वयंभुवा ॥ प्रासादभुवनादीनिलिंगस्थापनमेवच ॥ २१ ॥ प्रतिष्ठापंचधाकार्याशिल्पिनांशिवकर्मणा ॥ ब्रह्मस्थानेभवेद्ब्रह्माललाटचाग्निमादिशेत् ॥ २२ ॥ चंद्रादित्यैनयनयोर्नासायामश्विनौतथा ॥ मुखेब्रह्मासपुत्रश्चकंठेदेवो जनार्दनः ॥२३॥ हृदयेचेश्वरोदेवो नाभौगंधर्वदेवता ॥ गुह्येकामेश्वरोदेवः पादयोर्वायुदेवता ॥ २४ ॥ पादाधो वरुणोरक्षेदंगुलीषुचमातृका ॥ भुजयोः कृष्णगोपालावग्रतः शेषतक्षकौ ॥ २५ ॥ मणिबंधेमहामायाचांगुलीधीरश्वरीकृतिः॥ एवविधिः समाख्यातः शिल्पिनोऽगेषुषण्मुख ॥ २६ ॥ इति स्कं. पु. प्र. खंड सोमनाथमाहात्म्ये प्रथमोऽध्यायः ॥ १ ॥

અર્થ:-કોઇ એક સમયે કૈલાસ પર્વત ઉપર શંકર, પાર્વતી, ગણપતિ અને સ્કંદ સહવર્તમાન અંતરિક્ષમાં રહેલા હીંચકાપર બેઠા હતા. તે હીંચકાને કડાં વગેરે કશો આધાર ન્હોતો. તે કેવળ અધાંતરેજ લટકી રહ્યા હતો. તેનાપર સ્કંદની નજર જતાં તેને ઘણું કૌતુક લાગ્યુ એટલામાં ગણપતિના દાંતઉપર તેની નજર ગઇ; તો તેમાં પણ હીરા જડેલા હતા. તેજ પ્રમાણે પાર્વતીની ડોકમાંનો મૌક્તિકહાર પણ ઘણો મનોહર હતો. તે બધાં તરફ જોઇને તેણે શંકરને પ્રશ્ન પૂછ્યો કે, " હે ઇશ્વર! આ આવા દિવ્ય પદાર્થ કોણે તૈયાર કર્યા ? " એટલે શંકરે વિશ્વબ્રહ્મશિલ્પિની ઉત્પત્તિ કહી. તે આ પ્રમાણે- " હે સ્કંદ! વિશ્વકર્મા કરીને જે દેવશિલ્પિ છે તે મારીજ વિભૂતિ (અવતાર) છે. તેથીજ પુનઃ સજીવ કરેલો દક્ષપ્રજાપતિ સ્વકૃત શિવસ્તોત્રમાં કહે છે-" रुद्राक्ष माल्यांबरधरो गारको गिरिकप्रियः॥ ाकर्षीशः शिल्पिनांश्रेष्ठः सर्वशिल्पप्रवर्तकः ॥२५२॥ वायुपुराण अ. ३० दक्षकृत शि स्तुतौ " (શિવ કહે છે. મારા પાંચ મુખમાંથી જટાધારી

[१] पृष्ठेब्रह्मागले विष्णुर्मुखे रुद्रः प्रतिष्ठितः॥ मध्येदेवगणाः सर्वे रोमकूपे महर्षयः॥ नागाः पु. इत्यादि.

પાંચ પુત્ર નિર્માણ થયા. તે હસ્તકૌશલ્ય શિલ્પકર્મમાં અત્યંત નિપૂણ હોઇ રુદ્રોજાનાદિ પંચબ્રહ્મધ્યયાનમાં તત્પર છે. તેથી પાંચ શિલ્પિને મારીજ મૂર્તિ ગણવા. તેઓ શિવોપાસક હોઇ સંધ્યા, જપ હોમ, વૈશ્વદેવ, બલિદાનાદિ કર્માનુષ્ઠાનો કરે છે, તે શિવપ્રીત્યર્થજ કરે છે. શિલ્પિ એ બ્રહ્મા, વિષ્ણુ, શિવાત્મક હોઇ વિશ્વકર્મસ્વરૂપજ છે. પ્રાસાદ, ગૃહ, લિંગ, મૂર્ત્યાદિ શિલ્પસૂત્ર વિશ્વકર્માએજ તૈયાર કર્યાં છે. તેણે પોતાના શિલ્પના પાંચ પ્રકારના ભેદ કરીને તે પાંચ ઠેકાણે મૂકી દીધા છે. તેથી દેવમૂર્તિની પ્રતિષ્ઠા કરતી વખતે શિલ્પિની શિલ્પશાસ્ત્રવિધાનોક્ત પૂજા કરવી. કેમકે, શિલ્પિનાં શરીરમાં દેવતાઓ નિવાસ કરે છે. તે આ પ્રમાણેઃ—મૂર્ધાસ્થાને બ્રહ્મા, લલાટે અગ્નિ, નેત્રને વિષે ચંદ્રસૂર્ય નાસિકાને વિષે અશ્વિનિદેવતા, મુખમાં સપ્તર્ષિસહિત બ્રહ્મદેવ, કંઠને વિષે વિષ્ણુ, હૃદયને વિષે મહેશ્વર, નાભિને વિષે ગંધર્વ, ગુહ્યસ્થાને કામદેવ, ચરણમાં વાયુ, પદતળે વરૂણદેવતા, અંગુલીસ્થાને માતૃકા, ભૂજસ્થાને રામકૃષ્ણ, પછી આગળ શેષ અને તક્ષક, કાંડામાં મહામાયા, હસ્તાંગુલીમાં ઇશ્વરીશક્તિ. હે સ્કંદ! આ પ્રમાણે શિલ્પિના સર્વાંગમાં દેવતા નિવાસ કરે છે. તેથીજ તે વિરાટસ્વરૂપી વિશ્વકર્માનીજ મૂર્તિ છે—વિભૂતિ છે—એમ સમજીને તેમની પૂજા કરવી. વૈદિકના ચરણાંગુષ્ટમાં જે પ્રમાણે સર્વ તીર્થો વાસ કરે છે. તે પ્રમાણે શિલ્પિના ચરણાંગુષ્ટમાં સર્વ તીર્થાધિપતિ જે સાગર તેજ પ્રત્યક્ષ વાસ કરે છે. તેથી બીજા બ્રાહ્મણોકરતા પ્રાસાદસ્થ મૂર્ત્યાદિ શિલ્પનાકર્તાની પૂજાનુ શ્રેય વિશેષ છે. બીજા બ્રાહ્મણોની પૂજા શુભ કિંવા અશુભ કર્મોમાં પણ થાય છે; અને તેમાં ગોપ્રદાન, વસ્ત્રદાન, વગેરે દાન મંગલપ્રદ અને અમંગલપ્રદ પણ હોઇ શકે છે. અને તે ગમે તે ઠેકાણે અશુભ સ્થાને સુદ્ધાં કરી શકાય છે. પરંતુ વિશ્વબ્રાહ્મણ શિલ્પિની જાત એવી નથી. તેમની પૂજા પ્રાસાદ, ગૃહ, યજ્ઞમંડપ, મૂર્તિસ્થાપના, ઇત્યાદિ શુભ કર્મો વખતેજ કિંવા વાસ્તુશાન્તિ જેવા મંગલકાર્યને નિમિત્તેજ થાય છે. સોમયાગાદિ યજ્ઞમંડપ રાજસભા એવા શુભસ્થળેજ તેમની પૂજા કહેલી છે. દેવોના રથ કરનારા રથકાર શિલ્પિને તો દેવમાંજ ગણ્યો છે. ભારત અનુશાસન પર્વ જુઓ. આગળ રથકાર પ્રકરણમાં પણ એનો ઉલ્લેખ આવશેજ.

### ४१. शिल्पकर्म करनारा ब्रह्मर्षि छे.

શંકાઃ—આટલું બધું જો શિલ્પ વિદ્યાનું મહત્ત્વ છે તો તેના કર્તા પણ બ્રહ્મર્ષિજ હોવા જોઇએ; પણ શિલ્પકર્તા બ્રહ્મર્ષિ છે એનું પ્રમાણ શું?

ઉત્તરઃ—આ વિષે પહેલાં વચનો આવી ગએલાં છેજ, બીજાં પણ વચનો છે કેઃ—

## तैत्तिरीयअरण प्र०१ अनु० ७ यत्तशिल्पंकश्यप रोचनावत्॥

આ શ્રુતિનુ ભાષ્ય પૂર્વોક્ત તૈત્તરીય બ્રાહ્મણ શ્રુતિના ભાષ્યના જેવુંજ હોવાથી પાછું ફરીથી આપવાનું કારણ નથી. આ શ્રુતિઉપરથી કશ્યપ ઋષિ શિલ્પજ્ઞ હતા, એ સ્પષ્ટ છે. વળી.—

## शतपथब्राह्मण श्रुति-शिल्पात्कश्यपाच्छिल्पःकश्यपःकश्यपान्नैध्रुवः कश्यपोनैध्रुविः ॥

આ ઉપરથી કશ્યપ, શિલ્પ, નૈધ્રુવિ ઇત્યાદિ ઋષિ શિલ્પિ હતા, એ તેમનાં નામઉપરથીજ સ્પષ્ટ છે. મત્સ્યપુરાણમાં તો બ્રહ્મર્ષિ મળીને ૧૮ આચાર્યોએ મૂર્ત્યાદિ પ્રાસાદાદિ શિલ્પશાસ્ત્ર ઉત્પન્ન કર્યું એમ કહ્યું છે.

मत्स्य पु अ. २५२ ऋषय ऊचुः–प्रासादभवनादीनां निवेशंविस्तराद्वद ॥ कुर्यात्केनविधानन कश्चवास्तुरुदाहृतः ॥ १ ॥ सूतउवाच–भृगुरत्रिर्वसिष्ठश्चविश्वकर्मामयस्तथा ॥ नारदोनग्नजिश्चैव विशालाक्षःपुरदरः ॥ २ ॥ ब्रह्माकुमारोनंदीशःशौनकोगगर्श्च ॥ वासुदेवोऽनिरुद्धश्च तथाशुक्रबृहस्पती ॥ अष्टादशैतेविख्याताशिल्पशास्त्रोपदेशकाः ॥ संक्षेपेणोपदिष्टंतु मनवे मत्स्यरूपिणे ॥ ४ ॥

ભૃગુ, અત્રિ, વસિષ્ઠ વિશ્વકર્મા, મય, નારદ, નગ્નજીત, વિશાલાક્ષ, ઇંદ્ર, બ્રહ્મદેવ કાર્તિકસ્વામિ, નંદિ, શૌનક, ગર્ગમુનિ, શ્રીકૃષ્ણ, અનિરૂદ્ધ, શુક્રાચાર્ય અને બૃહસ્પતિ આ અઢાર આચાર્ય શિલ્પશાસ્ત્રની સંહિતાકર્તા છે. આવું સવિસ્તર શિલ્પશાસ્ત્ર જે તે સંક્ષેપમાં મત્સ્યરૂપી વિષ્ણુએ મનુને કહ્યું. આ ઉપરથી સ્પષ્ટ છે કે બ્રહ્માદિકોએ પણ શિલ્પની બાબતમાં પરિશ્રમ કર્યા છે. મત્સ્યાવતારમાં નારાયણે શિલ્પનો ઉપદેશ પ્રથમતઃ મનુને કર્યો. તેજ શિલ્પ મનુએ પોતાના નાભાનેદિષ્ટ નામક પુત્રને કહ્યું. નાભાનેદિષ્ટાદિક મોટમોટા ઋષિ શિલ્પિ હતા, એને વિષે બીજાં પ્રમાણ હવે આવશે.

### ૪૨ વિશ્વબ્રાહ્મણશિલ્પિ યજ્ઞમાં પુરોહિત હતા.

પરંતુ કોઇક એમ પણ કહેશે કે " શિલ્પકર્મ કરનારા બ્રાહ્મણ હોય તેથી યજ્ઞમાં કંઇ તેમને કોઇ પુરોહિતની પદવી ન દે " પણ આ શંકા સુદ્ધાં વ્યર્થ છે. કેમકે, પહેલા નાભાનેદિષ્ટ શિલ્પી વિશ્વકર્માના પ્રપૌત્ર અને સૂર્યના પૌત્ર હોઇ આંગિરસ બ્રહ્મર્ષિના યજ્ઞમાં આચાર્યજ થયેલો હતો. અને વિષે શ્રુતિનુ પ્રમાણ છે તે આ પ્રમાણ.—

**ऋग्वेद अष्टक ८ अ० २ व० १ येयज्ञेनदक्षिणयासमक्ता इंद्रस्य सख्यममृतत्वमानश॥ तेभ्योभद्रमंगिरसोवोऽअस्तुप्रतिगृभ्णीत मानवं सुमेधसः ॥**

भाष्य–नाभानेदिष्ठः स्वपित्रा मनुनाभ्यनुज्ञातः । सत्रमासीनानगिरसोभ्येत्य मा प्रात गृह्णीत युष्मभ्ययज्ञ प्रज्ञापयामि–इति यदुक्तवान–तदुच्यते ॥

મનુની આજ્ઞાઉપરથી નાભાનેદિષ્ટ યજ્ઞનો આરંભ કરેલા આંગિરોગણુને કહ્યું. " આ યજ્ઞમાં મને લ્યો. હું તમારો યજ્ઞ યથાસાંગ પૂર્ણ કરીશ. " આ સાંભળીને આંગિરોગણે નાભાનેદિષ્ટને તે યજ્ઞમાં લીધો. નાભાનેદિષ્ટે તે યજ્ઞનુ કામ એટલું ઉત્કૃષ્ટ કર્યું કે તેને તેણ એક હજાર ગામો દાન આપ્યાં. એનું પ્રમાણ.—

**ऋग्वेद अष्टक ८ अ० १ व० २९।१७ सद्धिबंधुर्वैतरणोयष्टा सबंधुर्धेनुमस्वंदुहध्यै ॥ संयन्मित्रावरुणा०**

આ ઉપરથી શિલ્પકર્તા સુદ્ધાં પુરોહિત હતા, આ બાબત સ્પષ્ટ સમજાય છે.

### ૪૩ વિશ્વકર્મેશ્વરલિંગોત્પત્તિકથા અને વિશ્વકર્મા બ્રાહ્મણકુલોત્પન્ન છે

હવે સર્વ શિલ્પકર્તામાં પ્રસિદ્ધ શિલ્પિ જે ત્વષ્ટા, વિશ્વકર્મા જેની સંતતિ આ ભૂલોકમાં વિશ્વબ્રાહ્મણ આ નામથી પ્રસિદ્ધ છે તેના અવતારની શોધ કરીએ.

---

१ जे प्रमाणे शिल्पसंहिताकर्ता १८ आचार्य छे तेज प्रमाणे ज्योतिःसंहिताकर्ता १८ छे ब्रह्माचार्यो-वसिष्ठात्रिर्मनुःपौलस्त्यलोमशौ॥ मरीचिरांगिराव्यासो नारदः शौनकाभृगु.॥च्यवनोयवनोगर्ग. कश्यपश्चपराशरः ॥ अष्टादशैते७ ज्यो० ॥ २ ॥

વિશ્વકર્મા અને ત્વષ્ટા આ શબ્દ સમાનાધિકારી છે. " विश्वकर्मा मनुस्त्वष्टा " આ નામોક્તિ ઉપરથી વિશ્વકર્મા એ પ્રજા નિર્માણ કરવામાટે નારાયણનું સ્વતંત્ર અને સ્વયંભૂ એવા સ્વરૂપ ભેદ છે. શિલ્પકર્મકર્તા વિશ્વબ્રાહ્મણોનો મૂલ પુરૂષ આદિબ્રહ્મત્વષ્ટા વિશ્વકર્મા એ બ્રાહ્મણકુલમાં ઉત્પન્ન થએલો છે કે કેમ એની અપણે શોધ કરવા લાગીએ તો વેદમાં ત્વષ્ટા વિશ્વકર્મા આ નામોવડે વિરાટ્પુરુષ પરમેશ્વર આવું વર્ણન કરેલું મળી આવે છે. તે ઇશ્વરનાજ અવતારને પુરાણમાં ત્વષ્ટા પ્રજાપતિના પુત્ર વિશ્વતરિકે વર્ણેલો છે. પ્રમાણઃ—

स्कंदपुराणे काशीखंडे अध्याय ८६ पार्वत्युवाच–विश्वकर्मेश्वरंलिंगंयत्काश्यां प्रार्थितंपरं ॥ तस्य लिंगस्यकथय देवदेवसमुद्भवम् ॥ श्रीमहादेवउवाच ॥ शृणुदेविप्रवक्ष्यामि कथांपापविनाशिनीं ॥ विश्वकर्मेशलिंगस्य प्रादुर्भावं मनोहरं ॥ २ ॥ विश्वकर्माऽभवत्पूर्वं ब्रह्मणस्त्वपरातनुः ॥ त्वष्टुःप्रजापतेः पुत्रोनिपुणः सर्वकर्मसु ॥ ३ ॥ कृतोपनयनःसोऽथबाल्ये गुरुकुलेवसन् ॥ चकारगुरुशुश्रूषांभिक्षान्नकृतभोजनः ॥ ४ ॥

અર્થ–શંકર કહે છે, " હે પાર્વતિ! વિશ્વકર્મેશ્વર લિંગ કેવી રીતે ઉત્પન્ન થયું તે પાપનાશક કથા કહુ છું તે સાંભળ પ્રત્યક્ષ આદિબ્રહ્મ એવો જે વિશ્વકર્મા, એ ત્વષ્ટા પ્રજાપતિને પેટ જન્મ્યો. ત્વષ્ટા એ વિશ્વકર્માનુ ઉપનયન કર્યા પછી તે વિદ્યાભ્યાસ કરવા માટે ગુરૂના એટલે બૃહસ્પતિના ઘેર રહ્યો અને ભિક્ષા વૃત્તિથી તેણે ગુરૂની એકનિષ્ટ સેવા કરી. તેનો વિદ્યાભ્યાસ પૂર્ણ થયો ત્યારે ગુરૂએ વિશ્વકર્માપાસે દક્ષિણા માગી. તે નીચે પ્રમાણેઃ—

कुरुटज मदर्थेत्वंयथाप्रावृट्नबाधते ॥ ५ ॥ यत्किंचिन्नभज्येतनपुरातनतांव्रजेत् ॥ गुरुपत्न्यात्वमिहितोरेत्वाष्ट्रकुरुकचुकम् ॥ ६ ॥ गुरुपुत्रेणचाज्ञप्तोममार्थे कुरु पादुका ॥ ६ ॥ गुरुकन्यापितप्राहत्वाष्ट्रमेश्रवणोचिते ॥ भूषणेक्षेहतस्तन कुरुकांचननिर्मिते ॥ कुमारीक्रीडनीयानिकौतुकानिचदेहिमे ॥ दंतिदंतमयान्येवस्वहस्तरचितानिच ॥ ११ ॥ गृहोपकरणांदिव्यं मुसलोलूखलादिकम् ॥ तथाघटयमेधावी यथातूर्टति नकचित् ॥ १२ ॥ अक्षालितान्यपि० ॥ १३ ॥ सूपकर्माण्यपिचमां प्रशाधित्वाष्ट्रनंदन ॥ यथा० ॥ एकस्तंभमयंगेहमेकदारु विनिर्मितम् ॥ तथाकुरुवरत्वाष्ट्रयत्रेच्छातत्रधारये ॥ १६ ॥ येसहाध्यायिनोप्यस्य वयोज्येष्ठाश्चतेपिही ॥ सर्वे सर्वं समीहंते कर्मतत्कृतमेवहि ॥ १७ ॥ तथेतिसंप्रतिज्ञाय० ॥

અર્થઃ—ગુરૂ બોલ્યા, " હે વિશ્વકર્મન્! મને પર્જન્યકાળની જરા પણ બાધા ન થાય એવો એક આશ્રમ બાંધી દે." ગુરૂપત્ની બોલી; " મને એક હીરાજડીત ચોળી શીવી દે." ગુરૂપુત્ર બોલ્યો, " મને રત્નજડિત સોનાનાં પાદુકાઓ દે." ગુરૂકન્યા બોલી "મને હિરા માણેક જડેલાં કુંડલ, બધાં અલંકાર, હસ્તિદંતના રમકડાં, એક ખાંભલા વાળુ ન્હાનકડું ઘર, અને સદા સર્વદા ચકચકતાં રહે એવા રાંધવાનાં વાસણ, સાંબેલું, ખાણીઓ, વગેરે બધો ઘરનો સામાન લાવી દે. અને મને રાંધતાં પણ શિખવ." આ પ્રમાણે ગુરૂએ માગેલી વસ્તુઓ લાવી દઉં છું એવું વચન આપીને તે વિશ્વકર્મા એક તપસ્વીની સાથે કાશીમાં આવ્યો. અનેઃ—

१ गुरुए विश्वकर्मानी पासे शिल्पकर्मजन्य गृहादि वस्तुओ माग्यी ए उपरथी स्पष्ट छे के विश्वकर्मानो पिता अने तेना कुलना लोको शिल्पीओज हता.

अनुक्रोशंसमर्ध्योतसत्वाष्ट्रः शांभवःशुचिः ॥ संस्थाप्यालिंगमीशस्याराधयत्स्वस्थमानसः ॥ ६८ ॥ आनीयपुष्पसंभारमार्तवंकाननाद्बहु ॥ स्नात्वात्वभ्यर्च्यचेशानं कंदमूलफलाशनः॥ ६९ ॥ इत्थं त्वष्टृतनूजस्य लिंगाराधनचेतसः ॥ त्रिहायनं प्रसन्नोऽभूत्तस्येशः करुणानिधिः ॥ ७० ॥

અર્થ:—શંકરની કૃપા સંપાદન કરવા માટે એક લિંગની સ્થાપના કરીને સ્વસ્થ મને તેની આરાધના કરવા માંડી. એ આ પ્રમાણે કે, તે તે ઋતુમાં મળનારાં પુષ્પો મેળવવાં અને સ્નાનસંધ્યા વગેરે કરીને યથાવિધિ શંકરની પૂજા કરવી અને કંદ, મૂલ, ફળ ભક્ષણ કરીને વ્રતસ્થ રહેવું. આ પ્રમાણે ત્રણ વરસ સુધી તપશ્ચર્યા કર્યા પછી ત્વષ્ટૃપુત્રના ઉપર શંકર પ્રસન્ન થયા.

तस्मादेवहिलिंगाच्च प्रादुर्भूयभवोऽब्रवीत् ॥ वरंवरतेत्वाष्ट्र दृढभक्त्याऽनयातव ॥ प्रसन्नोऽस्मिभृशंबाल गुर्वर्थकृतमानसः ॥ गुरुणागुरुपत्न्याच गुर्वपत्यद्वयेनच ॥ ७२ ॥ यथार्थितं तथाकर्तुं ते सामर्थ्यं भविष्यति ॥ अन्यान्वरांश्चतेदद्यां त्वाष्ट्रतुष्टस्त्वदर्चया ॥ ७३ ॥ तान्शृणुष्व महाभाग लिंगस्यास्याद्भुतश्रियः ॥ त्वंसुवर्णादिधातूनां दारूणां दृषदामपि ॥ ७४ ॥ मणीनामपिरत्नानां पुष्पाणामपिवाससां ॥ कर्पूरादि सुगंधानां द्रव्याणामप्ययामपि॥७५॥कंदमूलफलानांच द्रव्याणामधिसत्वचां॥ सर्वेषांवस्तुजातानां कर्तुकर्मप्रवेत्स्यसि ॥ ७६ ॥ यस्ययस्यरुचिर्यत्र सप्तदेवालयादिषु ॥ तस्यतस्यहि तुष्टयैत्वं तथाकर्तुंप्रवेत्स्यसि ॥ ७७ ॥ सर्वनेपथ्यरचनां सर्वरूपस्यसंस्कृतीः ॥ सर्वाणिशिल्पकर्माणि तौर्यत्रिकमथापिच ॥ ७८ ॥ सर्वज्ञास्यसितत्कर्तुं द्वितीयइवपद्मभूः ॥ नानाविधानियंत्राणि नानायुधविधानकं ॥७९॥ जलाशयानांरचना सुदुर्गरचनास्तथा॥ तादृक्कर्तुं पुरावेत्सि यादृङ्नान्योऽधियास्यति ॥ ८० ॥ कलाजातंहिसर्वंत्वमवयास्यासिमेवरात् ॥ सर्वेंद्रजालकीविद्या त्वदधीनाभविष्यति ॥ ८१ ॥ सर्वकर्मसुकौशल्यं सर्वबुद्धिवरिष्ठता ॥ सर्वेषांचमनोवृत्तिं त्वंज्ञास्यसि वरान्मम ॥ ८२ ॥ किंबहुत्वेनयत्स्वर्गे यत्पाताले यदत्रच ॥ अतिलोकोत्तरंकर्म तत्सर्ववेत्स्यामस्वय ॥ ८३ ॥ विश्वेषांविश्वकर्माणि विश्वेषुभुवनेषुच ॥ यतोज्ञास्यसित्वमतोनाम विश्वकर्मेतितेऽनघ॥८४॥ अपरःकोवरोदेयस्तवतं प्रार्थयस्वभो ॥ तवादेयं नमेकिंचिल्लिंगार्चनरतस्यहि ॥ ८५ ॥ अन्यत्रापिहियोलिंगं समार्चयतिसन्मतिः ॥ तस्यापि वांच्छितंदेय किंपुनर्योऽभिकाशिकां ॥ ८६ ॥

અર્થ:—તે વિશ્વકર્માએ સ્થાપન કરેલાં લિંગમાંથી શંકરે પ્રગટ થઈને વિશ્વકર્માને કહ્યું, "હે ત્વષ્ટૃપુત્ર ! તારી નિસ્સીમ ભકિત જોઈને હું પ્રસન્ન થયો છું. માટે વર માગ. તેં ગુરૂના મનોરથ પૂર્ણ કરવા માટે મારી આરાધના કરી. તેથી ગુરૂપત્નીએ અને ગુરૂનાં બે અપત્યોએ જે જે માગ્યું છે તે તે કરી દેવાનું સામર્થ્ય તારામાં આવશે. હે મહાભાગ વિશ્વકર્મા ! હું તારી આ અદ્ભુત ઐશ્વર્યવાન લિંગપૂજાથી અત્યંત સંતુષ્ટ થયો છું. તેથી તને આ સિવાય બીજો એક વર દઉં છું તે સાંભળ. તું સુવર્ણાદિ ધાતુઓની મૂર્તિઓ, અલંકાર, ઈત્યાદિ વસ્તુઓ નિર્માણ કરીશ, તેમજ કાષ્ઠ, પાષાણ, રત્ન, મોતી પુષ્પો, વસ્ત્રો, કપુર વગેરે સુગંધી દ્રવ્યો, શુષ્ક પદાર્થો, કંદ, મૂલ, ફળ ઈત્યાદિ સર્વ વસ્તુમાત્રનું કલાકૌશલ્ય તને પ્રાપ્ત થશે, જે જે દેવોને જે જે વસ્તુઓ પ્રિય હશે તે તે દેવોને તે તે વસ્તુઓ અને સપ્તભુવનાદિક પણ તું નિર્માણ કરી દઈને સંતુષ્ટ કરીશ. સર્વ પ્રકા-

રના મંડપાદિકની રચના, સર્વ પ્રાણિમાત્રના રૂપની પ્રતિમા [ આએકુબ તસબીરો અને પુતળાં ] સર્વ પ્રકારનાં શિલ્પકાર્યો, નૃત્ય, ગાયન અને વાદ્ય આ બધામાં તું પ્રવીણ થઇશ. એટલુંજ નહીં પણ સર્વ સૃષ્ટિ નિર્માણ કરવા માટે તું એક સાક્ષાત્ બીજો આદિ બ્રહ્માજ થઇશ. નાનાપ્રકારનાં શિંશુમારાદિ યંત્રો, સુદર્શન, ત્રિશૂલાદિ નાનાપ્રકારનાં આયુધો, માનસ સરોવરાદિક જલાશયોની રચના, દુર્ગરચના એટલે કિલ્લા બાંધવા, ઇત્યાદિ કલાકૌશલ્યનાં કામ તું એટલા કંઇ અપ્રતિમ કરીશ કે તેવાં કામ બીજો કોઇપણ મહાપુરુષ સુધ્ધાં કરી નહીં શકે. મારા વરપ્રસાદને લીધે બધી વિદ્યાઓ, બધી કલાઓ અને બધી ઐંદ્રજાલિક કલ્પિતઓ સુધ્ધાં તને હસ્તગત થશે. મારા વરથી તું સર્વ કલાકૌશલ્યમાં નિષ્ણાત થઇશ. સર્વ દેવોમાં બુદ્ધિમાન નીપજીશ. અને સર્વના મનોરથ જાણનારો થઇશ વધારે શું કહું ? પણ સ્વર્ગમાં, પાતાળમાં, કિંવા મૃત્યુલોકમાં પણ જે કલાકૌશલ્ય નથી, ત્રૈલોક્યમાં પણ દુર્લભ એવું શિલ્પકૌશલ્ય તને અવગત થશે. હે નિર્મલ વિશ્વકર્મન્! વિશ્વભૂવનના [ સર્વ ભૂવનનાં ] વિશ્વનાં વિશ્વ [ સર્વ ] કર્મો તું જાણતો થઇશ તેથી તારૂં નામ વિશ્વકર્મા એવું પ્રસિદ્ધ થશે. આ વર તો તેં ન માગતાં મેં તને આપ્યા. હવે બીજો કયો વર જોઇએ તે છે કહે. તને લિંગાર્ચનતત્પરને હું ના આપું એવું મારી પાસે કંઇ નથી. મારૂં બધું ઐશ્વર્ય તને આપી દીધું. તેં સ્થાપન કરેલા આ લિંગને [ મને ] વિશ્વકર્મેશ્વર એવું નામ પ્રાપ્ત થયું, આ વિશ્વકર્મેશ્વર નામક મારાં લિંગની પૂજા કરનારો અન્યત્ર દેશમાં હોય તો પણ તેની વાંચ્છિત કામના પૂર્ણ થશે. તો પછી હંમેશાં કાશીમાં રહેનારા પૂજકોની સર્વ કામનાઓ તો પૂર્ણ થશેજ થશે. " આ પ્રમાણે વિષ્ણુને અને બ્રહ્મદેવને પણ ઐશ્વર્ય કાશીવિશ્વેશ્વરના " અનુગ્રહથીજ પ્રાપ્ત થયું. " **सृष्टेः करणसामर्थ्यं सृष्टेर्दक्षाप्रवीणता ॥ विधिनाविष्णुनाचापि विश्वेशानुग्रहात्परात् ॥ का०"** અસ્તુ, આ પુર્વોક્ત સ્કંદપુરાણોક્તિ ઉપરથી સ્પષ્ટ છે કે સુવર્ણાલંકારાદિ સર્વ શિલ્પકર્મોનો અધિપતિ જે વિશ્વકર્મા તે જો ત્વષ્ટાપ્રજાપતિનો પુત્ર છે તો તે બ્રાહ્મણ હોવો જોઇએ એ ખુલ્લુંજ છે. કેમકે,

### ४४ त्वष्टा प्रजापति ए उच्च प्रतिनो ब्राह्मण हतो.

भारत उद्योगपर्व–त्वष्टाप्रजापतिर्ह्यासीद्देवश्रेष्ठोमहातपाः। सपुत्रंवैत्रिशिरसामिंद्रद्रोहात्किलाऽसृजत् ॥ २ ॥

આ ભારતોક્તિઉપરથી ત્વષ્ટા એ પ્રજાપતિ હોઇ તે એક શ્રેષ્ઠ દેવ અને ' **महातपाः** ' આ પદઉપરથી તે સર્વ શ્રેષ્ટ બ્રાહ્મણ પણ હતો. કારણ, ત્વષ્ટાપ્રજાપતિનો અવતાર ભૃગુકુલમાં થયો એનું પ્રમાણઃ—

वायुपुराण अध्याय ४–भार्ये भृगोरप्रतिमे उत्तमेऽभिजनेशुभे ॥ हिरण्यकशिपोः कन्या दिव्यानामपरिश्रुता॥ पुलोम्नश्चापि पौलोमी दुहिता वरवार्णिनी॥ भृगोस्त्वजनयद्दिव्या काव्यंवेदविदांवरं ॥ देवासुराणामाचार्यं शुक्रं कविसुत ग्रहं ॥ ७४॥ पितृणांमानसी कन्या सोमपानांयशस्विनी ॥ शुक्रस्य भार्यागौ नाम विजज्ञे चतुरःसुतान् ॥ ७५ ॥ ब्राह्मणतेजसायुक्ताः सजातो ब्रह्मवित्तमः ॥तस्यामेवतुचत्वारः पुत्राः शुक्रस्य जज्ञिरे ॥ ७६ ॥ त्वष्टावरूत्रीद्वावेतौ शंडामर्कौचताबुभौ॥ ते तदादित्य संकाशा ब्रह्मकल्पाः प्रभावतः ॥ ७७ ॥

---

१ आ ठेकाणे " त्वष्टारूपाणि विकरोति । त्वष्टारूपाणिपिंशतु । त्वष्टारूपाणामधिपतिः " इत्यादि श्रुतिनुं अनुसंधान छे. एटले आ श्रुति विश्वकर्मापर छे एवी " सर्वरूपस्य संस्कर्ता । सर्वाणि शिल्पकर्माणि " आ स्मृतिओ साक्षी द छे. ( पृष्ट ५३ श्लोक ७८ जुओ. )

ભૃગુ ઋષિને દિવ્યા નામની હિરણ્યકશ્યપુની કન્યા અને પૈલોમી નામની પુલોમાની કન્યા આવી બે ઉત્તમ કુલીન અને અપ્રતિમ સ્ત્રીઓ હતી. એમાંની દિવ્યા નામક સ્ત્રીથી ભૃગુઋષિને શુક્રાચાર્ય નામનો પુત્ર થયો. તે વેદવેત્તાઓમા શ્રેષ્ઠ હોઇ દેવોનો અને દૈત્યોનો ગુરૂ હતો. સોમપ નામક પિતૃઓની અંગી નામની એક માનસિક કન્યા હતી. તેજ આગળ જતા શુક્રાચાર્યની પત્ની થઇ. તેનાથી શુક્રાચાર્યને સૂર્યશા તેજસ્વી અને બ્રહ્મકલ્પસુધી ચિરંજીવ એવા ચાર પુત્ર થયા તેમનાં નામઃ—ત્વષ્ટા, વરૂત્રી શંડ અને અમર્ક. આ ચારમાં ત્વષ્ટા બ્રહ્મતેજથી વિશેષ યુકત હોવાથી તે બ્રહ્મવિત્તમ-[.ને વિષે પરબ્રહ્મસિવાય બીજી ભાવનાજ નથી એવો-] થયો. આ ઉપરથી ભાર્ગવના પુત્ર ત્વષ્ટા પ્રજાપતિ બ્રાહ્મણજ હતો એ સ્હેજે સમજાય છે.

### ४५. देवपुरोहित विश्वरूप ए विश्वकर्मानो बंधु छे.

वायुपु० अध्याय ४—त्रिशिरा विश्वरूपस्तु त्वष्टुः पुत्रोऽभवन्महान्॥ विश्वरूपानुजश्चापि विश्वकर्मा प्रजापतिः ॥ ८५ ॥

ત્વષ્ટા પ્રજાપતિને ત્રિમુખ વિશ્વરૂપ અને વિશ્વકર્મા આવા બે પુત્ર થયા. આ વાયુપુરાણોકત વાકયની અને "विश्वकर्मा भवत्पूर्वं ब्रह्मणस्त्वपरातनुः ॥ त्वष्टुःप्रजापते पुत्रोनिपुणः सर्व कर्मसु ॥" આ સ્કંદ પુરાણોકિતની એક વાકયતા છે.

આ ઉપરથી ભૃગુ ઋષિના પુત્રપૌત્ર ત્વષ્ટા વિશ્વકર્મા એ બ્રહ્મમૂર્તિ નારાયણનાજ સ્વરૂપ ભેદ છે. પૂર્વોકત સ્કંદ અને વાયુ પુરાણોકિત ઉપરથી આ પિતાપુત્રના સગપણ ભિન્ન ભિન્ન નામવાળા લાગે છે તોપણ [ भ वार्थे लुक् ] આ અપત્યાધિકારમાંનાં વાર્તિક ઉપરથી त्वष्टनामास 'लुक' પ્રત્યય થઇને વિશ્વકર્માનેજ ત્વષ્ટા કહે છે. ભાષ્યકારોએ તો શ્રુત્યર્થમા એમ કહ્યું છે કે મંત્રમાં જે જે ઠેકાણે ત્વષ્ટા આ નામ આવે તે તે ઠેકાણે વિશ્વકર્માજ સમજવો. પ્રમાણઃ—

## ऋग्वेद अ० २३।७।३—अभिप्रियं यत्पुरोळा शमर्वता त्वष्टेदेनं सौश्रवसाय जिन्वति ॥

भाष्य—(यद्यस्मात् कारणात्) सौश्रवसाय ( सुश्रवस्त्वाय सुकीर्तये ) त्वष्टा । इत् नाम विश्वकर्मैव । एनमेतमजमर्वता ( अश्वेन सहेति ).

આ મંત્રમાનો "इत्" આ અવધારણાર્થક અવ્યય હોવાથી ત્વષ્ટા એટલે વિશ્વકર્માજ સમજવો.

### ४६. त्वष्टा विश्वकर्मा ए महाकुलोत्पन्न छे.

ત્વષ્ટા એટલે વિશ્વકર્મા, તે જ શિલ્પકર્તા હોઇને સર્વ બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ અને મહાન્ કુલીન છે. એ વિષે પ્રમાણઃ—

## ऋग्वेद अ० १।१।२४।१ ननिंदिमचमसंयोमहाकुलोऽग्नेभ्रात द्रुण इद्भूतिमूदिम ॥ १ ॥

भाष्यं—हे अग्ने भ्रातः भ्रातृवद्भागार्हैः भ्राता यथा बलात् स्वकीयभाग स्वीकरोति तद्वत् समानरूपमाश्रित्य बलाच्चमसपानाय प्रवृत्त इति भ्रातस्त्युक्तम् । हे तादृशाग्ने चमसं ननिंदिम । अभिकः कर्माणक हविष्पानमकृत्वा चमस न दूषयामः ॥ णिद कुत्सायां । छंदसि वेत्ति वक्तव्य मितिद्विर्वचनाभावः ॥ अदूष्यत्वे कारणमाह । यच्चमसो महाकुलः महाकुलोत्पन्नः त्वष्ट्रा निर्मितत्वात् । वक्ष्यतिच

त्वष्टाप्रास्वंतन्यानज इति अतः कारणात् द्रुणो विकारे प्रकृतिशब्दः । ततश्च हस्येतन्छब्दः । इन्छन्दोऽवधारणे दार्वविकारचमसस्य भूर्ति प्राप्ति मृदम । भ्रूमः । विदेस्त्वांदशे क्रिटवचित्स्वपीति सम्प्रसारण । क्तादिनियमादिट् ॥ इति ॥

અર્થ:—એક યજ્ઞમાં ઋભુ નામક ત્રણ દેવ સોમપાન કરવા માટે બેઠા હતા ત્યાં દેવોએ મોકલેલા અગ્નિએ આવીને પોતાનું રૂપ બદલીને ઋભુ જેવોજ થઈને તે ત્રણેમાં ભાઈ પ્રમાણે બલાત્કારથી સોમપાનમાટે બેઠો. તે અગ્નિને ઋભુએ કહ્યું, "હે બંધુવત્ અગ્ને! તું એક વધારે આવ્યો તેથી અમે સોમપાન કરવાનું રહિત કરીને ચમસને દૂષણ લાગે એવી વાત નહીં કરીએ. ચમસને દૂષણ ન લાગવા દેવાનું કારણ, આ ચમસપાલ મોટા કુળમાં ઉત્પન્ન થએલું છે. એટલે મહાકુળશ્રેષ્ઠ એવો જે ભગવાન્ વિશ્વકર્મા તેણે પોતે પોતાને હાથે તે તૈયાર કર્યું છે; તેથી અમે દૂષણ ન દેતાં ઉલટું કાષ્ટમય ચમસ મળશે તો સુધ્ધાં અમે અમારૂં ભાગ્યજ સમજશું."

આ પુર્વોક્ત શ્રુતિઉપરથી "शिल्पंस्तवे क्रियायोगे" આ કોશોક્તિથી સ્રૂક્, સ્રૂવ, ચરૂસ્થાલી, ચમસ, આજ્યપાત્રાદિ કાષ્ટમય, ધાતુમય, યજ્ઞપાત્રાદિ સર્વ શિલ્પનાકર્તા જે ત્વષ્ટા-વિશ્વકર્મા એનું કુલ શ્રેષ્ઠ [બ્રહ્મર્ષિ] છે અર્થાત્ દેવ, બ્રાહ્મણ સંબંધી સ્વર્ણાદિ શિલ્પ. કર્તા વિશ્વબ્રાહ્મણોસુધ્ધાં શ્રેષ્ઠકુલોત્પન્નજ છે.

### ४७. त्वष्टा विश्वकर्मा ए प्रजापति छे.

## यजुर्वेद अष्टक ५ प्रपा० १ अनु० ११ पं० ३-४—त्वष्टावीरं देवकामं जजान त्वष्टुरर्वा जायत आशुरश्वः । त्वष्टेदं विश्वं भुवनं जजान बहोः कर्तारमिह यक्षिहोतः ॥ १ ॥

भाष्यं—त्वष्टा (त्वष्टृनामको देवः) देवकाम (देवान् कामयमानं) वीरं (कर्मसु शूरं) पुत्रं जजान (उत्पादयामास स त्वष्टुः सकाशात् अर्वा ' गमनकुशलः ) आशु (शीघ्रगामी) अश्वः जजान (जनयामास) हे होतः बहोः (बहुलस्य जगतः) कर्तारं (स्रष्टार) इह (अस्मिन् कर्मणि) यक्षि (यज)।

ત્વષ્ટા નામક દેવે દેવોને જે જે જોઈએ તે તે પુરૂં પાડે એવા સર્વ કામમાં નિષ્ણાત એવા પુત્ર નિર્માણ કર્યા. તેજ પ્રમાણે તે ત્વષ્ટાથી એક અત્યંત વેગવાન્ એવો અશ્વ પણ ઉત્પન્ન થયો. એટલુંજ નહીં પણ ત્વષ્ટા પ્રજાપતિએ સર્વ જગત્ પણ ઉત્પન્ન કર્યું. માટે હે યજ્ઞકર્તા! તે ત્વષ્ટાનું તું યજન કર. આજપ્રમાણે ત્વષ્ટા પ્રજાપતિને દેવોએ પિતા કહ્યા છે. એનું પ્રમાણ:—

## ऋ०१०।६४।१०—शृणोतुनस्त्वष्टा देवेभिर्जनिभिः पिता वचः॥

## काण्वसंहिता अध्याय १५ अनु. ४—त्वष्टुः प्रजानां प्रथमंजनित्रमग्नेमाहि ँसीः परमेव्योमन् ॥

माधवीय भाष्य—त्वष्टुः प्रजापतेः सकाशादुत्पद्यमानानामश्वं प्रथमं जनित्रं प्रधानत्वेनोत्पन्नमिति ॥ *

ઇત્યાદિ અનેક શ્રુતિસ્મૃત્યાદિ પ્રમાણોઉપરથી ત્વષ્ટા વિશ્વકર્મા એ પ્રજાપતિ છે.

### ४८. त्वष्टा विश्वकर्मा अने तेनी संतति सोमयज्ञ करनारी हती.

ત્વષ્ટા વિશ્વકર્મા અને તેની સંતતિ સોમયજ્ઞ કરનારા હોઈ રથ, શસ્ત્રાસ્ત્રો, અલંકારાદિ, શિલ્પકર્તા પણ હતા. એ સંબંધેની શ્રુતિઓ:—

**य० १।४।२७।१।१२-१५ सजूर्देवेनत्वष्ट्रासोमंपिबस्वाहा ।**

भाष्यं—हे पत्नीवन्नग्ने त्वष्ट्रादेवेनसजूः सह सोमंपिबस्वाहा स्वाहुतमस्तु ॥

અર્થ:–સોમયજ્ઞમાં પાત્નીવદ્દેવતાક ગ્રહ લઈને એક પ્રજાપશુકામ યજમાન કહે છે –હે પત્નીવન્ અગ્ને ! તું ત્વષ્ટાદેવસહિત સોમપ્રાશન કર. આમાં ત્વષ્ટાનામક દેવસહિત કહેવાનું કારણ—

**यजुर्वेद अ० ६ प्रपाठक ५ अ० ८ सजूर्देवेनत्वष्ट्रासोमंपिबेत्याह त्वष्टावैपशूनांमिथुनानांरूपकृद्रूपमेवपशुषुदधाति ॥**

આ શ્રુતિનો ભાવાર્થ પાત્નીવત્ અગ્નિનાં યજનથી પત્નીસૌખ્ય છે; પરંતુ તેનાવિષે ઉત્પદ્યમાન ગર્ભનાં રૂપો [ શિલ્પાખ્ય અવયવો ] સ્પષ્ટ અને પુષ્ટ કરવાં, આ કામ રૂપાધિપતિ ત્વષ્ટાખ્ય વિશ્વકર્માનું છે; તેથી પ્રજાકામ યજમાન પાત્નીવત અગ્નિને ત્વષ્ટાદેવસહિત સોમપાન કર એમ કહે છે. આવાજ અભિપ્રાયની બીજી શ્રુતિઓ:—

**काण्वसं०८।६अग्नेवाक्पत्नि सजूर्देवेन त्वष्ट्रासोमंपिबस्वाहा ॥**

भाष्यं—हे वाक् ( वागभिमानिनि हे पत्नी ) पत्नीवनग्ने त्वष्टादेवेन सजूः [ समानप्रीतिः ] ससोमंपिबस्वाहा [ सुहुतमस्तु ].

**ऋग्वेद अ० १।२।५।४–त्वष्टारं सोमपीतये ।**

**ऐतरेयब्रा. पं.६ खं. १०अ० २ त्वष्टारंसोमपीतयइतींद्रोवैत्वष्टातदैंद्रं रूपंतेनैंद्रंप्रीणाति ॥**

### ४९. वृत्रासुरवध कथा अने वज्र निर्माण प्रकार.

**यजुर्वेद अ० २ प्र० ४ अनु १२ प.१-२ प्रपा.५ अनु.२ प.१–त्वष्टा हत पुत्रोवींद्रंसोममाहरत् । तस्मिन्निंद्र उपहव मैच्छत तन्नोपाह्वयत पुत्रमेऽवधीरिति सयज्ञवेशसंकृत्वाप्रासहासोमंमपिबत् ॥**

भाष्यं—विश्वरूपनामस्त्वष्टुः पुत्रस्य । इंद्रेणकृतोवधः । सचहतपुत्रस्त्वष्टाकोपात् इंद्ररहितं सोमयागं कर्तुमुद्यतः । तस्मिन् यागे मामाह्वयत्येवमिंद्रोऽब्रवीत् । सतुत्वष्टा तंपुत्रमेऽवधीरित्यवदत् । तमिंद्रंनोपाह्वयत । सचेंद्रोयज्ञस्य विघातंकृत्वा बलात्कारेण सोमंपीतवान् ॥

અર્થ:–વિશ્વરૂપ નામક ત્વષ્ટાનો પુત્ર દેવોનો પુરોહિત હોઇ ઇંદ્રે તેનો વધ[1] કરવાથી ત્વષ્ટા કોપાયમાન થઈને ઇંદ્રને અળગો રાખીને તેણે સોમયજ્ઞનો આરંભ કર્યો. એટલે ઇંદ્ર બોલ્યો, " મને આ યજ્ઞમાં આવ્હાન કર. " ત્વષ્ટા બોલ્યો, " તેં મારા પુત્રને એટલે

---

१ आ कथा भागवत स्कंध ५ अध्याय ६–७मों छे. त्वष्टृपुत्र विश्वरूपनो इन्द्रे वध करवाथी ए इन्द्रने ब्रह्महत्या लागीने ते इन्द्रपदथी भ्रष्ट थयो हतो. एने प्रमाणः–" श्रुति यजु० अष्ट. २ प ५ अ १ प. २ स्योजाल्मिना ब्रह्महत्यामुपागृण्हात्तां संवत्सरमबिभस्तंभूतान्यभ्यक्रोशन्ब्रह्महन्निति ॥ अर्थात् त्वष्टृब्रह्मना वंशज ए ब्राह्मण छे.

વિશ્વકને માર્યો છે તેથી હું તને આ યજ્ઞમાં બોલાવતો નથી." એટલે ઈંદ્રે તેના યજ્ઞમાંનો સોમરસ બલાત્કારથી પ્રાશન કર્યો. તેથી ઈંદ્રનો વધ કરવાનાં હેતુથી ત્વષ્ટ્રપ્રજાએ એક નવોજ પુરૂષ ઉત્પન્ન કર્યો. તે નીચે પ્રમાણે:—

**श्रुति–तस्ययदत्यशिष्यत तत्त्वष्टाहवनीय मुपप्रावर्तय-त्स्वाहेंद्रशत्रुर्वर्धस्वेतिसयावदूर्ध्वः पराविध्यतितावतिस्वयमेव व्यरमत यदिवातावत्प्रवण मासीद्यदिवा तावदध्यग्नेरासी त्ससंभवन्नग्नीषोमावभिसमभवत् ॥**

અર્થ:—( વિદ્યારણ્ય સ્વામિનાં ભાષ્યઉપરથી ) ઈંદ્ર સોમરસ પ્રાશન કરતો હતો ત્યારે થોડોક ભાગ બાકી રહ્યો હતો તે લઈને ત્વષ્ટા ઈંદ્રનો નાશ કરવાના હેતુથી આહવનીય અગ્નિપાસે ગયો અને વિધિયુકત અગ્નિને પ્રજ્વલિત કરીને તેણે હોમની શરૂવાત કરી અને "स्वाहेंद्र शत्रुर्वर्धस्व" આવો મંત્ર બોલ્યો. તેનો ભાવાર્થ, "હે અગ્ને ! આ હવનથી ઈંદ્રને મારે એવો એક પુરૂષ ઉત્પન્ન કરીને તેનો વિકાસ કર." આ પ્રમાણે મંત્ર બોલતાંની સાથેજ તે અગ્નિ ઉર્ધ્વજ્વાલારૂપ થઇને ઈંદ્રનો પરાભવ કરવા માટે જ્યાં તૈયાર થાય છે ત્યાં તો તે અગ્નિ પોતેજ ઓલવાઈ ગયો અને તેની જ્વાલાઓ શાન્ત થઈ ગઇ. એનું કારણ–પુર્વોકત મંત્રમાંના સ્વરનો ઉચ્ચાર ખોટો થયો તે આ પ્રમાણે–ઈંદ્રનો શત્રુ [ ઘાત કરનારો ] થા, આવા ઉદ્દેશથી મંત્રમાનો ઈંદ્રશત્રુ શબ્દ તત્પુરૂષ સમાસાર્થે અંતોદાત્ત [ इन्द्रशत्रुः ] એવો હોવો જોઇતો હતો પણ તેમ ન ઉચ્ચારતાં ભૂલથી મંત્રમા ( इंद्रशत्रुः ) એવા આદ્યુદાત્ત ઉચ્ચાર થઇ ગયો, તેથી 'बहुव्रीहौप्रकृत्या पूर्वपदं ૬।૨।૧" આ પાણિનીસૂત્રાનુસાર બહુવ્રીહિ સમાસાર્થે એટલે ઈંદ્ર છે જેનો શત્રુ–ઘાતક–એવો ઉલટો અર્થ થયો, આ મંત્રગત વાકયનો સ્વર[1] ભુલવાના અપરાધને લીધે યજમાનની કાર્યસિદ્ધિ ન થતાં વિરુદ્ધ ફલ પ્રાપ્ત થાય છે, એ સૂચિત કરવા માટે અગ્નિએ પુરૂષરૂપ ધારણ કરીને હોમાંગાર અને સર્વ સોમાદિ હવિષ્યો પોતાનાં મુખમા નાખીને તે બંન્નેનાં દેખતા કરકર દાત ચાવ્યા. તે પુરુષને વૃત્ર એવું નામ પ્રાપ્ત થયું; કેમકે.—

**सईषुमात्रमिषुमात्रांविष्वङ्ङ्वर्धत सइमाँल्लोकानवृणोद्यदिमाँ-ल्लोकानवृणोत्त द्वृत्रस्य वृत्रत्वं ॥**

અર્થ:—( ભાષ્યઉપરથી ) તે અગ્નિમાંથી ઉત્પન્ન થએલો પુરુષ બાણ જેટલું આઘે જાય છે, તેટલું દરરોજ સર્વ દિશાએ ચાલવા લાગ્યો. તેથી કેટલાક દિવસે તેના શરીરથી ત્રૈલોકય વ્યાપી ગયું તેથી તેનું 'વૃત્ર' આવું નામ પડયું. પછી તે વૃત્રના વધમાટે ત્વષ્ટાએ વજ્ર નિર્માણ કર્યું તેને વિષે નીચેની શ્રુતિ:—

" भाष्ये—अथास्य वृत्रस्य वधाय साधन भूतस्य वज्रस्योत्पत्तिं दर्शयति—"

**तस्मादिंद्रोऽबिभेदपित्वष्टा ॥ तस्मै त्वष्टा वज्रमसिंचत्त पोवैसवज्र आसीत्॥ तमुद्यंतुं नाशक्नोदथवैतर्हि विष्णुः ॥२॥**

---

[1] वैदिक लोको ए यथोक्त स्वरवर्णयुक्त वेदपठन करवा तरफ बहु ध्यान आपवुं, "[illegible] विस्वर व्याधिपीडितम् ॥"

અર્થ:—[ભાષ્ય ઉપરથી] તે સર્વ લોકવ્યાપક વૃત્રને જોઈ ઈંદ્ર ભયભીત થયો. ઈંદ્રને જે પ્રમાણે બીક લાગી તે પ્રમાણે ત્વષ્ટાને સુધ્ધાં બીક લાગી; વૃત્રે આખું ત્રૈલોક્ય વ્યાપી નાંખ્યું હોવાથી ઈંદ્રને અને ત્વષ્ટાને કયાંઇ પણ જગ્યા મળે નહીં; તેથી તે ત્વષ્ટાએ સુધ્ધાં વૃત્રને મારવાના હેતુથી ઈંદ્રની સાથે પાછું સખ્યત્વ કર્યું અને પોતાના શિલ્પ કૌશલ્યથી એક વજ્ર [હિરાનું શસ્ત્ર] તૈયાર કરીને તે પોતાના તપસ્તેજથી અભિમંત્રિત કરીને વૃત્રાસુરને મારવા માટે ઈંદ્રને સ્વાધીન કર્યું; પણ તે તપોભિમંત્રિત વજ્ર ઈંદ્રનાથી ઉંચકાયું નહીં. એટલે તેણે શ્રીવિષ્ણુની મદદ લઈને તે વજ્રથી વૃત્રાસુરનો વધ કર્યો. આ સામયાજી શિલ્પકર્તા ત્વષ્ટાએ વજ્ર નિર્માણ કર્યું. આ વિષે બીજી પણ એક શ્રુતિ છે. તે નીચે પ્રમાણે:—

**ऋ० १।४।२८।१ अस्माऽइदुत्वष्टा तक्षद्वज्रस्वपस्तमंस्वर्यं रणाय॥वृत्रस्यचिद्विदद्येनमर्मतुजन्नीशानस्तुजनाकियेधाः॥**

भाष्यं—शत्रुहिंसनकुशलतमं वज्रं त्वष्टा यन्निर्मितवान् तदिंद्रायैव निर्मितवान्। न त्वन्यस्मै देवाय। तेन वज्रेण च प्रहरन्निंद्रो वृत्रं जघानेति भाव: ॥

અર્થ:—શત્રુનો પરાભવ કરનારૂં જે વજ્ર ત્વષ્ટાએ નિર્માણ કર્યું હતું તે ઈંદ્રને માટેજ કર્યું હતું. બીજા કોઈપણ દેવને માટે કર્યું ન્હોતું. તેજ વજ્રવડે ઈંદ્રે વૃત્રને મારી નાંખ્યો.

આજ અભિપ્રાય દર્શાવતી બીજી શ્રુતિઓ:—

**ऋ० अ० १।२।३६।२—त्वष्टास्मै वज्रंस्वर्यं ततक्ष**

**तै० २।५ अ०४।१३।४—त्वष्टास्मैवज्रंस्वर्यंततक्ष**

माष्यं—त्वष्टा ( विश्वकर्मा ) अस्मै ( इंद्राय ) स्वर्यं ( स्वर्गायहितं ) वज्रं ततक्ष ( तीक्ष्णीकृतवान् )।

અર્થ:—વિશ્વકર્માએ ઈંદ્રને માટે સ્વર્ગલોકને હિતાવહ અથવા નિર્ઘોષ કરનારૂં પ્રખર વજ્ર નિર્માણ કર્યું. બીજી શ્રુતિ:—

**ऋ०८।१।५।३—मह्यं त्वष्टा वज्रमतक्षदायसं।**

**भागवत स्कंध ६ अध्याय ५—दध्यङ्ङाथर्वणस्त्वष्ट्रेवर्गामेयंमदा:मकं ॥ विश्वरूपाय यत्प्रादात्त्वष्टायत्त्वमधास्ततः ॥ ५३ ॥ युष्मभ्यं याचितोऽर्थिभ्यां धर्मज्ञोऽगानि दास्यति ॥ ततस्तैरायुधश्रेष्ठो विश्वकर्मविनिर्मितः ॥ ५४ ॥**

અર્થ:—ભગવાન્ કહે છે, "ઈંદ્ર। આ નારાયણકવચ અથર્વણ ઋષિના પુત્ર દધીચિ ઋષિએ ત્વષ્ટા પ્રજાપતિને કહ્યું. ત્વષ્ટા પ્રજાપતિએ વિશ્વરૂપને કહ્યું. અને વિશ્વરૂપે તને કહ્યું. માટે તે નારાયણકવચના જપથી જેનાં શરીરમાંનાં અસ્થિ [હાડકાં] હિરાનાં થઈ ગયા છે તે દધીચિપાસે તમે શસ્ત્રને માટે અસ્થિ માગો. પણ તમારા મનમાં એમ આવશે કે જીવ તો બધાને વહાલો હોય છે. તેના કરતાં બીજું કંઈ કોઈને વહાલું નથી. માટે તે ઋષિ પોતાના અસ્થિ કેવી રીતે આપશે? પણ આ શંકા સુધ્ધાં મનમાં આણશો નહીં. દધીચિ ઋષિ એટલા જ્ઞાની છે કે, તેમનો દેહ જો કે તેજ:પુંજ છે તોપણ તેને તે નાશિવંત, કેવળ અસ્થિનો માળો [ફેંકી દેવાનીજ વસ્તુ] સમજે છે. અને તમે તો તેના શિષ્ય હોવાથી

તમારાપર તેનો અત્યંત પ્રેમ છે. માટે તે કંઇ તમને ના નહીં પાડે. પરોપકારજ તેનું મુખ્ય વ્રત છે. માટે તે પોતાનો દેહ તમને અત્યંત સંતોષથી આપશે. તેણે પોતાનો દેહ તમને અર્પણ કર્યો એટલે તેના દેહના હિરાના અસ્થિનું વિશ્વકર્મા એક ઉત્તમ 'વજ્ર' નામક તપોભિમંત્રિત આયુધ તૈયાર કરશે અને તે વજ્રથી ઇંદ્ર વૃત્રાસુરને મારશે. "मार्कं. ६ अ ५ अथेंद्रो वज्रमुद्यम्यानिर्मितं विश्वकर्मणा" ॥ ત્યારપછી વિશ્વકર્માએ તૈયાર કરેલું વજ્ર ઇંદ્રે ઉંચકીને વૃત્રને માર્યો.

### ५०. विश्वकर्मा देवयाज्ञिय पवित्र शिल्पकर्म करनारो छे.

હવે વિશ્વકર્મા દેવોને સોમપાત્રાદિ કરી આપનારો, વેદમંત્રોનો રક્ષણકર્તા, શિલ્પાધિપતિ હોઇ તેને બૃહસ્પતિ એવી સંજ્ઞા છે. આવાં કામ કરનારો અને સ્વર્દેવોનો શિલ્પિ જે પ્રમાણે વિશ્વકર્મા (ત્વષ્ટ્ર બ્રહ્મા) છે, તે પ્રમાણેજ ભૂદેવોનું (બ્રાહ્મણોનું) યજ્ઞાદિ પવિત્ર શિલ્પ કરવાને વિશ્વબ્રાહ્મણશિલ્પિજ જોઇએ. એ વિષે શ્રુતિઃ—

**ऋग्वेद अष्टक ८।१।१८।९—त्वष्टा माया वेदपसामपस्तमो बिभ्रत्पात्रा देवपानानि शंतमा ॥ शिशीते नूनंपरशुंस्वायसं येनवृश्चादेतशोब्रह्मणस्पतिः ॥ ९ ॥**

भाष्यं—अयं त्वष्टा देवशिल्पी मायाः । कर्म नामैतत् । कर्माणि पात्रनिर्माणविषयाणि । वेत् । वेत्ति । जानाति । सच त्वष्टा । अपमां शोभन कर्मवतां मध्येऽपस्तमोऽतिशयेन शोभनकर्मा देवपानानि । देवाः पिबंति येषु तानि पात्राणि सोमपात्राणि बिभ्रत् धारयन्वर्तत इति शेषः । स च त्वष्टा नूनमिदानीमग्नौ हविर्वहनायांगीकृतसांत स्वायसं शोभनायः सारभूतं परशुं शिशीते । तीक्ष्णयति । त्वष्टा पात्रसंपादनार्थं येन परशुनैतशएतशवर्णो ब्रह्मणस्पतिर्ब्रह्मणोमंत्रस्यपातापात्रादिसंपादनरूपस्यकर्मणः स्वामी वावृश्चात् वृश्चति ॥

અર્થઃ-યજ્ઞમાં સોમપાન કરવા માટે દેવો નીકળે એટલે રસ્તે જતાં જતાં એકબીજા એકાદા વિષયપર ચર્ચા કરતા જાય છે. એક વખત વિશ્વકર્માતરફ જોઇને તે બોલ્યા, "આ આપણો દેવશિલ્પિ ત્વષ્ટા યજ્ઞપાત્રાદિ કરવાનું કામ ઘણું ઉત્કૃષ્ટ જાણે છે. અને ત્વષ્ટા દેવશિલ્પિ ભૃગુ અંગિરાદિ સર્વ કુશલ શિલ્પિઓમાં અતિશય ઉત્કૃષ્ટ કામ કરનારો એવો આ જ છે. બધા દેવ જેમાં સોમપાન કરે છે. તે સોમપાત્રો એ હંમેશાં તૈયાર કરે છે. ફરૂકસ્રૂવાદિ યજ્ઞપાત્રો તૈયાર કરવામાં ત્વષ્ટા વિશ્વકર્મા એ બ્રાહ્મણ વર્ણનો હોઇ બ્રહ્મણસ્પતિ-વેદમંત્રોનો રક્ષણકર્તા-અને પાત્રાદિ તૈયાર કરવાનાં શિલ્પકર્મનો અધિપતિ છે. એ જે પરશુથી [ તાસણીથી ] યજ્ઞપાત્રો છોલે છે, તે સુંદર, ચકચકતી પોલાદી પરશુની ધાર એ વિશ્વકર્મા પોતે [ અગ્નિમાં હવિર્ધારા એક સરખી પડે એટલા માટે ] યજ્ઞપાત્રો છોલવા માટે ધાર કાઢીને તીક્ષ્ણ કરે છે.

### ५१. विश्वकर्माने ब्राह्मण अने यज्ञियशिल्पने ब्रह्मकर्म कह्युं छे.

ઉપલા મંત્રમાં વિશ્વકર્માને બ્રહ્મણસ્પતિ અને ઐતશ [બ્રાહ્મણ] કહ્યા છે, એ ધ્યાનમાં રાખવું. ઐતશ એટલે બ્રાહ્મણ; એનું પ્રમાણઃ—

---

१ ओ व्रश्चू छेदने इति धातोः ।

सिद्धांतकौमुदी कृदंत प्र० ३ पादे–इणस्तशन्तशसुनौ । एतशो ब्राह्मणः ।

शिवरामकृत उणादिकोशे–विप्रस्त्वेतशास्तथा ॥ १०३ ॥ एतशोऽपितशन्याद्यः ।

તેમજ બ્રહ્મણસ્પતિ શબ્દની વ્યાખ્યામાં પાત્રાદિ પવિત્ર શિલ્પકર્મને બ્રહ્મ કહ્યું છે. અને વેદોનું તેમજ શિલ્પકર્મોનું સમાનાધિકરણ્ય કહ્યું છે, એ પણ ધ્યાનમાં રાખવું. અને દેવયજ્ઞાદિસંબંધી પવિત્રશિલ્પ વિશ્વબ્રાહ્મણ હસ્તનિર્મિત જોઈએ તેથીજ મંત્રમાં યજ્ઞ-પાત્રાદિ શિલ્પકર્તા વિશ્વકર્મા એ બ્રાહ્મણ હોઈ તેને બ્રહ્મણસ્પતિ આવી સંજ્ઞા હોવાનું સૂચિત કર્યું છે. અર્થાત્ પૂર્વોક્ત " विराज्यंन विराजतितनास्मान्ब्रह्मणस्पतावराज-न्मिथंकुरु " આ સૂક્તમાં સુવર્ણાલંકાર ધારણ કરાવનાર, સુવર્ણશિલ્પકર્તા વિશ્વબ્રાહ્મણ શિલ્પિને વિશ્વકર્મા સમજીને તેને " ह ब्रह्मणस्पते " આવું સંબોધન આપ્યું છે. એનું કારણ સ્વર્ણકાષ્ટાદિના પાત્રાદિ શિલ્પકર્મને બ્રહ્મ એવું નામ છે. તે બ્રહ્મકર્મનો જે પતિ તે બ્રહ્મણસ્પતિ એટલે વિશ્વકર્મા અર્થાત્ દેવોનો પુરોહિત જાણવો. આ વિષે " ब्रह्मणस्पतिरेतासंकर्मारइवाधमत् " આ શ્રુતિ પહેલાં આવી ગઈ છે.

આ પૂર્વોક્ત પ્રમાણ ઉપરથી પહેલાં શિલ્પકર્તા બ્રહ્મર્ષિ હતા અને ભૃગ્વંગિર-સાદિ બ્રહ્મર્ષિના વંશના જે શિલ્પી હતા તે અત્યારે વિશ્વબ્રાહ્મણ રથકાર અપરપર્યાય નામ પંચાલ નામથી પ્રસિદ્ધ છે.

### ५२ विश्वकर्मा ए सर्वे देवोना तेज हरण करणारो छे

तैत्तिरीय अरण ३।१३।१–अद्भ्यः संभूतः पृथिव्यै रसा-च्चविश्वकर्मणः समवर्तताधि ॥ तस्यत्वष्टाविदधद्रूपमेति ॥ तत्पुरुषस्य विश्वमाजानमग्ने ॥ १ ॥ वेदाहमेतंपुरुषंमहांतं । आदित्यवर्णंतमसः परस्तात् ॥ तमेवंविद्वानमृतइहभवति। नान्यः पंथा विद्यतेऽयनाय ॥२॥ प्रजापतिश्चरतिगर्भेऽअंतः । अजायमानो बहुधाविजायते ॥ तस्यधीराः परिजानंतियोनिं मरीचीनांपदमिच्छंतिवेधसः॥३॥यो देवेभ्यआतपतियोदेवा-नांपुरोहितः॥ पूर्वोयोदेवेभ्योजातःनमोरुचायब्राह्मये ॥ ४ ॥

भाष्य–यस्त्वष्टा देवेभ्यः आतपति ( देवान् अभिव्याप्यतपति ) देवा आदित्याः मनुष्यादीन् भूचरानेव तपति तेषांतेजांहरंति । त्वष्टातु देवानामपि तेजोहरतीत्यर्थः । तथा च मंत्रांतरं—

त्वष्टादुहित्रेवहतुंकृणोतीतीदंविश्वंभुवनंसमेति । यमस्य-मातापर्युह्य मानामहो जायाविवस्वतोननाश ॥ १ ॥

भाष्यं–त्वष्टा ( विश्वकर्मा ) दुहित्रे ( दुहितुः प्रियार्थे ) वहतुं ( वहति–अहोरात्राणि निर्व-हतीति वहतुः सूर्यस्तं ) कृणोति ( हिनस्ति दारुवत्शात्यति कृशंकरोतीत्यर्थः ) इति ( अनेनप्रकारेण ) इदं ( सूर्यस्य त्वष्ट्रा शातनं कर्म ) विश्वभुवनं ( सर्वोलोकः ) समेति ( सम्यक् जानाति ) कदा–इद-मपूर्वत्याकांक्षायामाहयस्मिन् काले विवस्वतः ( सूर्यस्य ) जाया सैव यमस्य माता ( संज्ञानाम्नी )

ननाश ( आदर्शनं गतवती तदा कृणोतीति भूतेर्थेलट् कृहिंसायामित्यस्यरूपं । कुतोननाशेत्यत आह परीति–विवस्वत इति पुनः संबध्यते । कीदृशी यमस्य माता । विवस्वतो ( भानोः ) महो ( महत्तेजः पर्यूह्यमाना ( पारत्याजयंति ) हेतौ शानच् लट् सार्वधातुकत्वाद्धास्यानुदात्तत्वं । एवं हि पुराणेषूपाख्यायते । सौरंतजोऽसहमाना संज्ञा स्वप्रतिकृति सवर्णाख्यांयोगबलेन निर्मितां सूर्यसमीपेस्थापयित्वा । उत्तरेषुकुरुषु स्वयंवडवारूपेण संचचार । सवर्णातु संज्ञापुत्रं कस्मिंश्चिन्निमित्ते शशाप । तत् दृष्ट्वा सूर्ये इयं यमस्य माता नभवतीति विज्ञाय त्वष्टुगृहंगत्वा तत्संज्ञामपृच्छत् । सचतेनोक्तस्त्वत्तेजोऽसहमानासा उत्तरेषुकुरुषुवडवारूपेण संचरति त्वंचमया शातिततेजः सन् तामनुसरेति । सतथेत्युक्त्वा श्वशुरेण शाततः सन्स्वरूपेण तां गत्वाऽपयेमे । तस्यामश्विनौजनयामासेति ।

" तथाचोक्तं विष्णुपुराणे " शातनं तेजसोमेऽद्यक्रियतामितिभास्करः ॥ तंचाह-विश्वकर्माणं संज्ञायाः पितरं द्विजं ॥ १ ॥ संवत्सर भ्रमात्तस्य विश्वकर्मारवेस्ततः ॥ तेजसःशातनं चक्रे स्तूयमानस्य दैवतैः ॥

यादेवेभ्य आतपति ॥ सूर्यवादितरेषामपि तेजोहिनस्तीतिदर्शयति । देवेभ्य इतिबहुवचनेन यो देवानां पुरोहितः देवानां पुरोहितो बृहस्पतिर्विश्वकर्मैव तथा च मत्रांतरं—

वाचस्पतिं विश्वकर्माणमूतये । वाचस्पतिर्विश्वकर्माऽभूदिति । ब्रह्मणस्पतिरेतासंकर्मारइवाधमत् ॥

ब्रह्मणः वाचः वागेव ब्रह्म तस्याएव पतिस्तमाहुर्ब्रह्मणस्पतिरिति बृहदारण्यकदर्शनात् ॥ अतएव तत्पुत्रस्यापि देवपुरोहितत्वं श्रूयते ॥

तैत्तिरीयके । विश्वरूपोवैत्वाष्ट्रः पुरोहितोदेवानामासीत् ॥

विश्वानि बहूनिरूपाणियस्यासौ । विश्वरूपः त्रिभिः शिरोभिरुपेतत्वात् विश्वरूपत्वं विश्वरूपनायकः त्वाष्ट्रः ( त्वष्टुः पुत्रः ) सदेवानांपुरोहितः आसीत् । तस्मात् सिद्धमस्ति । विश्वकर्मानामपरमेश्वररूपभेदोरामकृष्णादिवदनंतैश्वर्यसंपन्नः । सर्वशिल्पकरस्त्वष्टा । बृहस्पतिरित्यादेशब्दैर्वेदेषुगीयमानः सर्वेषां देवानामाचार्य इति भाष्यकारः—

અર્થ–વિશ્વકર્મા એ સર્વ દેવોમાં અત્યંત તેજસ્વી છે. તે તમામ દેવોનાં તેજનું હરણ કરી શકે છે. દેવો મનુષ્યાદિ સર્વ ભૂલોકસ્થ ચરાચરનાં તેજો હરણ કરે છે. પરંતુ વિશ્વકર્મા એ દેવોનાએ તેજનું હરણ કરે છે.

## ५३. श्री सूर्यनारायण ए विश्वकर्माना जामाता छे.

આને અન્ય શ્રુતિનું પ્રમાણ " ऋग्वेद अ० ७ व २३ मं० त्वष्टा दुहित्रे " એનો અર્થ, ત્વષ્ટા એટલે વિશ્વકર્માએ પોતાની કન્યાના પ્રેમાસ્તવ પોતાના જમાઈ સૂર્યને છોલીને લાકડી જેવો ઝીણો કર્યો. આ કથાની બધાને ખબર છે. તેનું વિશેષ વર્ણન કરવાની જરૂર નથી. પણ આ બીના કયારે બની ? એવી શંકા થાય એટલા માટે કહે છે કે જે વેળાએ યમનાં માતુશ્રી એટલે સંજ્ઞા નામક સૂર્યની પત્ની સૂર્યથી નષ્ટ થઈ તે વખતે સૂર્યને છોલીને ન્હાનો કર્યો. આ અર્થે कृणोति बा लट् ( वर्तमान ) રૂપનો અર્થ ( अत्युत्तर છે તેથી ' ननौपृष्टप्रतिवचने ३।२।१२०' અને ' नन्वोर्विभाषा ३।२।१२१ ' આ સૂત્રઉપરથી ભૂતકાળે થાય છે. ) હવે તે સૂર્યની સ્ત્રી કયાં કારણથી નષ્ટ થઈ? ( આવા પ્રશ્નનું ઉત્તર–સૂર્યનું અત્યંત પ્રખર તેજ તેનાથી સહન ન થયું તેથી તે સૂર્યથી નષ્ટ થઈ. पर्यूह्यमाना = परि ( त्यागे )+ऊह ( वितर्के ) = पर्यूह આ સોપપદ આત્મનેપદી ધાતુને " दिवादिभ्यः श्यन् ३।१।६९ " આ સૂત્રથી સાર્વ ધાતુક ' य ' પ્રત્યય થઈને ' लक्षण हेत्वोः क्रियायाः ३।२।१२६

આ સૂત્રથી વર્તમાન કાલવાચક હેત્વાર્થશાનચ્ ( आन् ) પ્રત્યયયુક્ત થયેલા સ્ત્રીલિંગી પર્યુદ્ધમાના આ શબ્દનો અર્થ પરિત્યાગ ( કરતી જતી ) આવો પદશઃ જાણવો. "

પુરાણોમાં પણ આ કથા આવીજ છે. સૂર્યની પત્નિ સંજ્ઞાએ પોતાના પતિનું તેજ સહન ન થવાથી યોગબળે બરાબર પોતાનાંજ સ્વરૂપની સવર્ણા નામની એક સ્ત્રી નિર્માણ કરીને સૂર્યપાસે મૂકી અને પોતે ઉત્તર કુરૂક્ષેત્રમાં જઈને અશ્વિનીને રૂપે રહી. પછી સૂર્ય આગળ રાખેલી સવર્ણાએ સંજ્ઞાના યમ નામના પુત્રને કશાક નિમિત્તે શાપ દીધો. એ જોઈને સૂર્યે જાણ્યું કે આ કંઈ યમની માતા નથી. આ ધ્યાનમાં આવતાંજ તે વિશ્વકર્મા પાસે ગયો અને સંજ્ઞા કયાં છે? એમ પૂછ્યું. એટલે વિશ્વકર્માએ કહ્યું કે સંજ્ઞાને તારૂં તેજ સહન ન થવાથી તે ઉત્તર કુરૂક્ષેત્રમાં અશ્વિનીના રૂપે રહી છે. એટલા માટે તું મારી પાસેથી પોતાનું તેજ ઓછું કરાવી લે અને પછી તેની પાસે જા. આ સાંભળીને સૂર્યે પણ વિચાર કર્યો કે વિશ્વકર્મા એ દેવોનો આચાર્ય, જગદ્ગુરૂ અને મારો પોતાના સગો સાસરો. તેથી તેનું કહેવું માન્ય કરવું એજ ઠીક, એમ કહીને તેણે તેનું કહેવું માન્ય કર્યું. પછી વિશ્વકર્માએ પોતાનાં શિલ્પકૌશલ્યથી કૃષ્ટતેજ એટલે સૂર્યનું તેજ તાસીને કમી કર્યું. પછી તે સંજ્ઞાપાસે ગયો અને પ્રેમપૂર્વક તેણીને આલિંગન દીધું. તે વખતે તે અશ્વિનીરૂપ સંજ્ઞાને અશ્વિનીકુમાર નામના બે પુત્ર થયા. આ કથા વિષ્ણુપુરાણમાં સવિસ્તર છે. તેમાં સૂર્ય વિશ્વકર્માને કહે છે " તમે મારૂં તેજ આજને આજ કમી કરો." આ પ્રમાણે સંજ્ઞાનો પિતા જે વિશ્વકર્મા તેને કહ્યું. તેથીજ દેવોને પણ સ્તવન કરવાને યોગ્ય એવો જે સૂર્ય તેનું તેજ વિશ્વકર્મા દર વરસે કમી કરે છે. અસ્તુ. કહેવાનું કારણ કે " यांदेवभ्य आतपति " આ શ્રુતિઉપરથી વિશ્વકર્મા જે પ્રમાણે સૂર્યનું તેજ હરણ કરે છે તે પ્રમાણે સર્વ દેવોનું પણ હરણ કરે છે, એમ સમજવું. કેમકે મંત્રમાં " देवेभ्यः " આ પદ બહુવચનમાં છે. આ પ્રમાણે " योदेवेभ्य आतपति આ શ્રુતિથી વિશ્વકર્માનું શિલ્પકર્મ સામર્થ્ય વર્ણીને તે શિલ્પકર્તા:—

## ५४. विश्वकर्मा देवोना आचार्य छे.

આ વિષે નીચેની શ્રુતિ–' योदेवानां पुरोहितः " આ શ્રુતિનો અર્થ–વિશ્વકર્મા દેવોનો પુરોહિત છે. તેથી બૃહસ્પતિ એટલે વિશ્વકર્માજ જાણવો. આનું પ્રમાણ શ્રુતિ " वाचस्पतिर्विश्वकर्माऽभूत् " આ બૃહદારણ્યક શ્રુતિઉપરથી અને " ऋग्वेद अ० ८।३।१।२ ब्रह्मणस्पतिरेतासंकर्मारइवाधमत् । " આ પૂર્વોક્ત શ્રુતિઉપરથી અને " यजुर्वेद अ० ८।५।२।५ पदे ४८।५० वाचस्पतिं विश्वकर्माणमूतय " આજ શ્રુતિ " ऋग्वेद अ० ८।३।३० विश्वकर्मसूक्ते ऋक् ७ पाद १ वाचस्पतिंविश्वकर्माणमूतय । " તાત્પર્ય કે બ્રહ્મ એટલે સરસ્વતી વાગીશ્વરી તેનો જે પતિ તે વાચસ્પતિ ત્વષ્ટાવિશ્વકર્મા જાણવો. સરસ્વતી વાગીશ્વરી વિશ્વકર્મ સ્વરૂપિણી છે. એનું પ્રમાણ—" स्कंदपुराणे नागरखंडे अध्याय

---

१. वायुपुराण उत्तरभाग अध्याय २२—विवस्वानथतच्छ्रुत्वाक्रुद्धस्त्वष्टारमभ्यगात् ॥ त्वष्टातुतंथ न्यायमर्चयित्वाविभावसुं ॥ ६६ ॥ निर्दग्धुंकामंरोषेणसांत्वयामासवैशनैः ॥ तयातितेज सायुक्तमिदं-रूपंनशोभते ॥ ६७ ॥ असहंतीतुतत्संज्ञावनेचरतिशाद्वले ॥ द्रक्ष्यतेतांभवानद्यस्वां भार्यांशुभचारिणी॥६८ ※ * रूपंविवस्वतस्त्वासीत्तिर्यगूर्ध्वमधस्तथा ॥ ७० ॥ तेनासौपीडितोदेवोरूपेणतुदिवस्पतिः ॥ तस्मा-त्वष्टासचक्रेतुबहुमेनेमहातपाः ॥ ७१ ॥ अनुज्ञातस्ततस्त्वष्टारूपनिर्वर्तनायतु ॥ ततोभ्युपगमात्त्वष्टामा-र्तंडस्यविवस्वतः ॥ ७२ ॥ भ्रामिमारोप्यतत्तेजः शातयामासतस्यवै ॥ तत्तुनिर्भासितं तेजस्तेजसापह-तेनतु ॥ ७२ ॥ त्वष्टातुतेनरूपेणविष्णोः चक्रमकल्पयत् ॥ महाप्रतिहतंयुद्धेदानवप्रतिवारणे ॥ ८३ ॥

५ विश्वकर्मोपाख्याने ॥ त्वष्टारूपाणिसमनुजज्ञेत्वष्टृत्वरूपत्वक् ॥ त्वष्टा सर्वेश्वरूपेऽयंच त्वष्टृ रूपासरस्वती ॥ २३ ॥ " त्वष्टा विश्वકર્માએ શિલ્પાધિપતિ તરિકે શિલ્પ નિર્માણ કર્યું. વિશ્વકર્મા સ્વરૂપનો જ્ઞાતા હોવાથી સરસ્વતી નામ વાગીશ્વરી એ વિશ્વકર્મસ્વરૂપજ જાણવી. તેથીજ વિશ્વબ્રાહ્મણો વાગીશ્વરીની ઉપાસના કરે છે. એવંચ, વાચસ્પતિ, બ્રહ્મણસ્પતિ આ શબ્દોથી વ્યકત થનારો વિશ્વકર્મા એ દેવોનો આચાર્ય છે. આ પૂર્વોકત શ્રુતિને વળી બીજું પ્રમાણઃ—

वायुपुराण उत्तरभाग अध्याय २२–बृहस्पतेस्तुभगिनी वरस्त्री ब्रह्मचारिणी ॥ योगसिद्धाजगत्कृत्स्नमसक्ताचरतेसदा ॥ १५ ॥ प्रभासस्यतुसाभार्या वसूनामष्टमस्यतु ॥ विश्वकर्मा सुतस्तस्यांजातः शिल्पिप्रजापतिः ॥ १६ ॥ त्वष्टाविराजोरूपाणां धर्मपौत्र उदारधीः॥ कर्ताशिल्प सहस्राणां त्रिदशानांचवास्तुकृत् ॥ १७ ॥ यः सर्वेषां विमानानि देवतानांचकल्पह ॥ मानुषाश्चोपजीवंति यस्यशिल्प महात्मनः ॥ १८ ॥ देवाचार्यस्यमहतोधीमतोविश्वकर्मणः ॥ विश्वकर्मात्मजश्चैवविश्वकर्ममयः स्मृतः ॥१९॥ सरेणुरितिविख्यातास्वसातस्ययवीयसी॥त्वाष्ट्री सासवितुर्भार्यापुनः संज्ञेतिविश्रुता॥२०॥

અર્થ–બૃહસ્પતિની યોગસિદ્ધી નામની બ્હેન પ્રભાસ નામક આઠમા વસુની ધર્મપત્ની હતી. એને પેટે શિલ્પિ પ્રજાપતિ એવો વિશ્વકર્મા ઉત્પન્ન થયો. તેનેજ ત્વષ્ટા કહે છે. એ ધર્મ ઋષિનો પૌત્ર થયલો ત્વષ્ટા વિશ્વકર્મા સર્વ દેવોનો અધિપતિ હોઈ અનંતશિલ્પોનો કર્તા અને દેવોનાં દેવાલયો અને વિમાન કરનારો છે. એના શિલ્પવતીજ મૃત્યુ લોકમાં માનવો પોતાની ઉપજીવિકા ચલાવે છે. એ વિશ્વકર્મા બુદ્ધિમાન્ હોઈ મોટા મોટા દેવોનો ગુરૂ છે. એનો પુત્ર વિશ્વરૂપ મહા તપસ્વી અને કન્યા[2] ત્વાષ્ટ્રી [વિશ્વરૂપની મ્હોટી બ્હેન] સરેણુ નામની હતી તેજ સૂર્યની ધર્મપત્ની થઈ. સંજ્ઞા આ તેનુંજ નામ પ્રસિદ્ધ છે. આમાં પ્રભાવસુને પેટ વિશ્વકર્મા અવતર્યો તેથી વસુપુત્ર વિશ્વકર્મા " ऋ० अ० १।६।२६।५ श्रेष्ठोदेवानांवसुः " આ શ્રુતિઉપરથી અને " त्वष्टाप्रजापतिश्चासिद्देवश्रेष्ठो महातपाः " આ ભારત ઉદ્યોગપર્વોકત શ્રુતિઉપરથી અને " देवाचार्यस्य महतो धीमतोविश्वकर्मणः ॥ " આ ઉપરનાં વાયુપુરાણોકત વચનો ઉપરથી વિશ્વકર્મા દેવોનો પુરોહિત છે, તેમજઃ—

## ५५. विश्वकर्मानो पुत्र जे विश्वरुप ते पण देवोनो आचार्य छे

એનું પ્રમાણ શ્રુતિ " यजु० अ० २ पक्ष ५ अ० १ विश्वरूपोवैत्वाष्ट्रः पुरोहितो देवानामासीत् " આ શ્રુતિનો ભાવાર્થ–વિશ્વકર્માનો પુત્ર વિશ્વરૂપનામા દેવોનો પુરોહિત થયો હતો. આ ઉપરથી સિદ્ધ છે કે, રામકૃષ્ણાદિક એ જે પ્રમાણે વિષ્ણુનાજ સ્વરૂપભેદ છે તે પ્રમાણે અનંત ઐશ્વર્યવાન્ શિલ્પકર્મકર્તા વિશ્વકર્મા નામના પરમેશ્વરનાજ સ્વરૂપભેદ ત્વષ્ટા. બૃહસ્પતિ ઇત્યાદિ શબ્દોથી સર્વ વેદોમાં વર્ણેલો વિશ્વકર્મા સર્વ દેવોનો આચાર્ય છે. ભાષ્યકારોનો સિદ્ધાન્ત પણ આવોજ છે.

---

५ वागीश्वरा नामक पवित्र यज्ञकुंडमां विश्वकर्मसूक्त मंत्रवडे होम करे छे.

२ भागवतस्कंध ५ अ० १ अथच दुहितरं प्रजापतेर्विश्वकर्मण उपयेमे बर्हिष्मतीं नामतस्या मुह-व.द्ध आत्मजानात्मसमानशील गुणकर्मरूपवीर्योदारान्दशभावयांबभूवकन्यांचयवीयसींमूर्जस्वतींनाम ।

ॐ विराट् विश्वब्रह्मणे नमः ।

# विश्वब्रह्मकुलोत्सार.

## द्वितीय संग्रह.

## [ रथकाराधिकरण प्रकरण. ]

આમાં મુખ્યત્વે વાચસ્પતિ, વિશ્વકર્મકુલોત્પન્ન રથકાર પ્રકરણ, આંગિરસનું શિલ્પિત્વ અને સર્વ વાક્યોને અનુલક્ષીને અનુક્રમે વિશ્વબ્રાહ્મણોનું સમૂલ વર્ણન ઇત્યાદિ વિષયો છે.

### ૧. विश्वब्राह्मणोना अमरकोशमां ब्रह्मवर्गमां उल्लेख.

પ્રશ્નઃ—યજ્ઞ ને દેવસંબંધી શિલ્પકર્મ જો બ્રાહ્મણોની વૃત્તિ છે અને તે પવિત્ર શિલ્પના કર્તા જો વિશ્વબ્રાહ્મણ છે તો તેમનાં નામ અગર ઉલ્લેખ બ્રહ્મવર્ગમાં હોવાં જોઇએ તે કયાં છે એ બતાવો ?

ઉત્તરઃ—અમરકોશમાંના બ્રહ્મવર્ગમાં વિશ્વબ્રાહ્મણોને સ્થપતિ એવી સંજ્ઞા છે. પ્રમાણઃ—

अमरकोश ब्रह्मवर्ग—सर्गीष्पतीष्टयास्थपतिः ॥

અર્થઃ—બૃહસ્પતિ સંજ્ઞક ઇષ્ટિ—યજ્ઞ—કરનારાને સ્થપતિ કહે છે. બૃહસ્પતિ એટલે વિશ્વકર્મેષ્ટિજ; કેમકે "वाचस्पतिं विश्वकर्माणमूतये" અને "ब्रह्मणस्पतिरेता संकर्मार इवाधमत्" આ શ્રુતિનો ભાવાર્થ (ભાષ્યઉપરથી) વિશ્વકર્માજ બૃહસ્પતિ અને બૃહસ્પતિષ્ટિ કરનારો જે સ્થપતિ તેજ વિશ્વકર્મા છે. પ્રમાણ—" स्थपति विश्वकर्मास्यादि ति" "भागवते ३ स्कंधे-स्थपत्यंविश्वकर्मणास्त्र" स्थपतेः ) विश्वकर्मणाहृद ) स्थापत्य ॥ આ ઉપરથી સ્થપતિ સંજ્ઞા પણ વિશ્વકર્માનેજ છે. વિશ્વકર્મ બૃહસ્પતિના ઐક્યનું વળી બીજું પ્રમાણઃ—

श्रुति—यजु अष्ट० ६।४।१० सप्रथमः संकृतिर्विश्वकर्मासप्रथमोमित्रो वरुणोऽग्निः सप्रथमोबृहस्पतिं श्चिकित्वान् ॥

भाष्यांश—समीचीनाकृति निर्माणं यस्यासौ संकृतिः । तादृशो विश्वकर्मनामको देवोऽपि इंद्रएव.

અર્થઃ—ઉત્તમ છે કૃતિ એટલે નિર્માણ કર્મ જેનું, તે સંકૃતિ વિશ્વકર્મા, ૧ મિત્ર વરૂણ, અગ્નિ અને બૃહસ્પતિ એમને પણ દેવેંદ્ર એવી સંજ્ઞા છે. આ શ્રુતિએ વિશ્વકર્માને સંકૃતિ કહ્યો છે. અને એક પક્ષે સંકૃતિ એ અંગિરાઋષિનો પુત્ર હતો. એનું પ્રમાણ—" मत्स्यपुराण अध्याय १९५—आंगिराः संकृतश्चगौरवीतिस्तथैवच ॥ ३० ॥ અંગિરાઋષિનો પુત્ર સંકૃતિ તેનો પુત્ર ગૌરવીતિ એવા ત્રિપ્રવર થાય છે. આ ઉપરથી બૃહસ્પતિને વિશ્વકર્મા, સંકૃતિ આ પર્યાયનામો આપ્યાં છે.

### ૨ बृहस्पति शिल्पकार हता ए विषे.

હવે બૃહસ્પતીષ્ટિ એટલે વિશ્વકર્મેષ્ટિ કરનારાને શિલ્પવેત્તા બ્રાહ્મણ કહેવાને બૃહસ્પતિજ શિલ્પકર્મ કરનારો હોવો જોઇએ, એની શંકા થાય તો "सर्गीष्पतीष्टया-स्थपतिः" તેમાના સ્થપતિ આ તેનાં નામ ઉપરથી બૃહસ્પતિ શિલ્પકાર હતો એમ સ્પષ્ટ છે. કેમ કે:—

मेदिनी–क्षीबंतुलक्षणोपेतेस्थपतिः कंचुकेन्यपि ॥ जीवेष्टियाजके शिल्पिभेदेनास-त्तमेत्रिषु ॥ स्थपतिः शिल्पिभेदेऽपीतिनानार्थवर्गः ॥

આ પ્રમાણુ ઉપરથી કોઈ કહેશે કે, એક પ્રકારનાં શિલ્પવિશેષને પણ 'સ્થપતિ' એમ કહે છે. તે સ્થપતિ શબ્દનો સંબંધ વિશ્વબ્રાહ્મણશિલ્પિની સાથેજ છે એનું પ્રમાણ શું? એમ પૂછે તો, "स्थापत्यंचासृजद्ब्रह्मक्रमात्पूर्वादिभिर्मुखैः" (स्थापत्यंविश्वकर्मशास्त्रं) આ ભાગવતોક્તિઉપરથી સ્થપતિ એ વિશ્વકર્મવાચક પર્યાય નામ છે. તેથી "यस्कादिभ्यो गोत्रे" અને "अत्रि भृगु कुत्स वसिष्ठ गोतमांगिरोभ्यश्च २।४।६" पाणि० સૂત્રઉપરથી વિશ્વકર્મા ભૃગ્વાંગિરસ હોવાથી તેના બૃહસ્પતિ આ પર્યાયનામને લુક્ પ્રત્યય થઈને વિશ્વકર્મા અને તેની પુત્રપૌત્રાદિ સંતતિ, વિશ્વબ્રાહ્મણોને પણ સ્થપતિ સંજ્ઞા છે. સંકર રથકારાદિક શૂદ્રશિલ્પિ શૂદ્રવર્ગમાં ઘણા કહ્યા છે; તેમાં કોઈપણ જાતના સંકર શૂદ્રશિલ્પિભેદને અગર સર્વ શૂદ્રવર્ગને સુધ્ધાં સ્થપતિ શબ્દજ નથી. શૂદ્રવર્ગમાં શિલ્પિભેદવાચક સ્થપતિ શબ્દ નથી અને બ્રહ્મવર્ગમાં છે; તેથી અમરકોશકર્તાએ સુધ્ધાં "सगीष्पतीष्ट्या स्थपतिः" આ સંજ્ઞાથી વિશ્વકર્મસંતતીય શિલ્પિ એ બ્રાહ્મણ હોવાથી તેમનું નામ નામલિંગાનુશાસનાંતર્ગત બ્રહ્મવર્ગમાંજ આપ્યું છે.

## ३. बृहस्पतिसवयज्ञ अने वाजपेययज्ञनुं समानाधिकारण्यवर्णन.

પ્રશ્નઃ—[ सगीष्पतीष्ट्या स्थपतिः ] આ વાક્યમાં બ્રહ્મવર્ગમાં કોશકર્તાએ સ્થપતિ આ નામ કેવળ એક બૃહસ્પતિ સંજ્ઞક યજ્ઞ કરનારા બ્રાહ્મણોનેજ ઉદ્દેશીને આપ્યું છે, તેમાં રથકારોનો કિંવા રથકર્મનો સંબંધ જરાકે કહેલો નથી. પણ એ બૃહસ્પતિનામનો યજ્ઞ જો મૂળમાંજ રથસંબંધી છે અને તેથીજ શ્રેષ્ઠત્વ પ્રાપ્ત થાય છે, બૃહસ્પતિ એજ રથાદિ શિલ્પકર્તા છે, અને બૃહસ્પતિ જે પ્રમાણે આંગિરસ છે તે પ્રમાણે વિશ્વકર્માપણ આંગિરસ છે; આ ત્રણે વિષે જો પ્રમાણો મળે તો માત્ર [ सगीष्पतीष्ट्या स्थपतिः ] આ વાક્ય વિશ્વબ્રાહ્મણજાતિય રથકાર બ્રાહ્મણોના સંબંધનું છે, એ નિઃસંશય ઠરશે, પરંતુ બ્રાહ્મણજાતિમાં રથકાર છે કે?

ઉત્તરઃ—એટલા માટે બૃહસ્પતિ યજ્ઞ કયો? તેનો વિધિ કેવો છે? અને તે કયા કારણાસ્તવ કરવો પડે છે? એની આપણે શોધ કરીએ. "सर्गष्पतीष्ट्यास्थपति" એનાપર મહેશ્વરકૃત ટીકા "वाजपेयनेष्ट्या बृहस्पतिसवेनयजतेतितद्विधिः" એટલે વાજપેય નામક યજ્ઞ પ્રથમ બૃહસ્પતિએ કર્યો તેથી વાજપેય યજ્ઞનેજ બૃહસ્પતિસવ કહ્યો છે; એનું પ્રમાણઃ—

**तै० ब्राह्मण अ० १।३।६ योवाजपेयेनयजंतेबार्हस्पत्य एषचरुः॥**

અર્થઃ—જે વાજપેયનું હવન કરે છે, તે તેનું હવન બાર્હસ્પત્ય જાણવું.

## ४. बृहस्पतिसवयज्ञ अथवा वाजपेययज्ञ ए रथकर्मविषयकज छे.

**श्रुति–यजुर्वेद अष्टक १ प्र० ७ अ० ७ देवसवितःप्रसुवयज्ञंप्रसुवयज्ञपतिं भगायदिव्योगंधर्वः ॥ केतपूःकेतंनःपुनातुवाचस्पतिर्वाचंमद्यस्वदातिनः॥ इंद्रस्यवज्रोऽसिवार्त्रघ्नस्त्वयायंवृत्रंवध्यात् ॥ वाजस्यनुप्रसवेमातरंमहीमादितिंनामवचं**

साकरामहे । यस्यामिदंविश्वंभुवनमाविवेशतस्यांनोदेवःसंत्रिता धर्मसाविषत् । अप्सुः ॥ १ ॥

भाष्यम्—यजुर्वेद प्रथमाष्टके सप्तमप्रपाठके सप्तमानुवाके देवसावितः प्रसुवेत्यादिषु षट्सुवाजपेयविषया आध्वर्यमंत्रा उच्यते ॥ तत्र अस्मिन् सप्तमानुवाके रथविषया मंत्राः कथ्यंते ॥ तेषां वाजपेय मंत्राणां व्याख्यान ब्राह्मणग्रंथं प्रथमकांडे तृतीय प्रपाठके द्वितियमारभ्य नवमांतेष्वष्टस्वनुवाकेषु आम्नातं ॥ तत्र वाजपेयविधिर्ग्रहविधिः पशुविधिश्चायेषु त्रिष्वनुवाकेषुक्रमणाम्नाताः ॥ अनयोर्वाजपेय विषयोर्मंत्र ब्राह्मणयोरत्यंत विप्रकृष्टदेशवर्तित्वेन बुद्धि सान्निध्यभावाच्छ्रोतृणांप्रतिपत्तिसौकर्याय पूर्वोक्त दार्शिक सौमिक कांडवद्ब्राह्मणेन सहैव मंत्रा व्याख्यायंते । तस्यच ब्राह्मणस्य प्रथमानुवाके वाजपेयंविधातुं प्रस्तौति ॥

અર્થ:—યજુર્વેદ અષ્ટક ૧, પ્ર, ૧, અ. ૧ એમાં ' देवसवितः प्रसुव० ' ઈત્યાદિ વાજપેય યજ્ઞવિષયમાં અધ્વર્યુસંબંધે ૬ મંત્રોનું વ્યાખ્યાન કર્યું છે. તેમાં રથકર્મવિષયક વાજપેય મંત્રોનું વ્યાખ્યાન તૈ. બ્રાહ્મણના બીજા કાંડના ત્રીજા પ્રપાઠકમાં બીજા અનુવાકથી [ ૨।૩।૪। ।૫।૭।૮ અને ૯ ] મા અનુવાક સુધી કરેલું છે. એમાં ૨–૩ અને ૪ આ ત્રણ અનુવાકમાં વાજપેયવિધિ, ગ્રહવિધિ અને પશુવિધિ આ ત્રણ વિધિઓ અનુક્રમે વર્ણેલી છે. આ વાજપેય વિષયના મંત્ર અને બ્રાહ્મણનું અતિશય દૂરત્વ હોવાથી આ મંત્રના બ્રાહ્મણ અમુક; એમ સમજાતું નથી. તેથી યાજ્ઞિકોને વાજપેય મંત્રોનો અને તેમના બ્રાહ્મણોનો જલદી બોધ થવા માટે પૂર્વોક્ત દર્શસંબંધી અને સોમસંબંધી કાંડ પ્રમાણે ' देवसावितुःप्रसुव० ' આ રથવિષયક વાજપેય મંત્રની તેના બ્રાહ્મણસહિત વ્યાખ્યા કરે છે. આ વાજપેયસંબંધી બ્રાહ્મણના પ્રથમાનુવાકમાં શરૂઆતમાં વાજપેયવિધાનની પ્રસ્તાવના પણ આપેલી છે.

ઉપરના ભાષ્યકારોના કહેવા ઉપરથી આ બાબત સ્પષ્ટ જણાશે કે બૃહસ્પતિનામનો જે વાજપેય યજ્ઞ કરે છે તે દેવરથ તૈયાર કરવા માટે જ હોય છે. એટલે પહેલાં આ યજ્ઞ દેવ, બ્રાહ્મણ અને ક્ષત્રિય એ વિશેષ કરીને અશ્વ અને શસ્ત્રાસ્ત્રોસહ રથ ઉત્પન્ન કરવા માટે જ કરતા. આ વાત નીચેના મંત્રઉપરથી પણ સ્પષ્ટ સમજાશે.

### ૫. बृहस्पतिए वाजपेययज्ञ करवानुं कारण.

હવે આ દિવ્ય રથકર્મવિષયક વાજપેયયજ્ઞ શરૂઆતમાં બૃહસ્પતિએ કરવાનું કારણ શું થયું તે ' देवसवितः प्रसुव '—આ વાજપેયમંત્રની બ્રાહ્મણોક્ત પ્રસ્તાવનાઉપરથી જુઓ.

तैत्तिरीय ब्राह्मण. अ० १ प्र० ३ अनु० २ देवावैयथादर्शयज्ञानाहरंत । योऽग्निष्टोमायउक्थ्यं । योऽतिरात्रं । तेसहैवसर्वेवाजपेयमपश्यन्ते । अन्योन्यस्मैनातिष्ठंत अहमनेनयजामेति । तेऽब्रुवन् । आजिमस्यधावामेति ॥ १ ॥ तास्मिन्नाजिमधावन् ॥ तंबृहस्पतिरुदजयत् ॥ तेनायजत । सस्वाराज्यमगच्छत् ॥ तमिन्द्रोऽब्रवीत् ॥ मामनेनयाजयेति ।

## तेनेंद्रमयाजयत्। सोऽग्रंदेवतांनांपर्यैत्। अगंच्छत्स्वाराज्यम्॥ अतिष्ठंतास्मैज्यैष्ठयाय।

અર્થ:—( ભાષ્યઉપરથી ) પહેલાં દેવો, કોઇ અગ્નિષ્ટોમ, કોઇ ઉકથયજ્ઞ, કોઇ અતિરાત્ર, એવા નાનાપ્રકારના યજ્ઞ પોતાની મરજીમુજબ કરતા. આગળ જતાં વાજપેયયજ્ઞ કરવાથી અશ્વ અને શસ્ત્રાસ્ત્રોસહવર્તમાન દિવ્ય અને વિજયી રથ પ્રાપ્ત થાય છે. એ વાત ધ્યાનમાં આવતાં જ પ્રત્યેક દેવ કહેવા લાગ્યો કે, હું જ સૌથી પહેલાં વાજપેયયજ્ઞ કરીશ. એમ બધા દેવો કહેવા લાગવાથી બધા વચ્ચે મોટો તંટો થયો. અને જે કોઇ પહેલાં કરવા જાય તેનાઉપર બધા દેવ તૂટી પડે એવો પ્રસંગ આવ્યો. માંહોમાંહે એવો કલહ ન થાય એટલા માટે બધા દેવોએ એકત્ર થઇને વિચાર કર્યો; તે એવો કે, ઔદુંબરના વૃક્ષની એક ડાળ તોડીને તે એક ઠેકાણે સરહદ તારેકે ખોડી રાખી, અને એમ ઠરાવ્યું કે, એક વિવક્ષિત સ્થળેથી સર્વે દેવોએ દોડતા નીકળવું અને જે કોઇ પ્રથમ તે ડાળીને અડે, તે જ દેવોનો અધિપતિ, એમ સમજીને તેણે પ્રથમ વાજપેયયજ્ઞ કરવો. આ ઠરાવ બધાંને માન્ય થયો. અને તે પ્રમાણે બૃહસ્પતિસહવર્તમાન બધા દેવોએ નિમેલા ઠેકાણેની દોડવા માંડ્યું; તેમાં બૃહસ્પતિએ સૌથી આગળ દોડી જઇને તેણેજ પ્રથમ તે ઔદુંબરની ડાળીને સ્પર્શ કર્યો. તે ઉપરથી તેણે વાજપેયયજ્ઞનો આરંભ પ્રથમ કર્યો. અને તેણે અશ્વસહિત દિવ્ય રથની અનુકુળતા કરી લઇને બીજા બધા દેવોના પહેલાં આજીને જીત્યો. આ પ્રમાણે આ રથવિષયક વાજપેયયજ્ઞ સૌથી પહેલાં કરીને બૃહસ્પતિ સર્વ દેવોનો અધિપતિ થયો. એટલે ઇન્દ્રે તે બૃહસ્પતિને પુરોહિત કરીને તેની પ્રાર્થના કરી કે, " હે ગુરો! આપ કૃપા કરીને આ વાજપેય યજ્ઞ મારે હાથે કરાવો. " તે ઉપરથી બૃહસ્પતિએ તે જ વાજપેય યજ્ઞ ઇંદ્રને હાથે કરાવ્યો. એટલે તેને પણ તેવોજ દિવ્યરથ પ્રાપ્ત થયો. તેથી સર્વ દેવો પણ ઇંદ્રને પોતાનો રાજા માનવા લાગ્યા. આ ઉપરથી બ્રાહ્મણોનું આધિપત્ય બૃહસ્પતિને અને દેવોનું અધિપત્ય ઇંદ્રને મળ્યુ. તે આ રથવિષયક વાજપેયયજ્ઞને લીધે મળ્યું. આ યજ્ઞ પ્રથમ બૃહસ્પતિએ ક્યો, તેથી તેને ' બૃહસ્પતિસવ ' એવું બીજું પણ એક પર્યાય નામ છે. અને આ યજ્ઞ રથસંબંધે હોવાનું ભાષ્યકારોએ ઉપર જણાવ્યું જ છે.

### ६. वेदोक्त मंत्रथी रथ तैयार करवानी कृति.

હવે આ યજ્ઞવડે શિલ્પજન્ય રથ કેવી રીતે તૈયાર કરે છે, એ વિષે સવિસ્તર માહિતી જોઇતી હોય તો યજુર્વેદ અષ્ટક ૧, પ્રપાઠક ૩ અનુવાક ૨ થી ૯ સુધી શ્રુતિ અને તેના ઉપરનું ભાષ્ય જોવું. એટલે રથનાં પૈડા, ધરી, દાંડા, રજ્જુ, અશ્વ, વગેરેની સમંજક રથ નિર્માણ કરવાની કૃતિ કહેલી છે, તેના ઉપરથી બધું સમજાશે. ઉદાહરણાર્થ સંક્ષેપરૂપે કેટલાંક પ્રમાણ આપું છું.

पूर्वोक्तः—श्रुति–देवसवितः प्रसुव यज्ञं० ॥ केतपूः केतनः पुनातुवाचस्प० ॥

भाष्यं–" केतान् पुनाति प्राणिनांविज्ञानानि शोधयति । सोऽस्माकं केतं वाजपेय विज्ञानं पुनातु शोधयतु ॥

અર્થ:—વાજપેય યજ્ઞ એ રથવિષયક જ હોવાથી શિલ્પરૂપ જ છે. તેથી યજ્ઞની શરૂઆતમાં પુરોહિત એટલે " હે સૂર્ય ! સ્વર્ગભવગંધર્વ, સર્વ પ્રાણીઓના વિજ્ઞાનને

१ केत अेटले गृहमूर्ति इत्यादि शिल्प ( शब्दरत्नाकर ) २ विज्ञानं शिल्पशास्त्रयोः ॥ ( अमरकोशः )

–શિલ્પને–પવિત્ર કરનારો છે. તેથી તે આ વાજપેયવિજ્ઞાનને–વાજપેયસંબંધી રથને–પવિત્ર કરો. તેમજ વાચસ્પતિ અમારા વાજપેય મંત્રની વાણીને પણ શુદ્ધ કરો.

### ૭. वाजपेययज्ञ अने अश्वमेधयज्ञ शिल्पवेदानुबंधी ज छे.

કેમકે. આ યજ્ઞની અને અથર્વણુ શિલ્પવેદની ઉત્પત્તિ બ્રહ્મદેવનાં ઉત્તરમુખમાંથી થઇ છે. પ્રમાણુ:—

भा० स्कंध० ३ अ० १२–षोडश्युक्थौपूर्ववक्त्रात्पुराष्याग्निष्टुतावथ ॥ आप्तोर्यामातिरात्रौचवाजपेयंच गोसवम् ॥

અર્થ:—પૂર્વમુખમાંથી ષોડશી અને ઉકથ, દક્ષિણમુખમાંથી ચયન અને અગ્નિષ્ટોમ, પશ્ચિમમુખમાંથી આપ્તોર્યામ અને અતિરાત્ર, ઉત્તરમુખમાંથી વાજપેય અને અશ્વમેધ ઉત્પન્ન થયા. તેમજ "भा० स्कंध० ३–ऋग्यजुःसामाथर्वाख्यान्वेदान्पूर्वादिभिर्मुखैः ॥ स्थापत्यंचासृजद्वेदंक्रमात्पूर्वादिभिर्मुखैः" ॥ આ પ્રમાણઉપરથી અથર્વણુવેદ અને વિશ્વકર્મણુ શિલ્પવેદ પણ ઉત્તરમુખમાંથી ઉત્પન્ન થયા. માટે અથર્વણુવેદ, સ્થાપત્ય શિલ્પવેદ, અને વાજપેય અશ્વમેધનું એક ઉત્તરમુખજ છે. અને શ્રુતિ પણ "विश्वकर्तावआदित्यैरुत्तरतउपदधनाम्" અથર્વણુવેદના સ્થાપત્ય નામક ઉપવેદનો કર્તા સ્થપતિ વિશ્વકર્માજ છે. બૃહસ્પતિ એ વિશ્વકર્માજ જાણવો.

### ૮. स्थपति आ नाम विश्वकर्माने अने बृहस्पतिने एकवाक्यताथी छे.

કારણ જે પ્રમાણે ભાગવતમાં અથર્વણુ વેદોપવેદનો કર્તા વિશ્વકર્મા છે, એમ કહ્યું છે તે જ પ્રમાણે તેનો કર્તા બૃહસ્પતિ છે, એમ પણ કહ્યું છે. પ્રમાણુ—

अमरकोश कांड १–अन्वीक्षिकी दंडनीतिस्तकाविद्यार्थशास्त्रयोः

महेश्वरी टीका—अन्वीक्षिकीत्येकतर्कविद्यायांगौतमादिप्रणीतायां ॥ दंडनीतिरित्येकंअर्थशास्त्रेबृहस्पत्यादिप्रणीते ।

આ ઉપરથી તો અર્થશાસ્ત્રસંજ્ઞક અથર્વણુવેદોપવેદનો કર્તા બૃહસ્પતિ છે. બૃહસ્પતિકૃત અર્થશાસ્ત્રનેજ શિલ્પવિદ્યાત્મક અથર્વણુવેદનો ઉપવેદ કહે છે. એનું પ્રમાણ:—

चरणव्यूहखंड ४–स्थापत्यवेदोऽर्थशास्त्रंविश्वकर्मादिशिल्पशास्त्रं अथर्ववेदस्योपवेदः ॥

બીજું પ્રમાણુ–"आथर्वणीश्रुति—'द्वेविद्येवेदितव्येहि' આ શ્રુતિની દ્યોતક સ્મૃતિ 'अग्निपुराण अ० १–द्वेब्रह्मणीवेदितव्येशब्दब्रह्मपरंचयत् ॥ द्वेविद्येवेदितव्येहि इतिचाथर्वणीश्रुतिः ॥" બંને બ્રહ્મ જાણવાં. એક શબ્દબ્રહ્મ અને બીજું પરબ્રહ્મ. શબ્દબ્રહ્મ એટલે "अग्नि पु० अ० १–ऋग्यजुः सामाथर्वाख्या वेदांगानि च षड्विध ॥ शिक्षा कल्पो व्याकरणं निरुक्तं ज्योतिषांगतिः ॥ छंदोभिधानंमीमांसा धर्मशास्त्रंपुराणकम् ॥ न्यायवैद्यक गांधर्वं धनुर्वेदोर्थशास्त्रकम् ॥" આ ઉપરથી પણ શિલ્પાત્મક અથર્વણુવેદોપવેદને અર્થશાસ્ત્ર કહે છે, તેથી સ્થાપત્ય શિલ્પશાસ્ત્ર અપરપર્યાય નામ અર્થશાસ્ત્રનો જે કર્તા તે જ રથવિષયક વાજપેય યજ્ઞનો કર્તા સ્થપતિ શબ્દવાચ્ય બૃહસ્પતિ શિલ્પિ છે; કેમકે બૃહસ્પતિ અથર્વાંગિરસ [ અથર્વા નામક અંગિરા ઋષિનો પુત્ર ] હોવાથી અને અથર્વણુ વેદને અથર્વાંગિરસો સંજ્ઞા હોવાથી બૃહસ્પતિ આથર્વણુ છે. અને અલબત્ "अथर्वणवेदस्योपवेदः शिल्पवेदः प्रकीर्तितः॥ तस्मादाथर्वणाः प्रोक्ताः सर्वेशिल्पिनएवच" આ શૈવાગમસ્મૃતિઉપરથી જેને અથર્વણુ સંજ્ઞા [ શિલ્પોપવેદ ] "सर्गास्पतीष्वथास्थपतिः" આ ઉપરથી સ્થપતિ [ શિલ્પિપર્યાય ] અને "वाचस्पतिंविश्वकर्माणमूतये" આ શ્રુતિઉપરથી વિશ્વકર્મા [ સર્વ શિલ્પકર્તા ] આવી સર્વ શિલ્પસંબંધી સંજ્ઞા છે,

તે બૃહસ્પતિ દેવરથાદિ શિલ્પકર્તા છે એ તેના વાજપેયયજ્ઞકર્મઉપરથી સ્પષ્ટ છે. કેમકે, વાજપેયયજ્ઞ રથકર્મસંબંધેજ છે. આ તેના વાજપેય નામઉપરથીજ સિદ્ધ છે. વાજ નામક દેવતાનું છે પેય એટલે પ્રાશનીય હવિ જેને ઠેકાણે તે વાજપેય યજ્ઞ છે.

९. वाज [ ऋभुदेव ] रथशिल्पना कर्ता होवाथी वाजपेययज्ञ रथविषयक छे.

વાજપેય એ ઋભુ, વિભ્વા, અને વાજ આ ત્રણ પ્રકારના સૌધન્વઋભુમાં કનિષ્ટ ઋભુનું નામ છે. જો કે ત્રણે પ્રકારના ઋભુ સર્વ શિલ્પ કરનારા છે તથાપિ પૂર્વોક્ત (पृष्ठ ४७ ओळ १७) માં " ऋभुक्षावाजो रथस्पति " આ શ્રુતિઉપરથી વાજદેવ રથ-શિલ્પનાજ કર્તા રથસ્પતિ હોવાથી વાજપેયયજ્ઞ રથશિલ્પવિષયક છે. હવે વાજ એટલે ઋભુદેવજ છે. એનું બીજું શ્રુતિ પ્રમાણઃ—

## ऋ० १।७ वर्ग ३२।४—ऋभून्वाजान्मरुतः सोमपीतये ॥

भाष्यांश—ऋभून्—विभ्वावाजयुक्तंऋभुं तथैववाजान्ऋभु विभ्वयुक्तंवाजमेतन्नामकं देवम् ॥

આ શ્રુતિઉપરથી વાજ એટલે ઋભુદેવ છે. આ વાજદેવ રથાદિ શિલ્પ કરનારા છે. આ ઉપરથી વાજપેયયજ્ઞ, ઋભુસંજ્ઞક વાજદેવતા સંબંધી હોવાથી તે રથવિષયક જ છે, એમાં સંશય નથી.

१०. वाजपेययज्ञना तृतियसवनमां ऋभुदेवतानुं प्राधान्यत्व.

पूर्वमीमांसा अ० ११ पाद ३—आर्भवेचारकादुक्थ्यासात्तिभ्यांतदनंतरः ॥ श्रुति-बाधस्तदातस्मात्तृतीयोविकृतित्वतः ॥

भाष्यकार—वाजपेये तृतीयसवनेप्रथमंआर्भवः पवमान इति ॥

આ મીમાંસા અને ભાષ્યકારોક્તિ ઉપરથી વાજપેય યજ્ઞમાં તૃતિયસવન હોમ કરતી વખતે ઋભુ દેવતાક પવમાનસોમ શરૂઆતમાં ગ્રહણ કર્યો છે. એટલે ઋભુ દેવતાઓને પહેલાં સોમ હવન કરે છે. આ વાજપેયયજ્ઞનો ઉપયોગ રથકર્મમાં કરવાનું કારણઃ—

११. वाजपेययज्ञमां सोमहविष्य होवाथी त्वष्टा पण वाजपेययज्ञकर्ता छे.

## तै० ब्रा० १।३।२—सोमोवैवाजपेयः । योवैसोमंवाजपेयं वेदीवाज्येवैनंपीत्वा भवति । आऽस्यवाजीजायते

અર્થઃ—સોમયજ્ઞ અને વાજપેયયજ્ઞ એમાં ભેદ નથી. તે બંને એકરૂપજ છે. કેમકે, વાજપેય યજ્ઞમાં પણ સોમજ હવિષ્ય છે. તેથી વાજપેયસંબંધી સોમાદિ હવિષ્ય જે પ્રાશન કરે છે. તે પોતેજ વાજી—મહાવીર્યવાન્ [ ચપલ અને બલિષ્ઠ ] એવો થાય છે. વળી આ વાજપેયયજ્ઞમાંથી એવ અત્યંત વેગવાન્ મોટો ઘોડો પ્રાપ્ત થાય છે. પછી તે ઘોડાને રથે જોડે છે. " તેથીજ બૃહસ્પતિ વાજપેયયજ્ઞ કરીને બલિષ્ઠ થયો અને રથ-નિર્માણ કરીને સર્વ દેવોના પણ પહેલાં તેણે આજીને જીતી લીધો. અને બધા દેવોનો ગુરૂ થયો." આ શ્રુતિઉપરથી સોમ અને વાજપેય એક જ હોવાથી સોમયજ્ઞનો કર્તા જે ત્વષ્ટા તેણે અશ્વથોત્પાદક વાજપેયયજ્ઞ પણ કર્યો એ સ્પષ્ટ છે. કેમકે, વાજપેયયજ્ઞ-માંથી જે પ્રમાણે ઘોડો ઉત્પન્ન થયો તેજ પ્રમાણે " त्वष्टुर्वाजयत आशुरश्वः " આ શ્રુતિ ઉપરથી ત્વષ્ટામાંથી પણ ઉત્તમ અશ્વ ઉત્પન્ન થયો એવી શ્રુતિ છે. અને વળી ત્વષ્ટા વિશ્વકર્મા વજ્ર નિર્માણકર્તા હોવાથી તે વાજપેયકર્તા દેવપુરોહિત છે. કેમકે રથને પણ વજ્ર એવી સંજ્ઞા છે.

१ ऋभु अने वाज बृहस्पतिना भात्रिजा छे.

"तै. इंद्रस्यवज्रोऽसिवार्त्रघ्नइतिरथमुपावहरतिविजित्यै"

અર્થઃ- આ શ્રુતિમાં રથના એક કાષ્ઠવિશેષની (દેવ કિંવા રાજા જેના ઉપરથી ચડીને રથમાં બેસે છે, તેની) સ્તુતિ છે.—" હે રથ ! શત્રુઘાત કરનારો જે ઈંદ્રનો વજ્ર તે તું જ છે." એમ કહીને રથી રથમાં બેસીને જય પામે છે. આ શ્રુતિઉપરથી અનેઃ—

तै, १।३।६ वज्रोवैरथः। वज्रेणैवदिशाऽभिजयति ॥

આ ઉપરથી ત્વષ્ટા પણ રથવિષયક વજ્રસંજ્ઞક વાજપેયયજ્ઞકર્તા હોવાથી ત્વષ્ટા અને બૃહસ્પતિનું સામાનાધિકરણ્ય છે.

१२. वाजपेययज्ञमाना रथविषयक मंत्र अने तेना प्रतीक.

तै.ब्रा.अ.१अ३अ.६—सप्तदशःप्रजापतिः। प्रजापतेराप्त्यै। अर्वासिसप्तिरसि। वाज्यसीत्याह। अग्निर्वाअर्वा। वायुःसप्तिः। आदित्योवाजी। एताभिरेवास्मैदेवताभिर्देवरथंयुनक्ति। प्रष्टिवाहिनंयुनक्ति। प्राष्टिवाहीवैदेवरथः। देवरथमेवास्मैयुनक्ति ॥

આ શ્રુતિમાં દેવોનો રથ વૈદિકમંત્રોથી તૈયાર કરવાનું વિધાન કહ્યું છે. આ સંબંધેઃ—

संग्रह श्लोकाः—इंद्रस्येमोऽत्रकर्मादाविंद्रस्यरथमाहरेत् ॥ वाजस्यवेदिमध्येतुमध्या-वर्तयतेरथम् ॥ अप्स्वश्वान्प्लावयेद्वायुर्युनक्तितुरगंरथे ॥ अपांतदश्वपृष्ठानिमार्ष्टिविष्णो-रथंव्रजेत् ॥ अंकौरथेमृशेत्पक्षावष्टौमंत्राइहोदिताः ॥

આ સંગ્રહશ્લોકમાં રથ વિષે-' इंद्रस्य०, वाजस्य०, अप्सु० वायु०, अपां० विष्णो०, अंकौ० '-ઇત્યાદિ ૮ મંત્રો છે. આ આઠ મંત્રોવડે અનુક્રમે રથસ્વીકાર, રથવેદી અને સ્થાપન કરીને પ્રદક્ષિણા ફેરવવી,૨ અશ્વ ધોવો, ૩ રથને જોડવો, અશ્વની પીઠ લુછી નાંખવી, ૪ રથમાં બેસવું ૬ અને રથના બંને પૈડાંને સ્પર્શ કરવો૭, ૮ આવાં આઠ કર્મો રથવિષયક કહેલા છે, વિસ્તારભયથી સભાષ્ય, સમંત્રક વર્ણન કરતો નથી. દેવરથને અશ્વ જોડવો અને અલંકૃત કરવો, એ વિષેના મંત્ર યજુર્વેદ અ. ૩ પન્ન ૯ અનુવાક ૪ માં છે. એ " चतुर्थश्वरथयोजनालंकारादयो विधीयंते " આ ભાષ્યોક્તિઉપરથી સ્પષ્ટ છે. તેમજ " केतुंकृण्वन्नकेतवे " આ મંત્રવડે રથને વિષે ધ્વજ સ્થાપન કરે છે. તેજ પ્રમાણે તૈત્તિરીય બ્રાહ્મણ અષ્ટક ૨ પ્રશ્ન ૭ અનુવાક ૮ એમાં ઓદનસવ નામક યજ્ઞમાં રાજાના રથારોહણના મંત્રો છે.

१३. रथकारब्राह्मणने वाजपेयादि यज्ञमंडपनां उत्तरद्वारे आचार्यत्व छे.

संग्रह श्लोकाः—अभीतिरथमभ्येतिह्यातिष्ठेत्वभिमंत्रणम् ॥ अंकौचक्रस्पृशेदातिनंत्र-येद्रथसंस्थितम् ॥ पंचाभिश्चैवमंत्रोक्ता अष्टौमंत्राः क्रमादमी ॥

अभिप्रेहिवीरयस्व । उग्रश्चेतासपत्नहा ॥

भाष्य—हे यजमान रथं अभिलक्ष्य प्रेहिप्रकर्षेण गच्छागत्वा च वीरयस्व ।

અર્થઃ-વિશ્વબ્રાહ્મણ રથકાર કહે છે, ' રાજા સાહેબ ! રથઉપર બરાબર ધ્યાન દ્યો-અને એમાં બેસીને પરાક્રમ કરો.' ૨ મંત્ર ' आतिष्ठ मित्रवर्धनः तुभ्यं देवाऽधि-ब्रुवन् ' આ મંત્રવડે રથકાર રાજાને ' રથમાં બેસો ' એમ કહે છે. ૩ જો મંત્ર ' अंकौ न्यंकावभितः आतिष्ठ वृत्रहन्रथं ' ઇત્યાદિ પાંચ મંત્રોવડે રથનાં પૈડાંને સ્પર્શ કરીને રાજા

રથમાં બેસે છે. ત્યાર પછી રથમાં બેઠેલા રાજાને તારા શત્રુઓનો પરાભવ થઈને તને વિજય પ્રાપ્ત થાય, એવા અર્થના મંત્રોથી અભિષેક કરે છે. યજુર્વેદ અષ્ટક ૧ પ્રશ્ન ૭ અ. ૭ માં રથવિષેના મંત્ર હોઈ અનુ. ૮ માં રથધાવનવિષે મંત્ર કહ્યા છે; તે નીચે પ્રમાણે:—

**यजु०१।७।७—देवस्याहꣳसवितुःप्रसवेबृहस्पतिनावाजजितावाजंजेषमित्याह। सवितृप्रसूत एवब्रह्मणावाजमुज्जयति॥**

આ યાજુષ મંત્રસંબંધે બ્રાહ્મણ “ चत्वाल रथचक्रंब्रह्मारोहति ” આ રથ ચાલુ કરતાં પહેલાં આ રથસંબંધી વાજપેય યજ્ઞકુંડની ઉત્તરે એક ખાડો ખોદીને તેને સારી રીતે લીંપવો અને તેમાં એક લાકડાનો દાંડો ઉભો કરવો. અને એ દાંડાને છેડે ઔદુંબરનું રથચક્ર મૂકીને તેનાપર બ્રહ્માએ બેસવું. હવે બ્રહ્મા એટલે કોણ ? તો યજ્ઞમંડપના ઉત્તરદ્વાર તરફનો અથર્વણવેદી ચોથો આચાર્ય—અર્થાત્ પંચાલ રથકારશિલ્પી[1] એમ સમજવું. પછી તે રથના પૈડાંપર બેઠેલા બ્રહ્માસહવર્તમાન તે પૈડું ફેરવીને તેની ત્રણ પ્રદક્ષિ ા કરવી. અને એ રથના પૈડાંપર બેઠેલા બ્રહ્માએ વાજપેયસંબંધી સામ એટલે રથાંતરસુકતનું સત્તરવખત પઠન કરવું. આટલું થયા પછી તે રથને પૈડાં બેસાડવાં. બાણ જોરથી છોડતાં તે જેટલે અંતરે જઈને પડે છે, તે અંતરને ‘ પ્રવ્યાધ ’ કહે છે. આવા સત્તર પ્રવ્યાધ સૂધીની લંબાઈપર એક ઔદુંબરની ડાળ રોપી રાખીને એક મર્યાદા કરવી. અને ત્યાં સુધી રાજાએ કિંવા બ્રાહ્મણોએ પ્રથમતઃ ઘોડાને ‘ वाज वाजे वतवाजि न ना० ’ આ મંત્રોવડે દેવભાતની પેજ પાઈને અને. પંચાલરથકારની આજ્ઞા લઈને તે તે રથ હાંકી જવો. આ ઉપરથી પૂર્વોકત રથવિષયક વાજપેય યજ્ઞવિધિઉપરથી સ્પષ્ટ સમજાશે કે, ‘ બૃહસ્પતિસવ ’ એવું જેને પર્યાય નામ છે તે યજ્ઞ રથાદિ વિષયકજ છે. અર્થાત બૃહસ્પતિને પણ શિલ્પરથકારપણાનું માન મલે છે. અને ‘ वाचस्पति विश्वकर्मण मूतये ’ આ શ્રુતિઉપરથી વિશ્વકર્મા એજ બૃહસ્પતિ છે. તેથી બૃહસ્પતિસવ કિંવા વાજપેયયજ્ઞ કરનારા સ્થપતિ એટલે વિશ્વબ્રાહ્મણ સમજવા.

## ૧૪. वागीश्वरी यज्ञकुंडनी उत्पत्ति.

तै० ब्रा० अ० १।२।३—वाग्वैवाजस्यप्रसवः । वाचꣳसारस्वत्या ।

આ શ્રુતિ ઉપરથી વાજપેયયજ્ઞજન્ય વાચસ્પતિની જે વાગ્દેવતા વાગીશ્વરી તેના વાગીશ્વરી દેવતાત્મક ( વાગીશ્વરી એટલે વાજનામના ઋભુ યજ્ઞરૂપ કુંડ ) (વિશ્વબ્રાહ્મણ શિલ્પને ઘરે રોજ હોય છે. વાસ્તવિક જોઈએ તો વાગીશ્વરી એ વાગ્દેવતાનું નામ છે. તે યજ્ઞસંબંધી અગ્નિકુંડને કેવી રીતે મલ્યું ? આ પ્રશ્ન ઉદ્ભવે છે તેનું કારણ “त्वष्टारूपा.णि-मनु० त्वाष्ट्रूपामरस्वती” પૃ. ૬૪ પં. ૧ આ ઉપરથી સરસ્વતી એ વિશ્વકર્મસ્વરૂપ હોઈ “ वाग्देवतामेवद्वनेप्रमन्ना ” આ અથર્વણરહસ્યોકિત ઉપરથી અને ‘मुखादिन्द्रश्चाग्निश्च” આ શ્રુતિ ઉપરથી અને તેને અનુસરનારી “ मुखादग्निः प्रजायत ॥ मुखमग्निरिति ॥ ” આ ભાગવતોકિત ઉપરથી સ્પષ્ટ છે કે વાગ્દેવતાનું તથા અગ્નિનું અધિષ્ઠાન અને

---

[1] अथर्वोऽङ्गिरसंतद्वीलरौद्रंतथैवच ॥ २८ ॥ तथापराजित.देवीसमन्वितं सरौद्रकम् ॥ तथैव-शांतिकाध्यायमथर्वाचोत्तरेजपेत् ॥ २९ ॥ मत्स्यपुराण अ. २६५ आ उपरथी उत्तरद्वार अथर्वण पंचाल क्षी.ईनचुं छे.

ઉત્પત્તિસ્થાન મુખજ[1] છે. કેમકે વાગ્દેવતાનો અને અગ્નિનો કાર્યકારણયોગ છે તે નીચે પ્રમાણે- શિક્ષા-'वेदांग-मनः कायाग्निमाहंति स प्रेरयति मारुतं ॥ मारुतस्तूरसिचरन्मंद्र जनयति स्वरम् ॥' બોલવાની ઈચ્છા કરનારો મનોવિકાર શરીરમાંના અગ્નિ ઉપર પ્રથમ આઘાત કરે છે, તે અગ્નિ વાયુના અંતર્ભાગમાં પ્રવેશ કરીને મંદસ્વર ઉત્પન્ન કરે છે. અને તે જિહ્વાદ્વારા સ્પષ્ટરૂપે બહાર પડે છે. તેથી સ્વર્ણાદિ શિલ્પકર્મનો અગ્નિકુંડ મુખના આકારનો હોઈ તેને વાગીશ્વરી કહે છે અને અગ્નિને જાતવેદા એવું નામ છે. [2]जातवेदस् 'जायते वेदसमुदायो यस्मात् स जातवेदाः' એટલે જેમાંથી [3]વાગ્દેવતાત્મક વેદસમુદાય ઉત્પન્ન થયો તે जातवेदाः [અગ્નિ] છે. અને 'ऋग्वेद अ १ अ०७ व ७ जातवेदसेसुनवाम०' આ [4]જાતવેદાગ્નિ દેવતાના મંત્રથીજ દેવીનું આવ્હાન કરે છે એનું કારણ અગ્નિની અને દેવીની એકાત્મતા છે તેથી વિશ્વકર્મસંતતીય પંચાલ રથકારોને જેમાં વાજઋભુદેવતાકહવન કરવો પડે છે તે વાજપેય અગ્નિકુંડ [વાગીશ્વરી] 'ऋ० अ० १ अ० १ व० ६ पावकानः सरस्वती वाजेभिर्वाजिनी वती ॥ यज्ञं वष्टुधियावसुः ॥ આ મંત્રવડે આવાહનીય સરસ્વતીનું સ્વરૂપ છે. કારણઃ—

पद्मावती सुवक्राच प्रबुद्धाच सरस्वती ॥ कुंडासना जगद्धात्री बुद्धमाता जिनेश्वरी ॥ १० ॥ मूलाधारा निराकारा वह्निकुंडकृतालया ॥ वायुकुंड सुखासीना निराधारा निराश्रया ॥ पांचाली कालिका बाला बालक्रीडा सनातनी ॥

આ રૂદ્રયામલોકત દેવીસહસ્રનામોકિતઉપરથી સ્પષ્ટ છે કે, જો દેવીનું આસન કિંવા અધિષ્ઠાન અગ્નિકુંડ છે તો શિલ્પસંબંધી અગ્નિકુંડને વાગીશ્વરી આ નામ ઉચિત છે; એ વિષે વિષયાંતરે ભાગવતનું પણ પ્રમાણ છે 'भा० स्कंध ३ अध्याय २६-(सांख्यविषय ब्रम्हांडोत्पत्ति) –' हिरण्मयादण्डकोशादुत्थाय सलिलेशयात् ॥ तमाविश्य महादेवो बहुधा निर्बिभेदखं ॥ ३ ॥ निरभिद्यतास्य प्रथमं मुखं वाणी ततोऽभवत् ॥ वाण्यां वन्हिरथोनासे प्राणोऽतोघ्राणएतयोः ॥ ५४ ॥' ભગવાન્કપિલ મુનિ કહે છે, "હે માતે! પરમાત્મા વિરાટ્ પુરૂષે સુવર્ણમય અંડકોશને એક છિદ્ર પાડયું. અને તે છિદ્રને પ્રથમ મુખ એવી સંજ્ઞા આપીને તે મુખમાંથી વાણી ઉત્પન્ન કરી. અને તે મુખમાંથી ઉત્પન્ન થએલી વાણીમાં અગ્નિ પ્રગટ થયો." આ ભાગવતોકિતપરથી વાંચકોને સ્પષ્ટ સમજાશે કે, આંગિરસ વિશ્વબ્રાહ્મણોનો વાગીશ્વરી નામક અગ્નિકુંડ સચ્છિદ્ર હિરણ્યમય અંડરૂપ અર્થાત્ [6]મુખાકૃતિ હોય છે અને તે વાગીશ્વરીના ઉપાસક વિશ્વબ્રાહ્મણોને 'ब्राह्मणोस्य मुखमासीत्' આ શ્રુતિપદઉપરથી મુખોદ્ગત બ્રાહ્મણ એવી સંજ્ઞા હોય એ બંને ઉચિત છે. હવે વાગીશ્વરી કુંડમાં અંગાર એટલે નિર્ધુમ અગ્નિ હોય છે. એનું કારણ વાગીશ્વરીયાજક જે બૃહસ્પતિ વિશ્વકર્મા, તેનો પિતા આંગિરસ એ અંગારામાંથી એટલે અગ્નિના ખોટાવરામાંથી થએલો છે. એનું પ્રમાણઃ—' मत्स्यपुराण अध्याय १९४-अंगारेष्वंगि-

---

१ ब्रम्हात्वेतान् सृजन् लोकान् महदाद्यान् महाद्युतीन् ॥ सृष्टोऽग्निर्मुखतः पूर्वं लोकानां हितकाम्यया. वृद्धगौतमस्मृति ॥

२ वेदशब्द अदंत छे तोपण ते ते समुदायार्थे तद्धितप्रत्यययुक्त वेदस् आवो पुल्लिंग शब्द सांत सर्व वेदार्थे थाय छे. आ कोशप्रसिद्ध छे.

३ देवींवाच मजनयंत देवास्ता० ऋ अ ६ अ. ७ व. ५ मं. १ ( देवाग्नितत्वात्मकाः )

४ जातवेदसे मारीचः कश्यपोऽग्निस्त्रिष्टुप् ॥ आ ठेकाणे जातवेदसे कश्यपे दुर्गात्रिष्टुप् आवो पाठ छे.

५ पूर्वे वागीश्वरीकुंड सुवर्णनो करता. अत्यारे तांबु किंवा मृतिकानो करे छे. 'कलौ पार्थिवमेवच.'

६ मुखाकृतिनां उपलक्षणो अत्यार जे ते [drawing] किंवा [drawing] आवां जाणवां. 'अग्निर्वै देवानां मुखं'

राजातोह्यर्चिभ्योऽङ्गिरास्तथैव च ॥ मरीचिभ्यो मरीचिस्तु ततो जातो महातपाः ॥ ' આ ઉપરથી અગ્નિમાંથી અંગિરા ઋષિ ઉત્પન્ન થયો અને ભાગવતોક્તિ-' अंगिरामुखतःजज्ञे ' આ ઉપરથી અંગિરાઋષિ બ્રહ્મદેવના મુખમાંથી ઉત્પન્ન થયો, એમ કહ્યું છે. તેથીજ અંગિરસ વાચસ્પતિ વિશ્વકર્મસંતતીય સ્થપતિ સંજ્ઞક શિલ્પી બ્રાહ્મણોના અગ્નિકુંડને વાગીશ્વરી કહે છે અર્થાત્ તેમના અગ્નિકુંડને જેમ વાગીશ્વરી સંજ્ઞા છે તો ' सगीष्प-तीष्ट्यास्थपतः ' આ અમરના બ્રહ્મવર્ગમાંનું વાકય વાચસ્પતિ વિશ્વકર્મસંતતીય શિલ્પ-બ્રાહ્મણોને ઉદ્દેશીને આપેલું છે, એ સ્પષ્ટ છે.

## १५. वागीश्वरीकुंड अने आग्नेयेष्टिकुंडनुं एकवाक्यार्थ वर्णन.

શંકા:-' सगीष्पतीष्ट्या स्थपतिः ' આ બ્રહ્મવર્ગોક્ત વાકયથી વિશ્વબ્રાહ્મણજ સમજવા, એને વિષે પ્રત્યક્ષ પ્રમાણ રથવિષયક વાજપેયયજ્ઞઉપરથી અને તેમના કર્માગ્નિ-કુંડના વાગીશ્વરી નામઉપરથી બતાવ્યું ખરૂં; પરંતુ વાગીશ્વરી આ નામ મહારાષ્ટ્રદેશના વિશ્વબ્રાહ્મણો માત્ર વાપરે છે. કર્નાટક, આંધ્ર દ્રવિડ દેશના વિશ્વબ્રાહ્મણો પોતાના અગ્નિકુંડને વાગીશ્વરી કહેતા નથી. આગેષ્ટી ' એમ કહે છે. તો પછી ' सगीष्पतीष्ट्या स्थपति ' આ વાકયનો સંબંધ વિશ્વબ્રાહ્મણોની સાથેજ કેવી રીતે છે ?

ઉત્તર:-આ શંકાજ સમાધાનરૂપ છે. કેવી રીતે તે જુઓ. વાગીશ્વરી નામનો અપભ્રંશ થઈને જે પ્રમાણે ' બાગેસરી ' શબ્દ પ્રચારમાં આવ્યો છે. તેજપ્રમાણે ' આગ્નેયેષ્ટિ ' આ નામનો ' આગેષ્ટી ' એ પણ અપભ્રંશજ છે. તેથી સૂજ્ઞ લોકોએ એ શબ્દને બદલે ' આગ્નેયેષ્ટિ ' એવો શબ્દ ઉચ્ચારવો એટલે થયું. આગ્નેયષ્ટિ આ શબ્દનો અર્થ " अग्नेयानां इष्टः । आग्नेयेष्टः " અર્થ આગ્નેય છે સંજ્ઞા જેને એવા જે આંગિરસ વાચસ્પત્યાદિ વિશ્વકર્મસંતતીય ઋષિ, તેમની જે ઇષ્ટિ એટલે યજ્ઞ અથવા યજ્ઞકુંડ તેને આગ્નેયેષ્ટિ કહેવી. હવે વાચસ્પત્યાદિ આંગિરસોને આગ્નેય સંજ્ઞા છે, એને પ્રમાણ:-
' भारत अनुशासन पर्व अ० ८३-अष्टौ चांगिरसः पुत्रा आग्नेयास्तेऽप्युदाहृताः ॥ बृहस्पतिरुतथ्यश्च पयस्यः शांतिरेव च ॥ घोरो विरूपः संवर्त सुधन्वा चाष्टमः स्मृतः ' અંગિરા ઋષિના જે આઠ પુત્ર, તેમને આગ્નેય એવી સંજ્ઞા છે. તેમના નામ:-બૃહસ્પતિ, ઉતથ્ય પયસ્ય, શાંતિ, ઘોર, વિરૂપ, સંવર્ત અને સુધન્વા, આ આગિરસ આગ્નેયસંજ્ઞક જાણવા. આ ઉપરથી આગ્નેય સંજ્ઞા આંગિરસ વાચસ્પતિને લાગતી હોવાથી 'सगीष्पती-ष्ट्यास्थपतिः ' આ વાકય કર્નાટકાદિ દેશ પ્રસિદ્ધ આગ્નેયેષ્ટિ આ વાગીશ્વરીના પર્યાય-નામઉપરથી પણ વિશ્વકર્મસંતતીય શિલ્પબ્રાહ્મણોનેજ લાગુ પડે છે કેમકે અત્યારના [1]આગ્નેયેષ્ટિ યાજક, વાગીશ્વરી યાજક એ પહેલા નિયમપૂર્વક રથાદિ શિલ્પસિદ્ધ્યર્થ વાચસ્પતીષ્ટિ નામ રથવિષયક વાજપેય યજ્ઞ કરતા હતા. તેથીજ દ્રવિડ, કર્નાટકાદિ દેશોમાં વિશ્વકર્મસંતતીય શિલ્પિને ( [2]વાજર [2]આચાર્ય ) આવા વાચસ્પતીષ્ટિરૂપ વાજપેય યજ્ઞકર્તૃત્વ બ્રાહ્મણત્વબોધક નામથી પાચારવાની રીત છે.

## १६ विश्वकर्मसंततीने आंगिरसत्व अने आग्नेय संज्ञा छे.

બધી શ્રુતિઓમા વિશ્વકર્મા અને બૃહસ્પતિ આ નામને એકજ ગણવા એમ કહ્યું છે.'અને પુરાણોમાં પ્રાય: બૃહસ્પતિ અને વિશ્વકર્મા આ બે વ્યકિતઓને સમાન ઐશ્વર્યાધિકારી સમજવી, એમ કહ્યું છે. તેથી પૌરાણિક મત શ્રુતિના વિરૂધ્ધ છે એમ કોઇએ સમજવું નહીં. કેમકે બૃહસ્પતિ જે પ્રમાણે દેવોનો પુરોહિત હોઇ આંગિરસ શિલ્પિ છે.

---

१ तैत्तरीय संहिता अष्टमे कांड २।३।३-हिरण्यकमः कुर्वीत आग्नेयादिहविकार्यं ॥
२। मैसूर गवर्नमेंट गॅझेटियर अने कास्ट अॅन्ड ट्राइब्स ऑफ सधर्नइंडीया भाग पहिला जुओ.

તે જ પ્રમાણે વિશ્વકર્મા પણ પુરોહિત હોઇ આંગિરસ શિલ્પિ છે. એ વિષે સંગ્રહ પહેલો પૃષ્ઠ ૬૪ જુઓ. કેમકે પૂર્વોક્ત ( अप्रोक्त्वांगिरसः पुत्रः अग्नयास्तेऽप्युदाहृताः ॥ बृहस्पति सुधन्वा ग्रहमः स्मृतः ॥ ) આ ભારતોક્તિઉપરથી જે પ્રમાણે બૃહસ્પતિ અંગિરા ઋષિનો પુત્ર છે તે પ્રમાણે ( सुधन्वा विश्वकर्माण ) આ વિશ્વમેદિન્યાદિકોશવાક્યઉપરથી વિશ્વકર્મા પણ અંગિરા ઋષિનો પુત્ર છે. યથાહિ શિલ્પમાં વિશ્વકર્મા પરમ નિપુણ; તેથી વિશ્વકર્માનેજ સુધન્વા આવું નામ છે, અર્થાત્ જે પ્રમાણે વિષ્ણુનો અવતાર વાસુદેવ અને વાસુદેવનો પુત્ર પ્રદ્યુમ્ન અને પ્રપૌત્ર અનિરૂદ્ધ આવી પૃથક્ વ્યક્તિઓ હોવા છતા વાસુદેવ, પ્રદ્યુમ્ન અને અનિરૂદ્ધ આ નામોવડે એક વિષ્ણુજ વર્ણવામાં આવે છે તે પ્રમાણે વિરાટ વિશ્વકર્માનો અવતાર બ્રહ્મદેવના પુત્ર અંગિરા ઋષિ અને પ્રપૌત્ર વાચસ્પતિ સુધન્વા આવી પૃથક્ વ્યક્તિઓ હોવા છતા બ્રહ્મા, અંગિરા, વાચસ્પતિ, સુધન્વા આ નામોવડે એક વિશ્વકર્માજ વર્ણ્યો છે. આવી શ્રુતિસ્મૃતિની એકવાક્યતા સમજવી.

હવે બૃહસ્પત્યાદિ સુધન્વાદિ આંગિરસોની આગ્નેય સંજ્ઞા હોવાનું કારણ અંગિરા ઋષિની ઉત્પત્તિ અગ્નિમાંથી છે. એનું પ્રમાણ:—

वायुपुराण अध्याय ४–प्रजापतिवंशानुकीर्तने–हिरण्यगर्भस्तंदृष्ट्वा ज्वालांभित्त्वाविनिःसृतं ॥ भृगु स्त्वमितिहोवाच यस्मात्तस्मात्सव भृगुः ॥ ३७ ॥ महादेवस्तथाद्भुत दृष्ट्वा ब्रह्माणमब्रवीत ॥ ममैषपुत्रकामस्यदीक्षतस्य स्वयंप्रभो ॥ ३८ ॥ विजज्ञेऽथभृगोर्देवोममपुत्रोऽभवत्त्वयम् ॥ द्वितीयंतुततः शुक्रमंगारेष्वपतत्प्रभुः ॥ अंगारेष्वंगिरोंगानिसंहितानिततोंऽगिराः ॥ ४१ ॥ सभूतिंतस्यतांदृष्ट्वावान्हिर्ब्रह्माणमब्रवीत ॥ रेतोधास्तुभ्यमेवाह द्वितीयोऽयंममास्त्विति ॥ एवमस्त्विति सोऽप्युक्तो ब्रह्मणासदसस्पतिः ॥ तस्मादंगिरसश्चापि आग्नेया इतिनः श्रुतम ॥ ४३ ॥

અર્થ:–બ્રહ્મદેવે એકવખત વારૂણ નામનો યજ્ઞ કર્યો. અને તેમાં પોતાનું વીર્ય હવન કર્યું. તેથી તે યજ્ઞની જ્વાલામાંથી પ્રથમ પુત્ર ઉત્પન્ન થયો તેનું નામ ભૃગુ. ભૃગુને નિરખી નિરખીને શંકરે બ્રહ્મદેવને કહ્યું, 'આ પુત્ર મને આપ.' તે પ્રમાણે 'તથાસ્તુ' કહીને બ્રહ્મદેવે તે પુત્ર શંકરને સ્વાધીન કર્યો. ત્યારથી ભૃગુને શિવપુત્ર કહેવા લાગ્યા. ત્યારપછી ધખધખતા ખોટાવરામાં બીજી એક આહુતિ આપતાંની સાથે તે બધા એકઠા થયાને તેમાંથી અવયવ બન્યા અને બીજો એક તેજ:પુંજ પુત્ર નિર્માણ થયો. તેનું 'અંગિરા' નામ પાડ્યું. તે પુત્ર નિજતેજસમો દિવ્ય અને તેજસ્વી છે એમ જોઇને અગ્નિએ બ્રહ્મદેવનીપાસે માગણી કરી કે, હું તારૂં વીર્ય ધારણ કરનારો છું. માટે આ પુત્ર મને દે. તે ઉપરથી બ્રહ્મદેવે અગ્નિને સુદ્ધાં તથાસ્તુ કહીને અંગિરા પુત્ર તેને સ્વાધીન કર્યો. તે પુત્ર અંગિરામાંથી ઉત્પન્ન થયો હતો તેથી તે અંગિરા ઋષિને અને તેની પરંપરા બૃહસ્પત્યાદિ વંશજોને આગ્નેય એવી સંજ્ઞા છે. આ અંગિરા ઋષિની અને આંગિરસની આગ્નેય સંજ્ઞાઉપરથી અને સ્થપતિ સંજ્ઞાઉપરથી અંગિરા અને અંગિરસ સુવર્ણાદિ શિલ્પકર્તા છે, એ સ્પષ્ટ છે.

## १७. आंगिरसकुलोत्पन्न अंगारक स्वर्णकार ब्राह्मण छे.

અગ્નિરૂપ અંગારક નામના મંગળ ગ્રહને સ્વર્ણકાર એવી શિલ્પકર્તૃત્વ સંજ્ઞા છે. અંગારક એટલે મંગળ, એને 'स्वर्णकारः क्षितिसुतः' આવી સ્વર્ણકાર સંજ્ઞા હોવાનું

१ सं २ पृ. ५ जोईने 'ब्रह्मणस्पतिरेतासं०' आ श्रुति जुओ. 'विश्वकर्मा ह्यजनिष्ट०' आ वक्ष्य० श्रुति उपरथी.

કારણ સુવર્ણાદિ ધાતુ અને અંગારક ભૂમિમાંથી ઉત્પન્ન થયા હોવાથી જો એમને [ સુવર્ણને અને અંગારકને ] ભૌમ એવું નામ છે, તો તેમને આગ્નેય સંજ્ઞા હોય એ પણ યોગ્યજ છે. કેમકે ભૂમિદ્વારા અગ્નિ પ્રગટ થાય છે એવી શ્રુતિ છેઃ—

**ऋ० २।३।६ दिवायांतिमरुतोभूम्याऽग्निरयंवातो अंतरिक्षेणयांति ॥**

અર્થઃ—સ્વર્ગમાંથી મરૂદ્ગણ, ભૂમિમાંથી અગ્નિ, અને અંતરિક્ષમાંથી વાયુ પ્રગટ થાય છે. આ શ્રુતિઉપરથી આગ્નેય અને ભૌમ આ નામ એકાર્થક હોઇ જે પ્રમાણે અગ્નિરૂપ અંગારક ગ્રહ ભૂમિસંભૂત હોવાથી તેમને ભૌમ કહે છે તે પ્રમાણે અલંકારાદિ શિલ્પકર્મોપયોગી સુવર્ણ, લોહ, રત્નાદિકને પણ ભૌમ એવું આગ્નેયસંજ્ઞક નામ છે. સુવર્ણ અને મંગળ અંગારાગ્નિરૂપ હોવાથી "**अंगारमुल्मुके नस्त्री पुंलिंगस्तु महीसुते**" આ વિશ્વકોશોક્તિઉપરથી ભૌમને અંગાર કહે છે અને "**अग्निरेतः सुवर्णं स्याद्यतोयवन्हिरुत्ममुद्भवम्॥ सुवर्णत्यकृतौदक्षः स्वर्णकार इतिस्मृतः ॥**" આ અગ્નિપુરાણસ્થ વચન ઉપરથી સુવર્ણની અને સુવર્ણકારની ઉત્પત્તિ અગ્નિમાંથીજ છે. તેમજ સુવર્ણાલંકારાદિ શિલ્પકર્મ પણ અંગારાગ્નિસિવાય ( નિર્ધૂમ ખોટાવરાના અર્થાત્ કોળસાના અગ્નિસિવાય ) થતું નથી. તેથી અંગારકને સુવર્ણકાર કહ્યો છે. અને અંગારાગ્નિસંબંધી જે પ્રમાણે અંગારક સુવર્ણકાર છે તેજ પ્રમાણે અંગારાગ્નિમાંથી ઉત્પન્ન થએલો અંગારવર્ણ અંગિરા ઋષિ અને વાચસ્પતિ સુધન્વાદિ આંગિરસ પણ સુવર્ણકારાદિ શિલ્પિ છે. કેમકે અંગારક મંગળ ગ્રહ પણ આગ્નેયાખ્ય આંગિરસ કુળમાંજ ઉત્પન્ન થયો છે. એ શાનાઉપરથી એમ પૂછશો તો અંગારકનું ભારદ્વાજ ગોત્ર છે તેથી; અર્થાત્ "**मत्स्यपु० अ० १९९ 'अंगिरा प्रथम स्तेषां द्वितीयश्चबृहस्पतिः ॥ तृतीयश्च भरद्वाजः प्रवराः परिकीर्तिताः ॥**" અંગિરા ઋષિનો પુત્ર બૃહસ્પતિ, બૃહસ્પતિનો પુત્ર ભારદ્વાજ ઋષિ, ભારદ્વાજ ગોત્રોત્પન્ન અંગારક પંચાલ સ્વર્ણકાર છે. અસ્તુ. ભારદ્વાજ આંગિરસ પુત્ર હોવાથી જો સ્વર્ણકાર સંજ્ઞક અંગારને પણ આંગિરસત્વ છે તો અંગિરા ઋષિ સુવર્ણાદિ શિલ્પાધિપતિ હોય એ સ્પષ્ટ છે. અંગિરા ઋષિ શિલ્પકર્તા છે એમ તેના અથર્વાંગિરસ અને અથર્વાણ એવા શિલ્પવેદવિષયક નામઉપરથી સ્પષ્ટ છે. તેમજ આગ્નેયેષ્ટિ રથવિષયક વાજપેયયજ્ઞ કર્મઉપરથી અને '**वाचस्पतिं विश्वकर्माणमूतये**' આ શ્રુતિઉપરથી જેના આગ્નેયેષ્ટિ પર્યાયનામ ગીષ્પતીષ્ટિ કર્મોવડે કર્તાને સ્થપતિ-શિલ્પિ કહે છે. તે બૃહસ્પતિ પણ સ્વર્ણરથાદિ શિલ્પકાર છે. તેમજ '**सुकर्मास्त्रहयेगेस्यात्सुकर्मादेवशिल्पिनी ॥ सुधन्वाप्यंगिरसानुष्के सुधन्वाविश्वकर्मणि ॥**" આ વિશ્વકોશઉપરથી અને મેદિનીકોશઉપરથી આંગિરસ સુધન્વા સુધ્ધાં સર્વ શિલ્પકર્મમાં એટલો નિપુણ છે કે દેવોએ સુધન્વાને વિશ્વકર્મા કહ્યો છે. તેથી ( **सगीष्पता०** ) આ વાકયઉપરથી આગ્નેયેષ્ટિ વાગીશ્વરી યાજુ આંગિરસ શિલ્પિને બ્રાહ્મણ જાણવા. કેમકે જેને સ્થપતિ એવી સંજ્ઞા છે તે આંગિરસ મંગળ સ્વર્ણકાર હોઇને બ્રાહ્મણ વર્ણ છે. જુઓ ગ્રહોની જાતિવિષે શ્લોકઃ—

**ज्योतिः शास्त्र-अवनीशोदिनमणिस्तपस्वी रोहिणीप्रियः ॥ स्वर्णकारः क्षिति सुतो ब्राह्मणस्तुगुरुः स्मृतः॥ वणिक्बुधः कविर्वैश्यो वृषलः सूर्यनंदनः ॥ संहिकेयोनिषादश्च सर्वकार्येषु चिंतयेत् ॥ ८ ॥**

---

१ **इंद्रियंनयनं वन्हिरस्वर्णादिर्विषयोमतः । इतिन्यायसिद्धांतमुक्तावलौ॥ एवंकिरणावलिभाष्येपि॥**
भंग्रह पहेलो, पृष्ट १७ जुओ.

અર્થ:-સૂર્ય એ ક્ષત્રિય, ચંદ્ર તપસ્વી, મંગળ પંચાલ રથકાર. ગુરૂ બ્રાહ્મણ, બુધ વાણી, શુક્ર વૈશ્ય શનિ શૂદ્ર, અને રાહુ કેતુ ભિલ, આ ગ્રહોની જાતિઓ તેમનાં લક્ષણ ઉપરથી ઠરાવેલી છે. આ નવગ્રહોની ક્ષત્રિયાદિ જાતિમાંથી કઇ જાતિ કયા વર્ગમાં જાણવી એ જે રાશિનો ગ્રહસ્વામિ હોય તે રાશીના વર્ણઉપરથી સ્પષ્ટ સમજાશે. રાશીના વર્ણવિષે શ્લોક:—

मीनालिककर्कटाविप्रानृपाः सिंहाजधन्विनः ॥ कन्या नक्र वृषावैश्याः शूद्रायुग्मतुलाघटाः१॥

અર્થ:-મીન, વૃશ્ચિક અને કર્કનો વિપ્રવર્ણ; સિંહ, મેષ અને ધનુનો ક્ષત્રિયવર્ણ; કન્યા, મકર અને વૃષભનો વૈશ્યવર્ણ; મિથુન, તુલ અને કુંભનો શૂદ્રવર્ણ જાણવો. સ્પષ્ટ સમજવા માટે કોષ્ટક:-

| | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| जाति | पं स्व | वैश्य | वार्णा | तपस्वी | क्षत्रिय | वार्णा | वैश्य | पं. स्व | ब्राह्मण | शूद्र | शूद्र | ब्राह्मण |
| वर्ण | क्षत्रिय | वैश्य | शूद्र | ब्राह्मण | क्षत्रिय | वैश्य | शूद्र | ब्राह्मण | क्षत्रिय | वैश्य | शूद्र | ब्राह्मण |
| ग्रह | मगळ | शुक्र | बुध | चंद्र | रवि | बुध | शुक्र | मंगळ | गुरु | शनि | शनि | गुरु |
| राशि | मष | वपभ | मिथुन | कर्क | सिंह | कन्या | तुल | वृश्चिक | धन | मकर | कुंभ | मीन |

આ કોષ્ટક ઉપરથી સ્પષ્ટ છે કે જે પ્રમાણે જન્મથીજ બ્રાહ્મણ કહેવડાવનારા ધન-મીન સ્વામીનો-ગુરૂ ગ્રહનો-ક્ષત્રિયબ્રાહ્મણ વર્ણ છે. તેજ પ્રમાણે પંચાલ સ્વર્ણકાર કહેવડાવનારા મેષ વૃશ્ચિક સ્વામિનો-મંગળગ્રહનો-ઉલ્લેખ ( अर्गीष्पतीष्टयास्थपातः ) આ વાકયવડે અમરના બ્રાહ્મણવર્ણ સંબંધે બ્રહ્મવર્ગમાંજ છે. કેમકે પંચાલ સ્વર્ણકાર જાતિનો મંગળ, બાર્હસ્પત્ય ગોત્રોત્પન્ન આંગિરસ હોવાથી તેને ગીષ્પતીષ્ટિ કર્તૃત્વ છે અને સ્વર્ણાદિ પવિત્ર શિલ્પકર્તા બ્રાહ્મણજ છે.

## १८. अलंकाररथशस्त्रास्त्रादिशिल्पकर्मो सर्व देवऋषि करता हता.

રથમાં વપરાતાં લાકડાના ઇંદ્રધ્વજને જે અલંકાર જોઇએ છે તે દેવોએ અને બ્રાહ્મણોએ પોતાના હાથે કરી આપેલાં છે. એનું પ્રમાણ:—

बृहत्संहिता अध्याय ४३-रक्ताशोकानिकाशचतुरस्रं विश्वकर्मणाप्रथमम् ॥ रशना स्वयंभुवा शंकरेणचानेकवर्णधरी ॥ ( अपरोऽपि ) द्वादशमपिच निवंशं मनुयो नीलोत्पलाभास ॥ किंचिदध उर्वानेर्णतमुपरि विशालं त्रयोदश केतोः ॥ शिरसि बृहस्पति शुक्रौ लाक्षारस सन्नि भंददतुः ॥ ४८ ॥

અર્થ:-ઈંદ્રધ્વજને પદ્મરાગ જડેલો અશોકના ફુલ જેવો લાલ ચોરસ અલંકાર પ્રથમ વિશ્વકર્માએ આપ્યો પછી બ્રહ્મદેવે અને શંકરે ચિત્રવિચિત્ર રંગનો કમરપટો આપ્યો. તેમજ બારમો અલંકાર તો આખોએ નીલમણિથી જડેલો હતો; તે બધા ઋષિઓએ એકઠાં મળીને આપ્યો. લાખના રંગજેવો કીરમજી રંગનો છત્રના આકારનો તેરમો અલંકાર બૃહસ્પતિ અને શુક્રે આપ્યો. તેમજ ભાર્ગવ એ જાતિના બ્રાહ્મણ હોવા છતાં ખડ્ગાદિ શસ્ત્રાસ્ત્રો નિર્માણ કરવાનાં શિલ્પમાં અત્યંત નિપુણ હતા. તલવારને પાણી દેવાનું તેમનું ચાતુર્ય તો જુઓ!

१ ब्राह्मण क्षत्रिय बंने वर्णोने ( सवा एष ब्राह्मणस्यचैवराजन्यस्यच यज्ञः ॥ नेतुवैश्यस्य ) ( तं. ब्रा. अ. १ प्र. ७ अ. ७ ) आ श्रुति भाष्यपरथी समानाधिकार होवाथी आ बे वर्ण विश्वामित्र परशुरामादिक प्रमाणे ब्राह्मणोमांज गणे छे

२ मंगळ पंचालज शाउपरथी अेम कहेशो तो आंगिरस विश्वकर्म कुलोत्पन्न भारद्वाज गोत्री छे तेथी,

बृहत्संहिता अ० ५०—इदमौशनसंच शस्त्रपानं रुधिरेणश्रिय मिच्छतः प्रदीप्तां ॥
हविषा गुणवत्सुताभिलिप्सोः सलिलेनाक्षयमिच्छतश्चवित्तं ॥ २२ ॥

અર્થઃ—આ શસ્ત્રને પાણી દેવાની કળા શુક્રાચાર્યે કહેલી છે. જેને શસ્ત્ર કરી દેવાનું હોય તેને શિલ્પકારે પૂછવું કે 'આપને શાની ઇચ્છા છે ?' રાજ્યની ઇચ્છા હોય તો તેનું શસ્ત્ર લોહીમાં ઠંડું કરવું. ગુણવાન્ પુત્રની ઇચ્છા હોય તો તે શસ્ત્રને દૂધમાં અને ઘીમાં ઠંડું કરવું; અને જેને દ્રવ્યની ઇચ્છા હોય તેનું શસ્ત્ર પાણીમાં ઠંડું કરવું. શસ્ત્રાસ્ત્રો તૈયાર કરવાનો એક સ્વતંત્ર ગ્રંથજ છે. તેનું નામ 'ઔશનસ'. એ સિવાય ત્રિશૂળ, ચક્ર, ખડ્ગાદિ શસ્ત્રાસ્ત્રો તૈયાર કરવાની કૃતિ અને તેમનાપર કરવાના સંસ્કારનુ અગ્નિપુરાણમાં ૨૨૪ મા અધ્યાયમાં સવિસ્તર વર્ણન છે. તેમજ સ્વર્ણાદિ રથશસ્ત્રાસ્ત્રાદિ શિલ્પકર્મોમાં અત્યંત કુશલ એવા પંચાલ રથકાર શિલ્પિ આંગિરસ છે. એનું પ્રમાણ 'तै० ब्राह्मण-चात्वाले रथचक्रं निमित्त्याहति । अतो अंगिरस उत्तमाः सुवर्गं लोकमायन् ॥ આ શ્રુતિમાં રથકર્મ સંબંધી યજ્ઞ કરનારા રથકાર શિલ્પિ બ્રાહ્મણોને આંગિરસ એવી સંજ્ઞા છે. તેથીજઃ—

१८ आंगिरसविश्वकर्मसंततीयरथकारोने ब्राह्मणत्व होई देवरथायुधकर्तृत्व छे.

ऋ० ४।१।३१।४ अनवस्ते रथमश्वायतक्षन्त्वष्टा वज्रं पुरुहूत द्युमंतं ॥ ब्रह्माण इंद्रं महयंतोअर्कैरवर्धयन्नहयेहंतवाउ ॥

भाष्यं—हे पुरुहूत बहुभिराहूतद्र ते त्वदीयं रथमश्वायाश्वाभ्यां संयोगार्ह मनवो मनुष्या ऋभवो तक्षन् । अतक्षन् । अकुर्वन् । त्वष्टाचत्वदीयं वज्रं द्युमंतंदीप्तिमंतमकरोत् । उ अपिच महयंत इंद्रं पूजयंतो ब्रह्माणोऽगिरसः परिवृढामहांतोवा । अहयेऽहिं वृत्रं । हतवे हंतुं । अर्कैः स्तोत्रैः । अवर्धयन् वर्धितवंतः ।

અર્થઃ—[ યજમાન ઇંદ્રની સ્તુતિ કરે છે. ] હે ઇંદ્ર ! તને ઘણા યજમાન યજ્ઞને માટે આહ્વાન કરતા આવ્યા છે. અંગિરસ અને વિશ્વકર્માનો પુત્ર ઋભુ, એમણે તારા રથને જોડવાને યોગ્ય એવા અશ્વ નિર્માણ કર્યા. અને વિશ્વકર્માએ તારે માટે દેદીપ્યમાન વજ્ર નિર્માણ કર્યું. એ પ્રમાણે શસ્ત્રાસ્ત્રોની તૈયારી કરીને તે બ્રાહ્મણ-અંગિરસ, વિશ્વકર્મા, સૌધન્વ, ઋભુ ઇત્યાદિ રથકાર-વૃત્રવધ કરવા સારૂ જલદી નીકળવાની અનેક સ્તોત્રોવડે તારી પ્રાર્થના કરે છે. આ શ્રુતિમાનાં 'ब्रह्माणः' આ પદઉપરથી આંગિરસ વિશ્વકર્મસંતતીય રથકારોને બ્રાહ્મણત્વ હોઇ દેવરથાયુધધારકત્વ પણ છે. બીજું પ્રમાણઃ—

कल्की पुराणे तृतीयांश अध्याय ४—रथौ नानामणिव्रात घटितौ कामगौ पुरः ॥
समयातौ ज्वलद्दिव्य शस्त्रास्त्रैः परिवारितौ ॥ ३२ ॥ ददृशुस्ते सदोमध्ये विश्वकर्म विनिर्मितौ ॥ भूपा मुनिगणाः सभ्याः सहर्षाः किमितीरिताः ॥ ३३ ॥

અર્થઃ—ભગવંતે કલ્કી અવતાર ધારણ કર્યા પછી બૌદ્ધ, મ્લેચ્છ, અને કૃથોદરી નામની રાક્ષસી આ બધાંનો વધ કર્યા પછી મરૂ અને ચંદ્રવંશીય દેવાપી આ બે ક્ષત્રિય રાજાઓને ધર્મસંસ્થાપના કરવા માટે પૃથ્વીનો રાજ્યાભિષેક કર્યો તે વખતે વિશ્વકર્મા શિલ્પીંદ્રે તેમને માટે દેદીપ્યમાન શસ્ત્રાસ્ત્રોસહિત અનેક રત્નોથી જડેલા એવા બે દિવ્યરથ નિર્માણ કરીને મોકલ્યા. તે રથ એટલા બધા અપ્રતિમ હતા કે તે જોઇને સર્વ રાજા, ઋષિ અને એકઠા થયેલા બધા સભાસદ આશ્ચર્યથી ચકિત થઈ ગયા અને બોલ્યા, "વિશ્વકર્માનું ચાતુર્ય કેટલું બધું છે ! તે નામપ્રમાણે ખરેખર વિશ્વકર્માજ ખરા." ઇત્યાદિ અનેક પ્રમાણોઉપરથી વિશ્વકર્મા રથાદિ અનેક કલાકૌશલ્યનાં

કામમાં પ્રવીણ હતો એ સ્પષ્ટ છે. આ શિલ્પકર્મો પૂર્વે અનેક બ્રહ્મર્ષિઓએ પણ કરેલાં છે. તથાપિ વિશ્વકર્મા અને તેની સંતતિ તે કામમાં વિશેષ પ્રવીણ છે. તેવા બીજા કોઈ નથી. જુઓ " म० पु० भु० त्रिविभुव्यंतरिक्षवा पाताले वापि पार्वनि ॥ गृहंयंत्रं रथो भूषा प्रतिमा वचनादिकं ॥ यत्किंचिद्दृश्यते शिल्पं तत्सर्वं विश्वकर्मकं ॥ ' आणखी " ब्रम्हपुराण वत्सरारंभ विधौ–शिल्पाचार्याय देवाय नमस्ते विश्वकर्मणे ॥ " વિશ્વકર્મા શિલ્પકર્મમાં અત્યંત નિષ્ણાત હતો. એનાં પણ ઉત્તમ પ્રમાણ છે. એ બધાંનો મતિતાર્થ એટલોજ કે બૃહસ્પતિયજ્ઞ રથકર્મ વિષયક છે. એ બૃહસ્પતિ રથાદિ શિલ્પ કરનારો છે; અને બૃહસ્પતિ તથા વિશ્વકર્મા વચ્ચે ભેદ નથી; આ શ્રુતિસંમત હોવાથી અને વિશ્વકર્માનેજ આંગિરસત્વ અને રથકારત્વ હોવાથી ' गणांपतीष्टया ' આ વાક્ય વિશ્વબ્રાહ્મણોનુંજ દ્યોતક છે, એમાં સંશય રહ્યો નથી. કેમકે તેમની આગ્નેયેષ્ટિ વાગીશ્વરી અગ્નિકુંડની ઉપાસના ઉપરથી તેમને અગ્નિહોત્રી એવી સંજ્ઞા હોવાથી વિશ્વબ્રાહ્મણોને જીવેષ્ટિ યાજકત્વ મૂળથીજ છે. એનું પ્રમાણઃ—

સિદ્ધપુરૂષ મહાયોગિ ચાંગદેવકૃત મૂળસ્તંભ ગ્રંથ અધ્યાય ૧૮ ઓવી ૭૮ થી—
पंचाल अग्निहोत्री ब्राह्मण ॥ तयां षट्कर्मांचा अधिकार जाण ॥ नित्य कर्म सदाचरण ॥ दया सर्वांभूतीं असावी ॥ ७८ ॥ ऋषीश्वर अग्निहोत्र घेती ॥ तेही कर्मे चालविती ॥ स्वतः सिद्ध अग्नि प्रदीप्ती ॥ स्थापिताती तेथवां ॥ ७९ ॥ परी न चाले त्याची कर्मस्थिती ॥ बहुतापरीचीं कुंडें स्थापिती ॥ यज्ञादि कर्मे चालविती ॥ आणीकही होती ब्रह्मकर्मे ॥ ८० ॥ पंचाल मुळींच अग्निहोत्री ॥ ते युगायुगांची परीसपत्नी ॥ तें कुंड जाणा वागीश्वरी ॥ युगायुगांतरी असे ॥ ८१ ॥ कृतयुगीं तें ब्रह्मेश्वरी॥ त्रेतायुगीं कामेश्वरी ॥ द्वापारीं ते वागीश्वरी ॥ वागीश्वरी कलियुगीं ॥ ८२ ॥

આ પ્રમાણે વિશ્વબ્રાહ્મણોના આગ્નેયેષ્ટિ વાગેશ્વરી યજનરૂપ અગ્નિહોત્રનું વર્ણન કર્યું. હવે સ્થપતિ આ સંજ્ઞાનું થોડુંક વર્ણન કરૂં છું.

### २०. विश्वब्राह्मणोने चरुप्राशन अने स्वाहास्वधाकारोच्चारनो अधिकार छे.

વિશ્વકર્મ ' સ્થપતિ ' સંજ્ઞક શિલ્પી બ્રાહ્મણ છે. કેમકે તેમને વૈદિક હોમ સિદ્ધચરૂ પ્રાશન કરવાનો અને વેદબીજપ્રણવ [ ॐकार ] અને સ્વાહા સ્વધાકાર ઉચ્ચાર કરવાનો અધિકાર છે. એનું પ્રમાણઃ—

अग्निपु० अ० ४३–प्रतिमार्थशिलानयनविधि–रक्षांकृत्वा नृसिंहेन मूलमंत्रेणपूजयेत् ॥ हुत्वापूर्णाहुतिं दद्यादतो भूतबलिंगुरुः ॥ १८ ॥ अत्रयेसंस्थिताः सत्वा यातुधानाश्चगुह्यकाः ॥ सिद्धादयोवायचान्ये तान्संपूज्यक्षमापयेत् ॥ १९ ॥ विष्णुबिंबार्थमस्माकं यात्रैषाकेशवाज्ञया ॥ विष्ण्वर्थंयद्भवेत्कार्यंयुष्माकमपितद्भवेत् ॥२०॥ अनेनबलिदानेन प्रीताभवथसर्वथा ॥ क्षेमेणगच्छतान्यत्रमुक्त्वास्थानमिदंत्वरात् ॥२१॥ एवंप्रबोधिताः सत्वायांति तृप्तायथासुखं ॥ शिल्पिभिश्चचरुं प्राश्यस्वप्नमंत्रं जपन्निशि ॥ २२ ॥ मंत्र–ॐनमः सकललोकायविष्णवे प्रभविष्णवे ॥ विश्वायविश्वरूपाय स्वप्नाधिपतये नमः ॥ आचक्ष्वदेवदेवेश प्रसुप्तोऽस्मितवांतिकं ॥ स्वप्नेसर्वाणिकार्याणि

---

१ ब्रह्मण ( वाचः ) वाग्देवी ब्रह्म संज्ञिता ॥ आ आथर्वण श्रुती उपरथी अने चत्वारिवाक्० आ श्रुती उपरथी ब्रह्मेश्वर्यादि नामो परापश्यंती इत्यादि चारेय वाचा स्वरूप वागीश्वरी आ मुख्यथक नामनेज अनुलक्षीने छे.

हृदिस्थानितुयानिमे ॥ ॐ ॐ न्हूंफट् विष्णवेस्वाहा ॥ शुभे स्वप्नेशुभं सर्वं ह्यशुभेसिं-हहोमतः ॥ प्रातरर्घ्यंशिलायांतु दत्वाक्षेणात्मक यजेत् ॥

અર્થ:-વિષ્ણુની વગેરે મૂર્તિ કરવા માટે જ્યાં ઉત્તમ શિલા હોય તે ઠેકાણે જવું અને તેની પરીક્ષા કરવી. જે શિલામાંથી કાંસાના જેવો નાદ નીકળે અને તેનાપર આઘાત કરવાથી તણખા ઉત્પન્ન થાય તે શિલા દેવોની મૂર્તિ કરવાને યોગ્ય છે, એમ સમજવું. પછી તેનાપર યથાવિધિ સંસ્કાર કરવા માટે તેજ અરણ્યમાં કુંડમંડપાદિ તૈયાર કરીને નૃસિંહ હોમ કરવો. તેની પૂર્ણાહુતિ થયા પછી મૂર્તિ કરનારા શિલ્પિએ હોમનું શેષચરૂ હોય તે પ્રાશન કરીને 'ॐनमः सकल० ॐ ॐ न्हूंफट् विष्णवे स्वाहा' આ મંત્રનો જપ કરીને રાતે શુચિર્ભૂત નિદ્રા લેવી. અને તે શિલ્પિને જો શુભસ્વપ્ન આવે તો તે શિલા મૂર્તિકર્તાને કલ્યાણદાયક થશે એમ જાણવું. આ ઉપરથી એ સ્પષ્ટ છે કે, શિલ્પિને જો 'બ્રહ્મૌદન' નામના યજ્ઞનો શેષચરુ પ્રાશન કરવાનો અને ૐકાર સ્વાહાકારોચ્ચારનો અધિકાર છે તો મૂર્ત્યાદિ શિલ્પ કરનારા 'સ્થપતિ' નામના વિશ્વકર્મસંતતીય શિલ્પિ બ્રાહ્મણજ હોવા જોઇએ. તેથી અત્યારે બેલદાર, ગવંડી, વડારી, યવનશૂદ્રાદિ હસ્તનિર્મિત મૂર્તિઓ બનાવે છે તે શાસ્ત્રસંમત નથી. તે મૂર્તિઓ કરનારા અવિધિ કરે છે. તે સર્વ કૃતિ શાસ્ત્રવિરૂદ્ધ છે, એ પહેલાં જણાવેલાં બધાં પ્રમાણો:ઉપરથી સ્હેજે જણાશે. એટલા માટે જેમને પોતાનાં કર્મનું શાસ્ત્રોક્ત ફળ મેળવવાની આશા હોય તેમને મૂર્તિ, રથ, વધુના અલંકાર, દેવોના ઉપકરણો, યજ્ઞપાત્રો, દેવાલયો, યજ્ઞકુંડ, મંડપ ઈત્યાદિ પવિત્ર શિલ્પકર્મો વિશ્વકર્મસંતતીય બ્રાહ્મણોપાસેથી કરાવી લેવા, એજ ઉક્ત અને સશાસ્ત્ર છે.

## २१. विश्वब्राह्मणोनी अग्रपूजा होई तेमने ब्राह्मणबोधक विशेषण छे.

હવે વિશ્વકર્મસંતતીય શિલ્પિ બ્રાહ્મણોની બ્રાહ્મણતરિકે અગ્રપૂજા કરવી યોગ્ય છે, એને પ્રમાણ:—

बृहत्संहितां अध्याय ६०—प्रतिमाप्रतिष्ठापनविधौ ॥ स्थापकंदैवज्ञद्विजसभ्य स्थपतीन् विशेषतोभ्यर्च्य ॥ कल्याणानां भागीभवतीहपरत्रचस्वर्गी ॥ १८ ॥

અર્થ:-સિંહાસનઉપરના ખાડામાં વિધિપૂર્વક મૂર્તિ બેસાડ્યા પછી સ્થાપક, શિલ્પવેદવેત્તા દૈવજ્ઞ, અર્થાત્ પંચાલોના ઉપાધ્યાય અને સ્થપતિ [ મૂત્યાદિ કર્તા વિશ્વકર્મસંતતીય શિલ્પી [ એટલા બ્રાહ્મણોની બ્રાહ્મણ તરિકે મુખ્યત્વે કરીને પૂજા કરવી. એટલે મૂર્તિપ્રતિષ્ઠા કરનારાને ઇહલોકમાં સર્વ કલ્યાણ અને પરલોકમાં સ્વર્ગસુખ પ્રાપ્ત થાય છે. બીજું પ્રમાણ:—

अग्निपुराण अध्याय ४०—प्रासादगृहार्थेभूपरीक्षणविधौ—अर्घ्यदानं विनिष्पाद्य गोवस्त्रादीन् ददेद्गुरौ ॥ कालज्ञायस्थपतये वैष्णवादिभ्य अर्चयन् ॥ २९ ॥

અર્થ:-પ્રાસાદ, મંદિર, ઈત્યાદિ બાંધનારાએ પહેલા ભૂમિની પરીક્ષા કરતી વખતે અર્ઘ્યપ્રદાન કરવું. દૈવજ્ઞ અને સ્થપતિની ગોવસ્ત્રદાનપૂર્વક પૂજા કરીને શૈવવૈષ્ણવોની પણ પૂજા કરવી અને પછી પાયો ખોદવો. સ્થપતિ શિલ્પિ અગ્રપૂજ્ય બ્રાહ્મણ છે એનું વળી બીજું પ્રમાણ:—

बृहत्संहिता अ० ५३ वास्तुप्रकरणे—भक्ष्यैर्नानाकारैर्दध्यक्षतसुरभिकुसुमधूपैश्च ॥ दैवतपूजांकृत्वास्थपतीनभ्यर्च्य विप्रांश्च ॥ ९९ ॥

અર્થ:-નાના પ્રકારના ભક્ષ્ય, પકવાન્નો, દહીં, અક્ષત, ઉત્તમ સુવાસિક પુષ્પો, ધૂપ, દીપ વગેરે ઉપચારોવડે વાસ્તુ દેવતાની પૂજા કરીને સ્થપતીની ( વિશ્વબ્રાહ્મણોની ) પૂજા

કરવી. પછી ભિક્ષુક બ્રાહ્મણોની પૂજા કરવી. સ્થપતિને બ્રાહ્મણત્વબોધક વિશેષણજ છે. એનું પ્રમાણ: એજ બૃહત્સંહિતાના ૫૬ માં અધ્યાયમાં છે.

भुमिकांगुलिमानेन मयस्याष्टोतरशतम्॥सार्धं हस्तत्रयंचैव कथितंविश्वकर्मणा॥प्राहुः
स्थपतयश्चात्रमतमेकं विपश्चितः ॥ कपोत पालिसयुक्तान्यूनागच्छंतितुल्यतां ॥ ३८ ॥

અર્થ:-મયના શિલ્પશાસ્ત્રમાં શિખરની ભૂમિ એટલે તળીયું ૧૦૮ અંગુલ હોવું જોઈએ, એમ કહ્યું છે. અને શ્રી વિશ્વકર્મકૃત શિલ્પશાસ્ત્રમાં તે ભૂમિ ૩॥ હાથ હોવી જોઈએ એમ કહ્યું છે. પરંતુ વિદ્વાન્ અને સ્થપતિ-શિલ્પવેદવિત્ પંચાલ બ્રાહ્મણ-આ બંને મત ખરા છે, એમ માનીનેચાલે છે. કેમકે જેનું માન ઓછું છે તેમાં પારેવાંને રહેવાની જગ્યા ઉમેરીએ તો તે બંને એક સરખાંજ થાય છે આ ઉપરથી સ્પષ્ટ છે કે, જો વિશ્વકર્મવંશસ્થ શિલ્પિવાચક સ્થપતિ શબ્દ બ્રાહ્મણવર્ગમાં ગણવાને યોગ્ય ન હોત તો વેદશાસ્ત્રસંપન્ન વિદ્રાન્ બ્રાહ્મણોનેજ લગાડવામાં આવનારો विपश्चितः-આ શબ્દ સ્થપતિ નામના શિલ્પિને વરાહમિહિરે કદિ પણ લગાડયો ન હોત. અને જે અર્થે 'विद्वान् विपश्चित् दोषज्ञः' આવું બ્રહ્મવર્ગમાંનું બ્રાહ્મણ જાતિનુંજ विपश्चितः-આ વિશેષણ 'प्राहुः स्थपतयश्चात्र मतमेकं विपश्चित' એમાં શિલ્પવાચક સ્થપતિને લગાડેલું છે અને 'दैवत पूजां कृत्वा स्थपतीनभ्यर्च्य विप्राश्च' આમાં તેજ સ્થપતિની બીજી બ્રાહ્મણોના પહેલાં અગ્રપૂજા છે તે અર્થે પૂર્વોક્ત સર્વ શ્રુતિવચનો ઉપરથી [ सगाष्पतीष्ठ्यास्थपति ] આ અમરકોશનાં વાકયમાં આગ્નેયેષ્ટિ વાગિશ્વરી યાજક વિશ્વબ્રાહ્મણ શિલ્પિનું 'स्थपति' આ પર્યાયનામ બ્રાહ્મણવર્ગમાંજ સમાવિષ્ટ કરેલું છે, એ ખાત્રીપૂર્વક સમજવું જોઈએ. કેમકે શિલ્પજન્ય રથકર્મસંબંધી વાજપેયયજ્ઞ પ્રથમ બૃહસ્પતિએ કર્યો તે ઉપરથી વેદવિદ્યા પ્રમાણે રથાદિ શિલ્પવિદ્યા પણ બ્રહ્મકર્મરૂપજ છે. જુઓ, રથકર્માત્મક વાજપેય યજ્ઞકર્તા બૃહસ્પતિ 'तै० ब्रा० अ० ३ अ० ८-' ब्रह्मवैर्देवानांबृहस्पतिः' આ શ્રુતિ ઉપરથી બ્રાહ્મણ શ્રેષ્ઠ છે.

## ૨૨. वैदिक शिल्पमां देवताओनु वास्तव्य होई रथ वेदस्वरूप छे.

જે પ્રમાણે વેદમંત્રોને આધીન દેવતા હોય છે તે પ્રમાણે રથ ગ્રહ પ્રાસાદ મૂર્તિ, અલંકાર, યજ્ઞપાત્રો. કુંડ મંડપ, શસ્ત્રાસ્ત્રો ઇત્યાદિ વૈદિક શિલ્પોને વિષે સુધ્ધાં દેવતાઓ અવશ્ય રહે છે તેનું પ્રમાણ શ્રુતિ:-

तै०ब्रा०-वैश्वदेवोवैरथः। अंकौन्यंकावभितोरथं यात्वित्याह।
याएवदेवतारथेप्रविष्टास्ताभ्यएवनमस्करोति ॥

ભાવાર્થ:-સર્વ દેવ રથમાં વાસ્તવ્ય કરે છે. તેથી એક દેવરથને નમસ્કાર કરવાથી સર્વ દેવતાઓને નમસ્કાર કરવાનું શ્રેય પ્રાપ્ત થાય છે. પરંતુ રથ કરવાની ક્રિયામાં સુવર્ણાદિ ધાતુઓનો કશો સંબંધ નથી; રત્નોનું પણ તેમાં કામ પડતું નથી. તો પછી તે રથનું કર્તૃત્વ સ્વર્ણકારને કેવી રીતે પ્રાપ્ત થાય છે? અને રથમાં કઇ દેવતાઓ છે? એમ પૂછશો તો તે વિષે સુધ્ધાં પ્રમાણ બતાવું છું:—

मत्स्यपुराण अध्याय १३२-चक्रुश्चंद्रंचसूर्यंच चक्रेकांचनराजते ॥ शुक्लपक्षं कृष्णपक्षं पक्षद्वयमपीश्वराः ॥ १८ ॥ रथनेमिद्वय चक्रुर्देवा ब्रह्मपुराः सराः ॥ कृतं द्वाजकह-नयन त्रिवेणु शातकुंभिकं ॥ मणियुक्तेंद्रनीलैश्च वृत्तं हृष्टमुखैः सुरैः ॥ वरूथं गगनं चक्रुश्चाक्रूप रथस्यते ॥ २१ ॥ ऋग्वेदः सामवेदश्चयजुर्वेद स्तथापरः ॥ वेदाश्चत्वार एवैतेचत्वारस्तुरगाभवन् ॥ प्रतोदोंकार एवासीतदग्रच वषट्कृतं ॥

---

वस्तु श्लोक-यांदृक्कृतमया वस्तु तत्पुरं सहदानवं ॥ रथमौपयिकं मह्यं सज्जयध्वं किलामरे ॥१५॥ दिव्यास्त्र गतयांक्ता स्ते जगित।महकासुराः ॥ तथेत्युक्त्वा महादेवं चक्रुस्ते रथमुत्तमम् ॥ १६ ॥

અર્થ:-રથનાં બે પૈડાંમાંથી એક સુવર્ણમય અને બીજું રૌપ્યમય [ રૂપાથી મઢેલું ] હોય છે; તેમાં સૂર્ય અને ચંદ્ર દેવતા, પૈડાની ધરીમાં શુકલ પક્ષ અને કૃષ્ણ પક્ષ. સોનાનું પતરૂં કરીને તે ઉપર જડેલા ત્રણ વાંસડાનું જોંસરૂં બાંધવાનો વચ્ચે દાંડો હોય છે. તેમાં ગંગા, સિન્ધુ અને શતુદ્રી આ ત્રણ દેવતાઓ. અશ્વને વિષે ઋગ્વેદાદિ ચારે વેદ સ્થાપન થાય છે. ચાબુકમાં કાર અને તેના છેડામાં વષટ્કાર હોય છે. આ પ્રમાણે સર્વ દેવોનો સમુદાય રથસ્વરૂપે સર્વેને દૃષ્ટિગોચર થાય છે. તેમજ સર્વ વેદ પણ રથરૂપે ચિંતનીય છે. એનું પ્રમાણ:-

तै०ब्रा०-सोऽब्रवीत्प्रजापतिच्छंदांसिरथोमे भवत । युष्माभिरहमेतध्वानमनुसंचराणीति। तस्यगायत्रीच जगतीचपक्षावभवतां। उष्णिकत्रिष्टुप्चप्रष्ठ्यौ अनुष्टुप्चपंक्तिश्चधुर्यौं । बृहत्येवोद्धिरभवत् । सएतंछंदोरथमास्थाय । एतमध्वानमनुसमचरत् । एतंह्वैछंदोरथमास्थाय । एतमध्वामनुसंचरति । येनैष एतत्संचरति । यएवंविद्वान्त्सोमेनयजते । यउचेगमेवंवेद इति ॥

અર્થ:-તે પ્રજાપતિએ આદિત્યનાં રૂપે આકાશમાર્ગે જવું એમ બધા દેવોને કહ્યું, " અહો ! ગાયત્રિ પ્રભૃતિ છંદો ! તમે મારામાટે રથરૂપ થાઓ. તમે રથરૂપ થશો એટલે હું આકાશમાર્ગે સંચાર કરીશ. " આ પ્રમાણે કહેતાંજ તે પ્રજાપતિનાં ગમન માટે ગાયત્રિ અને જગતી એ રથનાં પૈડાં થયાં; ઉષ્ણિક અને ત્રિષ્ટુપ્ એ રથના બે લાંબા દાંડા, અનુષ્ટુપ અને પંકિત આ બે આગલા ઘોડા, અને બૃહતિ રથની વચ્ચેની જગ્યા થઈ. આવા એ છંદોમય રથપર બેસીને તે પ્રજાપતિ નિત્ય આકાશમાર્ગે સંચાર કરે છે. તેથી જે પુરૂષ આ પ્રમાણે રથનાપર અનુસંધાન રાખે છે, અને વેદનું રથસ્વરૂપે ધ્યાન ધરે છે. તને સોમયજ્ઞનું ફલ પ્રાપ્ત થાય છે. આ ઉપરથી વેદ જો રથસ્વરૂપે ધ્યાન કરવાને યોગ્ય છે તો રથાદિશિલ્પ બ્રહ્મકર્મ સ્વરૂપજ છે. દેવોને વિજયશાલી રથના જેટલી પ્રિય વસ્તુ બીજી એકે નથી. યુધ્ધને વિષે રથ જયશાલી, સામર્થ્યદાયક, મનને ઉત્સાહ અને પ્રસન્નતા આપનારો હોવાથી ઇંદ્રાદિ દેવોને રથનાકરતાં અધિક પ્રિય એવી બીજી કોઇ પણ વસ્તુ નથી. તેથી મંત્રદ્રષ્ટા ઋષિ, રથ એ વેદોકત સૂકતમય છે એમ દેવને જણાવીને તેમને આ વેદોકત સુકતરૂપ રથઉપર બેસીને હવી પ્રાશન કરવામાટે યજ્ઞમાં જલદી આવો એવી પ્રાર્થના કરે છે. જુઓ:—

**ऋ.अ.१।४।२।७-अस्मा इदुस्तोमंसांहिनोमि रथं नतष्टेवतत्सिनाय। गिरं श्चगिर्वाहसे सुवृक्तीं द्राय विश्वमिन्वंमेधिराय ॥**

भाष्यं-स्तोतृभिः प्रेषितानिस्तोत्राणि रथवदिंद्रमानयंति ॥ अत:कारणाद्रथेच्छांकुर्वत रथकारो रथं करोति तद्वदहमिंद्रायैव नत्वन्य देवाय स्तोत्रं रचयामि । यरस्तोत्र रथ वत्सुवृक्ति सुमंस्कृतामिति ॥'

એમાં એમ કહ્યું છે કે ' રથની ઇચ્છા કરનારા ઇંદ્રાદિ દેવ જે પ્રમાણે રથ તૈયાર કરનારા રથકારઉપર પ્રીતિ કરે છે, તે જ પ્રમાણે મેં કરેલા સ્તોત્રને જ રથ સમજીને આ સ્તોત્રરૂપ રથમાં બેસીને ઇંદ્ર આવો અને રથકાર પ્રમાણે અમારા સ્તોત્રકારોઉપર સુદ્ધાં પ્રીતિ કરો. ' એમ જો સ્તોત્રકર્તા ઋષિ કહે છે તો રથકારાદિ શિલ્પકર્તા બ્રાહ્મણ દેવોને પણ અત્યંત પ્રિય છે એમ કહેવું જોઇએ. કેમકે દેવોને રથમાં બેસવાની ઘણી હોંશ હતી. અત્યારે સુદ્ધાં ગામોગામ રથ કરેલા નજરે પડે છે, એજ તેનો પ્રથમ

સાક્ષી છે. સ્પર્શાસ્પર્શ ઇત્યાદિ ન સમજતાં થતાં ક્ષુદ્ર દોષોને લીધે દેવતા ક્ષુબ્ધ થાય છે. અને તેથી સ્થાપન કરેલી મૂર્તિમાંની દૈવિક શકિત ઓછી થાય છે. દેવોની મૂર્તિમાંની તે દૈવિક શકિત અને સુપ્રસન્નતા નિત્ય કાયમ રહે તેથી પ્રતિવર્ષે પ્રતિષ્ઠાંગભૂત રથોત્સાહ—દેવોની મૂર્તિને રથમાં બેસાડીને ગામની આસપાસ વાદ્યાદિ આનંદોત્સવ પૂર્વક ફેરવી લાવવી- કરતા હશે.

२३ रथोत्साहमां देवमूर्ति लइने रथमां बेसवानो अधिकार विश्वब्राह्मणोनेज छे.

मत्स्यपुराण २६५ प्रतिष्ठाविधौ–उत्थापयेत्ततोदेवमुत्तिष्ठब्रह्मणस्पत ॥ आमूरजेतिच तथा रथेतिष्ठेतिचापरः ॥ रथेब्रह्मरथेवापिधृतांशिल्पिगणेनतु ॥ आरोप्यच ततो विद्वानाकृष्णेनप्रवेशयेत् ॥

અર્થ:–' उत्तिष्ठ ब्रह्मणस्पते० ' આ મંત્રવડે દેવતાના પૂજારીએ કિંવા સ્થાપના કરનારાએ તે મૂર્તિ ઉપાડીને વિશ્વકર્મશિલ્પિબ્રાહ્મણને આપવી. અને તે શિલ્પિએ ' रथेतिष्ठ ' આ મંત્રવડે કિંવા ' रथेब्रह्म० ' આ મંત્રવડે તે મૂર્તિને રથના મધ્યભાગનેવિષે મૂકીને તેને પકડીને બેસવું. મૂર્તિ ઉંચકીને રથમાં બેસાડતી વખતે ' आमूरजप्रत्यावर्तय० ' આ મંત્ર વિશ્વબ્રાહ્મણશિલ્પિએ બોલીને દુંદુભી વગેરે વાદ્યો વગાડવાનું કહેવું. આ પ્રમાણે વાજતે ગાજતે તે દેવનો રથ ગામમાં ફેરવીને આણ્યા પછી મૂર્તિ સ્થાપન કરનારાએ ' आ कृष्णेन रजसा वर्त० ' આ મંત્રવડે તે દેવની મૂર્તિ શિલ્પિપાસે રથમાંથી બહાર કઢાવીને દેવાલયમાં લઇ જવી. આટલો બધો દેવોને રથ પ્રિય છે. એટલુંજ નહીં પણ ઇંદ્રાદિ દેવો માટેજ મંત્રદ્રષ્ટા બ્રહ્મર્ષિનાં સૂકતો અને યજ્ઞકર્મો છે. તે જ પ્રમાણે રથ એ પણ એક દેવતાજ છે એમ સમજીને તેને માટે બ્રહ્મર્ષિઓએજ નહી પણ દેવોએ સુધ્ધાં સ્તોત્રો અને યજ્ઞ કર્યાં છે. જુઓ. ઋગ્વેદ અષ્ટક ૫૪ અધ્યાય ૭ વર્ગ ૩૫ મંત્ર ૧ લો, બીજો અને ત્રીજો દેવો એમાં ( हविषारथंयज );ઇત્યાદિ જાણવા. આ પ્રમાણે દેવોને રથ અત્યંત પ્રિય છે અને તે રથ, દેવમૂર્તિ ઇત્યાદિ તૈયાર કરનારા વિશ્વબ્રાહ્મણ શિલ્પિ પણ અત્યંત પ્રિય છે. પહેલાં કહેલાં દેવરથમૂર્તિ ઇત્યાદિ કર્મો કરવા માટે વિશ્વબ્રાહ્મણોજ જોઇએ. એનું પ્રમાણ:—

स्कंदपुराणे प्रतिष्ठाखंडे–शिल्पिनां देवकर्तृत्व वंश्यानां विश्वकर्मणः ॥ अहं विश्वस्यकर्ताच कर्तारो मम शिल्पिनः ॥ १ ॥ शिल्पिगर्भाणि लिंगानि लिंगगर्भाश्चशिल्पिनः ॥ शिल्पिरूपं तुमद्रूपं नभेदः शृणुपार्वति ॥ २ ॥

અર્થ:–શંકર કહે છે, ' હે પાર્વતિ ! શિવલિંગ કિંવા દેવોની મૂર્તિઓ તૈયાર કરવી એ કામ વિશ્વકર્મસંતતીય શિલ્પકારોનુંજ છે. તેથીજ હું હંમેશાં શિલ્પકારોમાં રહું છું અને શિલ્પકાર હંમેશાં મારામાં રહે છે. એટલા માટે મારા લિંગની પ્રતિષ્ઠા કરતી વખતે મૂર્તિ વગેરે કરનારા પંચાલ શિલ્પકાર મત્સ્વરૂપજ હોવાથી પૂજ્યજ છે. કેમકે

## २४. रथकारब्राह्मणनी गणना देवगणमां छे.

भारत अनुशासन पर्व अध्याय १६५–पितामहो जगन्नाथः सावित्री ब्रह्मणः सती॥ वेदभू रथकर्ताच विष्णुर्नारायणः प्रभुः ॥ १ ॥ उमापतिर्विरूपाक्षः स्कंदः सेनापतिस्तथा ॥ विशाखोहुतभुग्वायुश्चंद्रसूर्योप्रभाकरौ ॥ १ ॥ शक्रःशची पतिर्देवो यमोधूमोर्णयासह ॥ वरुणः सहगौर्याच सहऋध्याधनेश्वरः ॥ ३ ॥ सौम्यागौः सुरभिर्देवी विश्रवाहमहानृषिः ॥ ४ ॥ संकल्पः सागरोगंगास्त्रवंत्योऽथमरुद्गणाः ॥ आदित्यावसवोरुद्राः साश्विनः पितरोऽपिच ॥५॥ धर्मः श्रुततपोदीक्षा व्यवसायः पितामहः॥ शर्वर्यो-

दिवसाश्चैवमारीच कश्यपस्तथा ॥ शुक्रोबृहस्पति भौमोबुधोर हुः शनैश्चरः ॥ ६ ॥
नक्षत्राण्यृतवश्चैवमासाः पक्षाश्चवत्सराः॥ वनतेयाः समुद्राश्चाद्रुकजाः पन्नगास्तथा ॥७॥

અર્થ:–જગન્નાથ, બ્રહ્મદેવ, સાવિત્રી,-બ્રહ્મદેવની પત્ની–વેદભૂ-વેદગર્ભ યજ્ઞપુરૂષ–રથકર્તા, –રથકાર ત્વષ્ટા વિશ્વકર્મા–નારાયણ, વિષ્ણુ, વિરૂપાક્ષ ઉમાપતિ–શંકર સેનાપતિ કાર્તિકસ્વામિ, વિશાખ, આગ્નિ, વાયુ, ચંદ્ર, સૂર્ય, ઇંદ્ર, યમ ઉર્ણાસહિત ધૂમ, ગૌરિસહિત વરૂણ, ઋધ્ધિ સહિત કુબેર, સૌમ્યા–શાની-ગાય, કામધેનુ, વિશ્રવા ઋષિ, સંકલ્પ–ધર્મઋષિનો પુત્ર-મહાસાગર, ગંગા આદિ નદીઓ, મરૂદ્ગણ, દ્વાદશાદિત્ય, અષ્ટવસુ, એકાદશરૂદ્ર, અશ્વિનૌદેવ ૨, પિતૃઓ વેદ, તપસ્, દીક્ષાવ્યવસાય, પિતૃપિતા, રાત્રી, દિવસ, મરીચિપુત્ર, કશ્યપ, શુક્ર, બૃહસ્પતિ, મંગળ, બુધ, ગુરૂ, રાહુ, શનિ, અશ્વિન્યાદિ નક્ષત્રો, વસંતાદિ ઋતુ, માસ, પક્ષ, સંવત્સર, પક્ષી, અને સર્પને દેવ કહે છે. કેમકે આ બધા દેવવંશમાં થયેલાં છે. આ ઉપરથીજ લોકોમાં વેદપુરૂષની પ્રજા વેદભૂ: વૈદિક–બ્રાહ્મણ અને રથકર્તા વિશ્વકર્માની પ્રજા પંચાલ રથકારને ભૂદેવ કહે છે–કેમકે પહેલા બ્રાહ્મણ યજ્ઞકર્મથી અને બીજા શિલ્પકર્મથી દેવોને પ્રિય થાય છે.

## २५. रथकार ब्राह्मणोनां आधानविषे विशेष विधाननुं वर्णन.

જો કે કાશ્યપાદિ અનેક સૃષ્ટિકર્તા પ્રજાપતિ કહેવડાવે છે તથાપિ કાશ્યપાદિ સર્વ પ્રજાપતિસહિત સર્વ ત્રૈલોકયમાં જેમની પ્રજા છે એવા મુખ્ય આદ્ય પ્રજાપતિ ભૃગુ અને અંગિરા એવા બે છે. એનું પ્રમાણ:—

भारत अनुशासनप० अ० ८३–आग्नेय स्त्वंगिराः श्रीमान् कविर्ब्राह्मो महायशाः ॥
भार्गवांगिरसा लोके लोकसंतानलक्षणौ ॥

અર્થ:–આખા ત્રૈલોક્યમાં જેટલી પ્રજા છે તેટલી બધી આગ્નેય એટલે અંગિરા અને બ્રાહ્મણ એટલે ભાર્ગવ એ બે પ્રજાપતિમાંથીજ થએલી છે. વિશ્વબ્રાહ્મણ એ અંગિરસ વર્ગમાંના છે અને તે અંગિરસની વંશમાલિકામાં ભારદ્વાજ, અંગિરસ, ગૌતમ, અંગિરસ, ભૃગ્વાંગિરસ ઇત્યાદિ અનેક ભેદ છે. તેમાંના કેવલાંગિરસ–જેમને અથર્વાંગિરસ એવું બીજું નામ છે, તેમના વંશના ઋષિ, વિશેષ કરીને રથાદિ શિલ્પ કરનારા હતા. અને કેટલીક વખત તો પ્રાચીન સમયે તો બધાય બ્રહ્મર્ષિઓએ શિલ્પકામ કરેલાં છે. તેમાં પણ વિશ્વકર્મા, બૃહસ્પતિ, સુધન્વા, શુક્રાચાર્ય, ભુવન, ભૌવન, સંવર્ત, અંગિરા, ઋભુ, સનગ ઇત્યાદિ જે બ્રહ્મર્ષિ હતા તે તો રથ, વાસ્તુ, અલંકાર, મૂર્તિ, યજ્ઞપાત્રો, શસ્ત્રાસ્ત્રો આ શિલ્પકલાનાં કામ હંમેશાંજ કરતા હતા. તેમાં રથકાર તરિકે એક નિરાળોજ બ્રાહ્મણ વર્ણ થયો હતો. શિલ્પકર્મ ઉપરજ હંમેશા નિર્વાહ થાય એટલા માટે જે સદાસર્વદા રથ તૈયાર કરનારા રથકાર નામના ત્રણે વર્ણમાં જે જે લોકો હોય તેમને આધાનાદિ કર્મમાં મંત્રદેવતા અને આધાનકાલ પણ શ્રુતિએ વિશેષ કહેલા છે. વેદોકત કર્મોનો અધિકાર ત્રણે વર્ણોને છે. અર્થાત્ વૈદિક આધાન સંબંધી રથનું કામ કરવાનો અધિકાર પણ જે પ્રમાણે બ્રાહ્મણોને છે તે જ પ્રમાણે ક્ષત્રિયોને અને વૈશ્યોને છે. આ ત્રણે વર્ણના સામાન્ય આધાનોની અને ત્રણે વર્ણના રથકારોની વિશેષ એવી મંત્રદેવતાઓ શ્રુતિએ કહેલી છે; તે આ પ્રમાણે:—

**श्रुति तै० ब्रा० अ० १ प्रश्न १ अ. ५ यस्यवा अयथादेवतम् ग्निराधीयते। आदेवताभ्योवृश्चते। पापीयान्भवति। यस्य-**

**यथादेवतं । नदेवताभ्य आवृश्च्यते । वसीयान्भवति । भृगूणांत्वांगिरसांव्रतपते व्रतेनादधामीतिभृग्वंगिरसामाद्ध्यात् । आदित्यानांत्वादेवानांव्रतपते व्रतेनादधामीत्यन्यासांब्राह्मणीनांप्रजानां । वरुणस्यत्वाराज्ञोव्रतपते व्रतेनादधामीतिराज्ञः । इंद्रस्यत्वेंद्रियेणव्रतपते व्रतेनादधामीति राजन्यस्य। मनोस्त्वाग्रामण्यो व्रतपते व्रतेनादधामीति वैश्यस्य। ऋभूणांत्वादेवानांव्रतपतेव्रते नादधामीति रथकारस्य ॥**

भाष्यं—हेव्रतपते कर्मस्वामिन् अग्ने भृगूणामांगिरसांच संबंधिना व्रतेन कर्मविशेषेण निमित्तभूतेन । त्वामादधामि । इहायतन स्थापयामीति मंत्रार्थः । एवमुत्तरत्रापि

અર્થઃ—જેની જે દેવતા હોય, તે સમુદાય તે દેવતાને છોડીને આધાન કર્મ કરે તે દેવતાનો દ્રોહ થઈને દારિદ્ર પ્રાપ્ત થાય છે. અને પોતાની ઇષ્ટ દેવતાનુંજ આધાન કરવાથી દેવતાનો પ્રસાદ થઈને ધનસંપત્તિ પણ પ્રાપ્ત થાય છે. તેથી બ્રાહ્મણાદિકોની આધાન દેવતાઓ શ્રુતિએ કહી છે. તે ભૃગુદેવતા સંબંધી આધાન-અગ્નિહોત્રાદિકર્મ—ભૃગુકુલોત્પન્ન બ્રાહ્મણોએ કરવું—ભૃગુદેવ ૧૨ છે તેમનાં નામ—" **मत्स्यपु. अ० २०३-भुवनोभौवनश्चैवसुजन्यःसुजनस्तथा ॥ शुचिःक्रतुश्चमूर्धाच त्याज्यश्चवसुदश्चह ॥ प्रभवश्चाव्ययश्चैवदक्षोऽथद्वादशस्तथा ॥ १३ ॥ इत्येतेभृगवोनामदेवाद्वादशकीर्तितः** " આંગિરસ દેવતાસંબંધી આધાન અંગિરાકુલોત્પન્ન બ્રાહ્મણોએ કરવું. આંગિરસ દેવ ૧૦ છે. તેમનાં નામ ' **वायुपु० अ० ४-औदार्यायुर्वनुर्दक्षोदमः प्राणस्तथैवच ॥ हविष्मांश्चिहविष्णुश्चक्रतुः सत्यश्चतेदश**" આ અંગિરસનાંજ કુલમાં ઉત્પન્ન થએલા બીજા રથકારાંગિરસ કરીને ત્રણ ઋભુદેવ છે. તે ત્રણ ઋભુદેવતાસંબંધી આધાન કરવું હોય તો રથકાર સંજ્ઞક વૈદિક રથશિલ્પ કરનારા ભૃગ્વાંગિરસ વિશ્વબ્રાહ્મણોએજ કરવું. તે જ પ્રમાણે ભૃગ્વાંગિરસ કુલોત્પન્ન બ્રાહ્મણજાતિના સામાન્ય આધાન સંબંધે મંત્રદેવતા અને નિત્ય દેવરથકર્મસંબંધી વિશેષ આધાન, મંત્ર અને દેવતા જણાવ્યા. ભૃગ્વાંગિરસ ગોત્ર સિવાય બીજા બ્રાહ્મણ હોય તેમણે આદિત્ય દેવતાત્મક આધાન કરવું. એમાં કોઇ રથ કરનારા હોય તેમણે પૂર્વોકત ઋભુ દેવતાત્મક જ આધાન કરવું. અભિષેક થએલા ક્ષત્રિય હોય તેમણે વરૂણ દેવતાત્મક આધાનકરવું અને રાજ્યાભિષેક ન થએલા ક્ષત્રિય હોય તેમણે ઇન્દ્ર દેવતાત્મક આધાન કરવું. તેમાં કોઇ રથ કરનારા હોય તો ઋભૂદેવતાત્મક આધાન કરવું. કોઇ વૈશ્યગ્રામાધિકારી હોય તો તેણે મનુદેવતાત્મક આધાન કરવું. અને વૈશ્યમાં કોઇ રથ કરનારા હોય તો તેમણે પહેલાં જણાવ્યા પ્રમાણે ઋભુદેવતાત્મકજ આધાન કરવું.

શંકાઃ—પરંતુ પૂર્વે કહેલી શ્રુતિમાં [ **ऋभूणांत्वा०** ] આ મંત્ર ત્રણે વર્ણના મંત્રની આખરે હોવાથી આ આધાન ત્રણે વર્ણથી ભિન્ન જાતિનું હોય એમ લાગે છે. તો પછી બ્રાહ્મણાદિ પ્રત્યેક વર્ણની આગળ તે જ વિશેષ આધાનરૂપે શામાટે કહ્યું ?

ઉત્તરઃ—રથકર્મસંબંધી જે વિશેષ વિધાનનું આધાન છે, તે કંઇ એક જ વર્ણનું નથી. તે ત્રણે વર્ણનું છે. એમ હોઇ તે જો એક બ્રાહ્મણવર્ણનાજ આધાન આગળ હોત તો, ક્ષત્રિય અને વૈશ્ય એ વેદાધિકારી હોવા છતાં તેમને આ રથકર્મ-

---

1 भृग्वंगिरादि सर्व विश्वकर्मसंततीय ब्राह्म रथकारोनां आधान बाह्य छे.

સંબંધી ઋભુદેવતાત્મક આધાનનો અધિકાર નથી, એમ થયું હોત. એટલા માટે જ ઋભુદેવતાત્મક વિશેષ આધાન ત્રણે વર્ણનું છે એવા અર્થનું પરિશિષ્ટ છેવટે આપ્યું છે. તે પરિશિષ્ટમાં દાખલ કર્યું છે એટલા ઉપરથી જ તે વિશિષ્ટ આધાન ત્રણે વર્ણનું જુદો છે, એમ માત્ર સમજવું નહીં; કેમકે "तै. ब्रा. अ. १।१।२—वसन्ते ब्राह्मणोऽग्निमादधीत । ग्रीष्मे राजन्य आदधीत । शरदि वैश्य आदधीत ।" આ શ્રુતિ ઉપરથી બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય આ ત્રણજ વર્ણ આધાનાધિકારી છે તેથી પૂર્વોક્ત શ્રુતિમાં કહેલો વિશિષ્ટ આધાનાધિકારી રથકાર ત્રૈવર્ણિકજ છે.

## ૨૬. माधवीय भाष्यमांनी भ्रान्तिरुप व्याख्यानुं सप्रमाण निरसन.

પ્રશ્ન:–રથકાર જો ત્રણ વર્ણમાંનો જ છે તો પૂર્વોક્ત શ્રુતિમાં માધવીય ભાષ્યમાં "रथकारस्य संकीर्ण जातीयस्य" આવું વ્યાખ્યાન કરીને આગળ પાછું "नैवं [ત્રૈવર્ણિક રથકાર નહીં] विप्रादीनैव रथकृत्त्वोक्त०" આ મીમાંસા ઉપરથી અને [माहिष्येण करण्यांतु रथकारः प्रजायते] આ યાજ્ઞવલ્કય સ્મૃતિપરથી સંકીર્ણ રથકાર સમજવો એમ શામાટે કહ્યું છે?

ઉત્તર:–ચાર વેદોની ચાર સંહિતા એટલે મૂળ બ્રાહ્મણ, અરણ્ય, અને સૂત્રો એટલાં બધાંને મળીને 'શ્રુતિ' એમ કહે છે. આ શ્રુતિના ગ્રંથમાં ઘણે ભાગે કદિ મતભેદ હોતો જ નથી પણ આ શ્રુતિના ગ્રંથનો ભાવાર્થ કાઢનારા ભાષ્યકાર, મીમાંસાકાર અને વૃત્તિકાર અનેક થઈ ગયા છે. તેમના કેટલાક તર્ક શ્રુતિના વિરૂધ્ધ પણ થએલા દગ્ગોચર થાય છે. તે જ નમુનો આ માધવીય ભાષ્યકારનો થયો છે. આ ભાષ્યકારે સંકર રથકારને આધાનનો અધિકાર છે, એમ જે લખ્યું છે તે શ્રુતિનાં આપસ્તંબાદિ પ્રાચીન સૂત્રોની અને સાયણ શંકરાદિ ભાષ્યોની પણ વિરૂધ્ધ છે; તો પછી આવું અનુમાન માધવાચાર્યને કરવાનું કારણ શું? કારણ એ કે અર્વાચીન મીમાંસકો પ્રાયઃ ગતાનુગતિક ન્યાયેજ ચાલનારા હોય છે. પરંતુ પોતાનોજ સ્વજાતીય એકાદા વિષયમાં અજાણતા અવળે પંથે જાય તો પોતે પણ તે પંથે જવું એ ઠીક નથી. કેમકે એક ભુલે અને બીજા બધા પણ તેમજ કહેવા લાગે એટલે શ્રુતિ જેવા પ્રાચીન ગ્રંથને, પૂર્વાપાર લોકાચારને, અને અનુભવને પણ વિરોધ આવીને બધા જણા મળીને ધર્મમાં બખેડા મચાવવા ઉપરાન્ત કશું કરી શકતા નથી. એટલા માટે શ્રુતિને અને શ્રુત્યાત્મક પૂર્વાપાર ચાલતા આવેલા સનાતન ધર્મનો વિરોધ ન કરતાં કરવામાં આવેલા જેટલા તર્ક હોય છે તેટલાજ નિર્દોષ અને સર્વમાન્ય થાય છે. અસ્તુ. પરંતુ માધવાચાર્યે રથકારસંબંધે શ્રુતિનું કહેલું ભાષ્ય ખોટું કેવી રીતે છે તે કહું છું. આ માધવચાર્યને, ભાષ્ય લખતી વખતે કેટલાક વિવક્ષિત મીમાંસકોના મતાભિમાનાનુસાર બધો અર્થ કરવાનું અભિમાન છે. અને તેમાંથી કેટલાક મીમાંસકોએજ આ આધાન ત્રણે વર્ણનું હોવા છતાં કેવળ તર્કશાસ્ત્રના બળે આ આધાન સંકર રથકારનું જ છે, એવું અનુમાન કર્યું હશે. પણ તે શ્રુતિ અનુસાર તો નથીજ પણ ન્યાયાનુસાર પણ નથી. ઠીક, પહેલાંના મીમાંસકોએ એ તર્ક કર્યો છે તે એકાદી સ્મૃતિને અનુસરીને કર્યો છે એમ માનીએ તો સ્મૃતિસ્મૃતિમાં પણ પરસ્પર વિરોધ છે જ. જુઓ:—

विज्ञानेश्वर जातिविवेके––क्षत्रियेण वैश्यायामुत्पादितो माहिष्यः । वैश्येन शूद्रायामुत्पादिता करणी तस्यां माहिष्येणोत्पादितो रथकारो नाम जात्या भवति । तस्यचोपनयनादिसर्व कार्यं वचनात् ॥

ક્ષત્રિયદ્વારા વૈશ્ય સ્ત્રીને પેટે ઉત્પન્ન થએલો જે પુત્ર હોય છે તેને માહિષ્ય (સંકર જાતિ) એમ કહે છે અને વૈશ્યદ્વારા શૂદ્રસ્ત્રીને પેટે ઉત્પન્ન થએલી જે કન્યા (સંકર જાતિ)

હોય છે તેને કરણી એમ કહે છે. અને આ બે છોકરામાંથી એટલે કે માહિષ્યદ્વારા કરણીને પેટે જે પુત્ર થાય છે તેને રથકાર કહે છે. આ સંકીર્ણ રથકારને ઉપનયનાદિ સર્વ વૈદિક મંત્રોવડે કર્મ કરવાનો અધિકાર છે. એમ વિજ્ઞાનેશ્વર કૃત જાતિવિવેકમાં કહ્યું છે. આનીજ વિરૂદ્ધ બૃહજ્જાતિવિવેકનું વાકય જુઓઃ—

बृहज्जातिविवेके-माहिष्येणकरण्यांतु रथकारः प्रजायते ॥ नैवापेनयनं तस्य शूद्रधर्माद्बहिष्कृतः ॥

અર્થ—'માહિષ્યદ્વારા કરણીને પેટે ઉત્પન્ન થયેલો જે રથકાર નામક પુત્ર તે સંકીર્ણ સંકર હોવાથી શૂદ્રકરતાં પણ નીચ છે; તેને ઉપનયન કરવાનો અધિકાર નથી." આ પ્રમાણે સ્મૃતિસ્મૃતિમાં કિંવા શ્રુતિસ્મૃતીમાં વિરોધ આવે તો " विरोधेत्वनपेक्षस्यादसति ह्यनुमानं " આ જૈમિની સૂત્રઉપરથી શ્રુતિ એજ પ્રમાણ છે. તેથી ભાષ્યકારનું કિંવા મીમાંસાકારનું જે પ્રકરણ વિષે જેટલું બોલવું શ્રુતિ અને ન્યાય વિરુદ્ધ તર્કનું હોય તેટલાપર ભરોંસો રાખવો કામનો નહીં. દોષનો ત્યાગ કરીને ગુણોનું ગ્રહણ કરવું એજ ન્યાય છે. કેમકે ' दृष्टं किमपिलोकेऽस्मिन्नदोषं निर्गुणम् ॥ त्यजांतशूर्पवद्दोषान्गुणान्गृह्णंति साधवः ॥ " આવાં વૃદ્ધ વચનો છે. હવે ( वर्षासुरथकारोऽग्नीनादधीत ) આ શ્રુતિનો અર્થ દરેક વર્ષાઋતુમાં રથકારે ત્રણે અગ્નિપ્રીત્યર્થ યજ્ઞ કરવો એવો હોવાથી આ શ્રુતિમાંના રથકાર ત્રૈવર્ણિક હોઇ. પ્રસ્તુત માધવીય ભાષ્યકાર જે મીમાંસા વાકયઉપરથી આ વર્ષાઋતુમાં કરવાનું ત્રૈવર્ણિક સંબંધી આધાન સંકીર્ણસંકર રથકારને કરવાનું કહે છે તે મીમાંસાવાકયનો આપણે વિચાર કરીએ.

## ૨૭ मीमांसकोना अनुगान मतनुं निराकरण.

मीमांसाधिकरणरत्नमालायां षष्ठाध्याये ६ प्रथमपादे १–विप्रादि नैवरथकृदन्यो वायस्तुयोगतः ॥ रूढवर्णांतर प्राप्य तस्य वर्षर्तुरिष्यते ॥ १ ॥

અર્થ—અત્યારે બ્રાહ્મણાદિ વર્ણત્રયમાં રથાદિ શિલ્પકાર નજરે પડતા નથી, તેથી વર્ષાસ્વાધાનાધિકારી રથકાર ' अन्योवा ' એટલે વિકલ્પેકરીને ત્રણે વર્ણના કરતા બીજો સમજવો, એમ મીમાંસકોએ કહ્યું છે. એમાં ' नवेति विभाषा ' આ પાણિની સૂત્રઉપરથી મીમાંસાકારોએ કારિકામાં ( વા ) આ વિકલ્પાર્થક પદ લગાડવાનું કારણ એટલુંજ કે ત્રણે વર્ણની બહારના સંકર રથકારોની ગણના શૂદ્ર વર્ગમાં કરી હોવાથી તેમને આધાનનો ( અગ્નિહોત્રનો ) અધિકાર નથી. તેથી આધાનાધિકારી બ્રાહ્મણાદિ ત્રણે વર્ણમાં રથાદિ શિલ્પકર્મને લીધે રથકાર આ સંજ્ઞા [ रथंकरोतीति रथकारः ] એવા કર્મને લીધેજ તેમને પ્રાપ્ત થતી હોવાથી તે ત્રણવર્ણાત્મક રથકારોને તેમની પરંપરાગત સંઘશકિતથી વર્ણાંતરત્વ એટલે ત્રણ વર્ણમાંનુંજ જાતિવિશેષત્વ પ્રાપ્ત થયું છે. તેમનો આધાનકાલ એટલે વર્ષાઋતુ, એમ સમજવું. આવો ખરો અર્થ હોવા છતા ' अन्योवा' આ પદ ઉમેરીને તેનો અર્થ અન્ય રથકાર કરવો કિંવા ત્રણે વર્ણાત્મક રથકાર કરવો એવો સંશયજ શામાટે ઉત્પન્ન થવો જોઇએ ? એનું કારણ [ वर्षासुरथकारोऽग्नीनादधीत ] આ શ્રુતિવાકયનાપર જેટલી મીમાંસાઓ છે તેમાંની કેટલીકોએ ત્રણે વર્ણના રથકાર છે તેજ ઋભ્વાધાનના અધિકારી છે. સંકીર્ણસંકરોને અધિકાર નથી એવો પૂર્વપક્ષ કર્યો છે. અને રથકારની ઋભુ દેવતાઉપરથી એક હીન જાતિસંબંધે મનમાં ભલતોજ ગ્રહ રાખીને ઋભુ દેવતાત્મક આધાન સંકીર્ણ રથકારોનુંજ હોવું જોઇએ એવો ઉત્તરપક્ષ કર્યો છે. અને કેટલાક મીમાંસકોએ અને દરોમસ્ત સૂત્રકારોએ ઋભ્વાધાન।

અધિકારી રથકાર છે. તે ત્રૈવર્ણિકજ છે. સંકીર્ણ સંકર રથકાર નથી એવો સિદ્ધાન્ત કરાઓ છે. અને [ उभयथ प्रयोग दर्शनात् हेतुः ... ] આવી ભાષ્યોકિત હોવાથી મીમાંસકોએ પૂર્વોકત વાકયમાં ' अन्योवा ' એમ કહ્યું છે. સારાંશ [वर्षासु रथकार आदधीत] આ શ્રુતિના અર્થસંબંધે મીમાંસા અને સ્મૃતિ એ પરસ્પર વિરૂદ્ધ અને સંશયયુક્ત છે. તેથી સ્મૃત્યાદિ ગ્રંથમાં વિરોધ આવે ત્યારે શ્રુતિપ્રમાણ ગ્રાહ્ય માનવું એનું પ્રમાણઃ-

## २८ श्रुतिस्मृत्यादि વાકયોના बलाबल વિષે.

पाद्मे-बहुत्वादिह शास्त्राणां धर्ममूलंश्रुतिः स्मृतिः ॥ श्रुति स्मृतिपुराणानां विरोधोयदि दृश्यते ॥ श्रौतं तत्रप्रमाणं स्यद्वयोर्द्वैधे श्रुतिर्वरा ॥ श्रुतिद्वैधतुयत्रस्यात्तत्र धर्मावुभौस्मृतौ ॥

અત્યારે પૃથ્વીપર અનેક શાસ્ત્રો હોવાથી, ધર્મની મૂળ શોધ કરવી હોય તો શ્રુતિ સ્મૃતિઉપરથીજ કરવી પડે છે. પરંતુ શ્રુતિસ્મૃતિ અને સ્મૃતિરૂપ પુરાણો વચ્ચે વિરોધ જણાય તો સ્વધર્મજિજ્ઞાસુએ શ્રુતિજ પ્રમાણ માનવી. અને શ્રુતિમાં પણ જ્યારે બે નિરનિરાળા મત જણાય ત્યારે ત્યાં બંને ધર્મ ' ઉદિતાનુદિત હોમ સંબંધી વિકલ્પની વ્યવસ્થાપ્રમાણે ' વ્યવસ્થાપ્રમાણે ચાલુ રહે છે.

શંકા-શ્રુતિસ્મૃતિમાં વિરોધ આવે ત્યારે શ્રુતિનેજ પ્રમાણ માનવી એ વાત ખરી છે. અને મીમાંસા તથા ભાષ્યો સુદ્ધાં જો શ્રુતિનોજ અર્થ પ્રગટ કરનારાં છે તો પછી પૂર્વોકત ( વર્ષાસુ० ) આ શ્રુ ોનો મીમાંસક વિકલ્પિત અને માધવીય ભાષ્યનો ' ... જાતી યસ્ય ' એજ અર્થ શ્રુતિસંમત માનવો જોઇએ. કેમકે, માધવાચાર્યે તો ' માહિષ્યેણ ... करण्यांतु रथकारः प्रजायते ' આ યાજ્ઞવલ્કયનું વાકય સુદ્ધાં પ્રમાણ તરીકે આપ્યું છે.

ઉત્તર-શ્રુતિ બ્રાહ્મણાદિકોના વર્ણધર્માદિકની ઉપદેશક છે. તેનો અર્થ પણ એકજ હોય. એમ હોવા છતાં તે એકજ અર્થવાળી શ્રુતિના મીમાંસાકાર અને ભાષ્યકાર પોતપોતાના તાર્કિક મતના જોરપર તેજ શ્રુતિના પદના ભિન્ન ભિન્ન અર્થ કરવા લાગે તો મીમાંસકોને તે તેમનીજ પંકિતમાં આવનારા ભાષ્યકારોને પણ શ્રુતિના જેટલું કદિ માન દઇ શકાય નહી. શ્રુતિનો અર્થ કરતી વખતે ભાષ્યકારોના તર્ક કઇ તરફ અને કેવી રીતે વહે છે, તેનું એકજ સુન્દર ઉદાહરણ દઉં છું. " सौधन्वनः " આ એક શ્રુતિવાકય છે. એનાપર સાયણાચાર્યનું ભાષ્ય ' सुधन्वन आंगिरसस्य सुधन्वनः ऋषःपुत्राः ' એમાં અંગિરા ઋષિનો પુત્ર સુધન્વા-બ્રહ્મર્ષિ એમ કહ્યું છે. આ એક જણે કરેલો અર્થ થયો. હવે બીજો પાર્થસારથીમિશ્ર નામકમીમાંસક ' सौधन्वनाः ' આ શ્રુતિનો અર્થ કહે છે. ' सुधन्वन वैश्य यांव्रात्यतो जातः कश्चित् सुधन्वा नाम ... जातिः तस्य ' એટલે ભ્રષ્ટ થએલા વૈશ્યદ્વારા વેશ્યા દાસીને પેટે થએલો હીન જાતનો છોકરો-એવો જે સુધન્વા તેનો પુત્ર ! આવો કર્યો છે. હવે માધવીય ભાષ્યકાર શું કહે છે તે જુઓ- ' सौधन्वनः सुधन्वनं ... वंज्रिनः ' આમાં સુધન્વા એટલે ઇંદ્ર એવો અર્થ કર્યો છે. આ ઉપરથી જુઓ ' सौधन्वनः ' આ એક શ્રુતિના પદના ત્રણ જણાએ કરેલા ત્રણ જુદા જુદા અર્થ ! કયાં બ્રહ્મર્ષિ, કયાં જારણીપુત્ર અને કયાંઇંદ્ર ! કશો નિયમ ! એનુ કારણ વૈદિકોના પરંપરાગત પાઠમાં ચુકભૂલ થઇને વેદોની મૂળ સંહિતામાના મંત્રોના સ્વરવર્ણના વિપર્યાસ થયા છે. માટે આવા વેદના અર્થ કરનારા ભિન્ન ભિન્ન અર્થના મીમાંસાદિ ગ્રંથો કેવળ નામધારીજ. છે. તે સત્યધર્મનો ઉપદેશ કરતી વખતે સત્યનોજ લોપ કરે છે ! આ કહેવું કેવળ અમારા ઘરનુંજ નથી. પણ વેદોનો સત્યાર્થ પ્રગટ કરવા માટેજ થએલા જે મત્સ્ય નારાયણનો અવતાર શ્રીવેદવ્યાસ તેમણેજ કહ્યું છે.

## २९ वेदार्थने व्याकुलता आणनारा भिन्न भिन्न ऋषिमतोविषे वर्णन.

मत्स्यपुराण अध्याय १४२–द्वापरं व्याकुली भूत्वा प्रणश्यति कलौ पुनः॥ वर्णानां द्वापरे धर्माः संकीर्यंते तथाश्रमाः॥ ६ ॥ द्वैधमुत्पद्यते चैव युगेतास्मिन् श्रुतास्मृता ॥ द्विधा श्रुतिः स्मृतिश्चैव निश्चयो नाधिगम्यते ॥ ७ ॥ अनिश्चयावगमात्कर्म तत्वं नविद्यत ॥ धर्मतत्वह्यविज्ञाते मतिभेदस्तु जायते ॥ ८ ॥ परस्पर विभिन्नास्ते दृष्टीनांविभ्रमेणतु ॥ अतो दृष्टि विभिन्नैस्तैः कृतमत्याकुलंत्विदं ॥ ९ ॥ एको वेद श्चतुष्पादः संहृत्यतुपुनःपुनः ॥ संक्षेपादायुषश्चैव व्यस्यते द्वापरे त्विह ॥ १० ॥ वेदश्चैक श्चतुर्धातु व्यस्यते द्वापरादिषु ॥ ऋषिपुत्रैः पुनर्वेदा भिद्यंते दृष्टिविभ्रमैः ॥ ११ ॥ तेतु-ब्राह्मणविन्यासैः स्वरक्रमविपर्ययैः ॥ संहृता ऋग्यजुः साम्नां संहितास्तैर्महर्षिभिः ॥ १२ ॥ सामान्याद्वैकृताच्चैव दृष्टिभिन्नैः क्वचित् क्वचित् ॥ ब्राह्मण कल्पसूत्राणि भाष्यं विद्यास्तथैवच ॥ १३ ॥ अन्येतु प्रस्थिता स्तान्वै केचितान्प्रत्यवस्थिताः ॥ द्वापरेषुप्रवर्तंते भि न्नार्थैस्तत्वदर्शनैः ॥ १४ ॥ एकमाध्वर्यं पूर्वमासं द्वैधंतु तत्पुनः ॥ सामान्य विपरीतार्थैः कृतं शास्त्राकुलं त्विदं ॥ १५ ॥ दुरिष्टैर्दुरधीतैश्च दुराचारै र्दुरागमैः ॥ १६ ॥ विप्राणं कर्मदोषैस्तैः प्रजानां जायते भयं ॥ १७ ॥

અર્થ–દ્વાપર યુગમાં વેદ જીર્ણ દશાને પામીને કલિયુગમાં તો તે રસાતાળજ જાય છે. તેજ પ્રમાણે દ્વાપર યુગમાં વર્ણાશ્રમ ધર્મનો સંકર જોઈએ શ્રુતિસ્મૃતિમાં મતભેદ ઉત્પન્ન થાય છે. શ્રુતિસ્મૃતિમાં દ્વૈત ઉત્પન્ન થયું કે ધર્મના ખરા જ્ઞાનનો નિર્ણય થતો નથી. શાસ્ત્રમાં સંશય રહ્યા કે સત્યધર્મ કયો એ સમજાતું નથી. સત્યધર્મજ્ઞાનનો લોપ થયો કે બ્રાહ્મણાદિ બધા વર્ણમાં મતભેદ થાય છે. મતભેદ વધ્યો કે એકબીજાના ધર્મ સંબંધી વિદ્વાન લોકો સુધ્ધાં શુધ્ધ વેદને ભિન્ન ભિન્ન દ્રષ્ટિએ જોવા લાગે છે. આ પ્રમાણે ભિન્ન ભિન્ન દ્રષ્ટિથી જોનારા ઋષિ આદિકરીને વિદ્વજ્જનોએજ આ શ્રુતિ જેવા પ્રાચીન અને સર્વમાન્ય ગ્રંથને પણ હેરાન હેરાન કરી નાંખ્યો છે. કૃત-ત્રેતા યુગમાં ઋગ્યજુઃ સામ અથર્વણરૂપ ચાર પાકવાળો એકજ વેદ હતો. દ્વાપરયુગમાં લોકોનું આયુષ્ય ઓછું થવાથી તેજ નિર્વિકલ્પ વેદની પોતપોતાની સોઈ માટે નિરનિરાળી અનેક શાખા કરીને પછી તેનું ગ્રહણ કરવા લાગ્યાં. વળી તે વેદાને નિરનિરાળી દ્રષ્ટિએ જોનારા વેદ-પાઠકોએ તો પોતાની વિદ્વતાની ઘમંડમાં તેમાંના સ્વરના અને વર્ણના સુદ્ધાં વિપર્યાસ કરીને બ્રાહ્મણાદિ ગ્રંથરૂપે નિરનિરાળી અનેક પદ્ધતિઓ કરીને તે બિચારા, ઋગ્યજુઃ સામની શુદ્ધ સંહિતાનેજ [ મૂળ પાઠનેજ ] મ્હોટમ્હોટા ઋષિઓએજ અસ્તાવ્યસ્ત કરી નાંખી છે. એટલુંજ નહી પણ નિરનિરાળી ભ્રામક દ્રષ્ટિએ બ્રાહ્મણ, કલ્પ, સૂત્ર, સ્મૃતિ, ભાષ્યો વગેરે સેંકડો ઉપગ્રંથના ભારે ભારા રચી રાખ્યા છે. કેટલાકોએ પૂર્વોક્ત ગ્રંથને અનુસરીને અનુકૂલ એવી ટીકા કરી છે. અને કેટલાકોએ એના વિરૂદ્ધ નિબંધ લખ્યા છે. આ પ્રમાણે દ્વાપરયુગમાં શ્રુત્યાદિ પ્રાચીન ગ્રંથના ભિન્નભિન્ન અર્થ કરનારા અનેક ઋષિ અને વિદ્વાન ઉત્પન્ન થયા. યજ્ઞકર્મમાં પણ એવોજ પ્રકાર. પહેલાં યજ્ઞ એકજ હતો; પણ તેમાં સુદ્ધાં બે પ્રકાર કરી મૂકયા. આ પ્રમાણે જુદા જુદા ગ્રંથકારોએ સામાન્ય શ્રુતિના અનેક વિપરીત અર્થ કરીને આ વેદશાસ્ત્રની તદન દુર્દશા કરી નાંખી છે. અને તે વિપરીતાર્થક ગ્રંથોઉપરથી બ્રાહ્મણાદિ લોકો, દુષ્ટ યજ્ઞ, દુષ્ટ અધ્યયન, દુરાચરણ અને દુષ્ટ શાસન કરવા લાગ્યાથીજ પ્રજાની પાછળ અનેક પ્રકારની પીડાઓ, સંકટો, ઉદ્ભવવાં લાગ્યાં છે. એનું બીજું પ્રમાણઃ—

वायुपुराणे चतुर्युगाख्याने अध्याय ५८—आद्येकृतेचधर्मोऽस्तित्रेतायांसंप्रपद्यते ॥ द्वापरेव्याकुलीभूत्वाप्रणश्यतिकलौयुगे ॥ ५ ॥ वर्णानांविपर्ययश्च संकीर्यंते तथा श्रमाः ॥ द्वैधमुत्पद्यतेचैवयुगेतस्मिन् श्रुतिस्मृती ॥ ६ ॥ द्वैधात्श्रुतेः स्मृत श्चवनिश्चयो-नाधिगम्यते ॥ अनिश्चयाधिगमनाद्धर्मतत्त्वंनगद्यते ॥ धर्मतत्त्वेह्यभिन्नानांमतिभेदो-भवेन्नृणां ॥ परस्परावभिन्नैस्ते दृष्टीनांविभ्रमेणच ॥ ८ ॥ अयधर्मोह्ययं नेतिनिश्च-योनाधिगम्यते ॥ मतिभेदेच तेषांवद्दृष्टीनांविभ्रमोभवेत् ॥ ९ ॥ ततोदृष्टिविभिन्नैस्तैः कृतं शास्त्राकुलंत्विदम् ॥ ऋषिपुत्रैः पुनर्वेदाभिद्यंतेदृष्टिविभ्रमैः ॥ १० ॥ मंत्र ब्राह्मण विन्यासैःस्वरवर्णविपर्ययैः ॥ संहिताऋग्यजुःसाम्नांसंहन्यंतेश्रुतर्षिभिः ॥ ११ ॥ सामान्याद्वैकृताच्चैवदृष्टिभिन्नैः क्वचित्क्वचित् ॥ ब्राह्मणं कल्पसूत्राणि मंत्रप्रवचनानिच ॥ १२ ॥ अन्येतुप्राहुस्तान्वैकेचित्तान्प्रत्यवस्थिताः ॥ द्वापरेषुप्रवर्तंतोभिन्नवृत्ताश्रमा-द्विजाः ॥ १३ ॥ एकमाध्वर्यवं० ॥ तेषांविपर्ययाश्चैवभवंतिद्वापरेपुनः ॥ १४ ॥ अवृ-ष्टिर्मरणंचैवतथैवव्याध्युपद्रवाः ॥ वाङ्मनः कर्मजैर्दुःखैर्निर्वेदोजायते पुनः ॥ १५ ॥ उत्पद्यंतेहिशास्त्राणांद्वापरेपरिपंथिनः ॥ आयुर्वेदविकल्पाश्च अंगानांज्योतिषस्यच ॥ १६ ॥ अथ शास्त्रविकल्पश्चहेतुशास्त्रविकल्पनं ॥ स्मृतिशास्त्रप्रभेदाश्चप्रस्थानानिपृथक् पृथक् ॥ १७ ॥ द्वापरेष्वभिवर्तंते मतिभेदास्तथानृणां ॥ २४ ॥

[ઉપરના શ્લોકોના અર્થ સ્પષ્ટજ છે.] તે ઉપરથી સ્મૃતિ, મીમાંસા, ભાષ્ય વગેરે ગ્રંથ જો કે વેદના અર્થ સ્પષ્ટ કરનારા છે તો પણ વૃત્તિકારોના ભ્રમતત્વથીજ ભિન્ન ભિન્ન અર્થ થયા હોવાથી વિવક્ષિત બાબતો શ્રુતિનાં મહત્વઉપરથી યથાર્થ માનવી ઉક્ત નથી કારણ કે 'श्रुतिलिंगसमाख्याच वाक्यं प्रकरणं तथा ॥ पूर्वं पूर्वं बलीयस्यादिति ] આ પરિભાષા ઉપરથી શ્રુતિ, સૂત્રો, પુરાણો, મીમાંસા અને ભાષ્યો એ અનુક્રમે એક કરતાં એક એ પ્રમાણે શ્રેષ્ઠ છે, એટલે કે ભાષ્યકરતાં મીમાંસા શ્રેષ્ઠ, મીમાંસા કરતાં પુરાણ શ્રેષ્ઠ, પુરાણ કરતાં સ્મૃતિ શ્રેષ્ઠ, સ્મૃતિ કરતાં સૂત્રો શ્રેષ્ઠ અને સૂત્રોકરતા શ્રુતિ શ્રેષ્ઠ એવી સર્વસંમત અનુક્રમણિકા છે.

તેથી માધવીય ભાષ્યકારે ( संकीर्णजातीयस्य ) આ પોતાની વ્યાખ્યાને ( वर्णासु० ऋभूणां० रथकार त्रैवर्णिक एव ) આ આપસ્તંબ સૂત્રબાધક થશે, એ ભીતિસ્તવ તે વ્યાખ્યા નીચે ( विप्रावि० ) આ મીમાંસોક્તિ અને ( माहिष्येण० ) આ સ્મૃતિવાક્ય જોડીને પૂર્વોક્ત આપસ્તંબ સૂત્રનો પોતે નિષેધ કર્યો છે. પરંતુ તે યોગ્ય નથી. તે તેમનો કેવળ મત પ્રિય છે. કેમકે તે મીમાંસા વાક્યજ મૂળમાં વિકલ્પનું છે. એ એક; અને મીમાંસાકરતાં શ્રુતિરૂપ પ્રાચીન આપસ્તંબ સૂત્ર શ્રેષ્ઠ હોવાથી તેનો નિષેધ થતો નથી એ બીજું; આ આધાર ઉપરથી એટલું સ્પષ્ટ સિદ્ધ થાય છે કે માધવીય ભાષ્ય-કારોએ આ બનાવેલું વિધાન કેવળ વૈકલ્પિક છે.* ૩૦.

---

* माधवीय भाष्यविषे प्रो० वेबर्नो मत.

" A Commentary has come down to us, but dates only from the 14th Century "

The circumstances that Commentaries on almost all branches of the vedas...are ascribed to Sayana and his broter Madhawa...Madhav and probably also Sayana were ministers at the Court of King Bukka at Vijayanagar...The writings attributed to them point, by the very difference of their contents and style to a variety of authorship

History of Indian Literature 2nd Edition-1882-Pages 41-42.
by A. WEBER.

## २१ मीमांसा कहतां सूत्र ग्रंथ ए श्रुतिप्रमाणेज बलिष्ठ छे.

काशी० अ० ३८–अष्टादशसुविद्यासुमीमांसाऽतिगरीयसी ॥ ततोऽपितर्कशास्त्राणि, पुराणं तेभ्यएवच ॥ ततोऽपिधर्मशास्त्राणि तेभ्योगुर्वी श्रुतिर्द्विज ॥ ५० ॥ ततोऽप्युपनिषच्छ्रेष्ठा गायत्रीच ततोऽधिका ॥

અર્થ–મીમાંસા એ સર્વ વિદ્યામાં શ્રેષ્ઠ છે. અને મીમાંસા કરતાં ન્યાયશાસ્ત્રના ગ્રંથ અધિક શ્રેષ્ઠ છે. ન્યાયશાસ્ત્રકરતાં પુરાણગ્રંથ અધિક માન્ય છે. પુરાણોકરતાં ધર્મશાસ્રો એટલે સ્મૃતિ માન્ય અને સ્મૃતિકરતાં શ્રુતિ (સૂત્રો) વેદાંગ, બ્રાહ્મણ, સંહિતા એ માન્ય છે. શ્રુતિકરતાં ઉપનિષદ શ્રેષ્ટ, અને ઉપનિષદ કરતાં ગાયત્રીમંત્ર શ્રેષ્ટ છે. આ પ્રમાણે પૂર્વ મીમાંસાકાર જૈમિની ઋષિના ગુરૂ પ્રત્યક્ષ વ્યાસ જ જો પોતાનાં મત્સ્ય વાયુ સ્કંદાદિ પુરાણોમાં તાર્કિક મતોને લીધે દ્વિધા કરવાથી તે ઋષિપુત્રોના મીમાંસા ગ્રંથોની યોગ્યતા જો ન્યાયના કરતાં પણ કનિષ્ટ પ્રતિની સમજે છે તો [ विप्राद्विनैव रथकृदन्योवा ] આ અર્વાચીન વિકલ્પિત મીમાંસા વાક્યને લીધે કલ્પની શરૂઆતમ ઉત્પન્ન થયેલા અત્યંત પ્રાચીન એવા આપસ્તંભ ઋષિની [ वर्णान्थकारस्यत्रयाणां वर्णानामतत्कम कुर्युस्तेषामेषकालः ] આ સૂત્રોકિતનુ ખંડન થતું નથી. મીમાંસા વાક્યવડે વેદાર્થનો નિઃશંક બોધ થતો નથી. તેથીજ [ वेदार्थोनिरुक्तव्याकरणादि श्रवणे नाधिगच्छत् इति मिताक्षरायां] વેદનો નિશ્ચયાત્મક અર્થ નિરૂકતવ્યાકરણાદિ સુત્રગ્રંથોના આધારેજ કરવો પ્રશસ્ત છે, એમ કહ્યું છે. આ ઉપરથી બહુશ્રુતપણું આવવા માટે વ્યાકરણ મીમાંસાદિ ગ્રંથોનો અભ્યાસ કરવાની જરૂર છે. પણ સ્વધર્મનો નિર્ણય કરવો તો તે શ્રુતિનાં પ્રમાણ ઉપરથીજ કરવો એવું મનુનું વચન પણ છે " म. अ २ सर्वंतुसमवेक्ष्येदं निखिलं ज्ञानचक्षुषा ॥ श्रुति प्रामाण्यतोविद्वान्स्वधर्मेनिविशेतवै ॥ ८ ॥ हरिओम् अथैतस्यसमाम्नायेति- આ બ્રહ્મયજ્ઞોકત પાઠ ઉપરથી આપસ્તંભ, આશ્વલાયનાદિ સૂત્રગ્રંથોની શ્રુત્યર્થબોધક નિરૂકતાદિ વૈદિક ગ્રંથમાં ગણના હોવાથી તે સૂત્રગ્રંથો પણ વેદ સ્વરૂપ છે; તેથી તે –સૂત્ર ગ્રંથ– સ્મૃતિકરતાં વિશેષ માન્ય છે. કેમકે " शास्त्रादिसूचना ग्रंथे सूत्रं " આ મેદિની કોશોકિતઉપરથી સૂત્રગ્રંથ એ મનુ યાજ્ઞવલ્કયાદિ સર્વ સ્મૃતિના આદિ–મૂળ ગ્રંથ અર્થાત્ શ્રુતિરૂપ છે. એટલે સૂત્રઉપરથી સ્મૃતિ કરી છે તેથી સ્મૃતિકરતાં સૂત્ર બલિષ્ઠ. એને પ્રમાણ પણ છે. " विद्याभूषणे प०—स्मृतयश्च पुराणानि सूत्राण्यपिततोमता ॥ अपिचाधुनिकैर्मर्त्यैर्विज्ञातव्यंततःपरं ॥ " આધુનિક લોકોએ શ્રુતિને અનુસરનારી

पृ २६ उपरथी चालु— "तैत्तिरीय ब्राह्मणपर भाष्य थयेलुं होई तेनो काळ चौदमां सैकामां आवे छ " " वेदना जुदा जुदा भागोपर करेलां भाष्योना कर्तापणानुं मान सायण अने तेना भाई माधवने आपवामां आवे छे. माधव अने वहुशः तेना भाई सायन ओ सुद्धां विजयनगरना बुक राजाना आश्रय हतो भाष्य ग्रंथोनी लेखन पद्धतिमां तथा प्रमाण पद्धतिमां जे कई फरक देखाई आवे छे. ए उपरथी आ बन्नेना नामथी प्रसिद्ध थयेलां भाष्यो तेमनां पोताना नहीं पण बीजा काईनां हश अेम स्पष्ट सिद्ध थाय छ.

ओ. वेबरकृत—हिस्टरी ऑफ इंडियन लिटरेचर.

पृ० ४१–४२ आवृत्ति २ जी १८८२

उपला प्रो. वेबरना मत उपरथी अने तैत्तिरीय ब्राह्मणनो काळ तेमज अर्वाचीन माधवना भाष्यना काळनी बन्नेना अंतरनो विचार करतां माधवीय भाष्य ओ अर्वाचीन घालमेलनो प्रकार देखाय के अने तेथी आ भाष्यमांनी अनुमानसिद्धता केवळ भ्रामक होई ते भरूसो करवालायक नथी अेम कहेवुं अयथार्थ नहीं थाय.

સ્મૃતિ અને પુરાણ પ્રમાણ માનવા. પણ સૂત્રગ્રંથ સ્મૃતિકરતાં પણ વધારે માન્ય છે. તેથી કોઈપણ સ્મૃતિનું વાકય સૂત્રનો નિષેધ કરવાને સમર્થ નથી.

### ३२ याज्ञवल्क्य स्मृति वाक्यनो आधान प्रकरणनी साथे कशो संबंध नथी.

આપસ્તંબ સૂત્રના નિષેધાર્થે માધવીયોએ [ माहिष्येण करण्यां ] આવું યાજ્ઞવલ્કય સ્મૃતિનું વાકય ભાષ્યમાં આપ્યું છે. પણ તે બ્રાહ્મણાદ્યાધાનાધિકાર શ્રુતિના પ્રસંગે તદ્દન વિસંગત અને અયુકત છે. કેમકે પૂર્વોકત શ્રુતિ એ બ્રાહ્મણાદિ સમર્થ એવા ત્રણે વર્ણને માટે ન હોઈ તે યજ્ઞાધિકારસંબંધેની છે. માટે તેની સાથે [ ऋभु० रथकारस्य आणि वर्षासु० ] આ આપસ્તંબ શ્રુતિને અનુસરીને [ वर्णत्रयाणां वर्णाना मंतर्भूतस्य रथकारस्य ] બરાબર મેળ બેસે છે. તેવો આ શ્રુતિની સાથે ( माहिष्येण करण्यांतु० ) આ યાજ્ઞવલ્કય સ્મૃતિ વાકયનો કશો સંબંધ નથી. કેમકે યાજ્ઞવલ્કયે ( माहिष्येण० ) આ વાકયમાં ફકત અનુલોમ પ્રતિલોમાદિ સંકરજાતિ પ્રકરણમાં રથકાર તરિકે એક સંકીર્ણ-સંકરજાતિની ઉત્પત્તિ માત્ર જણાવેલી છે. પરંતુ તે સંકીર્ણ સંકર રથકારે વર્ષાઋતુમાં ઋભુદૈવત અગ્નિહોત્ર લેવું એમ બીલકુલ કહ્યું નથી અર્થાત સૂત્રનિષેધ માટે આપેલું સ્મૃતિવાકય પણ સૂત્રની વિરૂદ્ધ નથી, એમ સિદ્ધ થાય છે. એને વળી બીજું પ્રમાણઃ-

### ३३ आपस्तंबसूत्र, याज्ञवल्क्यस्मृति अने मनुस्मृति एनुं अविरोध संपादन.

યાજ્ઞવલ્કય સ્મૃતિ જે સ્મૃતિને અનુસરીને છે અને જે સ્મૃતિ (यद्वैकिंचमनुरवदत्तद्भेषजं तन्मनुरब्रवीत्) આ છાંદોગ્ય શ્રુતિઉપરથી અને ( वेदार्थोपनिबंधत्वात्प्राधान्यंहिमनोःस्मृतं॥ मन्वर्थविपरीतातु यास्मृतिःसानशस्यते ॥ तावच्छास्त्राणिशोभंते तर्कव्याकरणानिच ॥ धर्मार्थमोक्षोपदेष्टामनुर्यावन्नभाषते ॥) અર્થ-વેદાર્થને અનુસરનારી મનુસ્મૃતિ સર્વ ધર્મશાસ્ત્રમાં મુખ્ય છે. મનુસ્મૃતિને વિરૂદ્ધ જે અન્યસ્મૃતિનું વાકય તે પ્રશસ્ત નથી. વધારે તો શું પણ ન્યાય, વ્યાકરણ, મીમાંસાદિ ગ્રંથોની સુદ્ધાં મનુસ્મૃતિ આગળ પ્રતિષ્ઠા નથી. આ બૃહસ્પતિનાં વાકયઉપરથી વેદમાન્ય શ્રુતિપ્રોકત જે મનુસ્મૃતિ તેમાં અનુલોમ પ્રતિલોમાદિ સર્વ સંકીર્ણ સંકરજાતિનો સુદ્ધાં ધર્મનિર્ણય કર્યો છે અને જે અર્થે તે સવિસ્તર મનુસ્મૃતિમાં સંકીર્ણ સંકરજાતિઓ છે તે બધી ( हीनाहीनान्प्रसूयंते वर्णान्पंचदशैवतु ॥ ) મૂર્ધાભિષકતાદિ કરવામાં આ છ અનુલોમ હીનસંજ્ઞક છે. અને આ હીનમાંથી થએલી પંદર સંકીર્ણજાતિઓ હીન કરતાં પણ હીન એટલે શૂદ્ર-ધર્મી સમજવા. કેમકે " म. अ. १०-सजातिजानंतरजाः षट्सुताद्विजधर्मिणः । शूद्राणांतुसधर्माणः सर्वेपध्वंसजास्मृताः ॥ ४१ ॥" આ મનુસ્મૃત્યુકતઉપરથી સજાતિય વિવાહિત સ્રીઓને વિષે ઉત્પન્ન થએલા ત્રણ પુત્રો (બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય) અને અનંતરજ ( અનુલોમત્વદ્વારા વિવાહિત સ્રીઓને વિષે થએલા મુર્ધાભિષિકત, અંબષ્ટ અને માહિષ્ય આ ત્રણ પુત્ર ) એકંદર આ છ પુત્ર દ્વિજધર્મી જાણવા એટલે એમનું ઉપનયન કરવું. આના કરતાં અન્ય અનુલોમ સંકર જે નિષાદ, ઉગ્ર, કરણ અને સર્વ સંકીર્ણ સંકર અને પ્રતિલોમ વગેરે શૂદ્રધર્મી જાણવા એટલે તેમનું ઉપનયન કરવું નહીં કેમકે "शूद्राजातत्वेन जातिवैगुण्यादनुपनेयाः । उत्तरे प्रतिलोमश्च" નિષાદ ઉગ્ર, કરણ, રથકારાદિકોનું ઉપનયન વગેરે કરવું એમ જો કોઈ સમજે તો તેનો ભ્રમ, જાણવો એમ પૂર્વોકત શ્લોકોનીટીકામાં કુલ્લૂક ભટ્ટ કહે છે. " तानंतरजास्त्विति यदुक्तं न तज्जातिव्यपदेशार्थं । संस्कारार्थमिति कस्यचिद्भ्रमःस्यादिति ॥ " શંખાદિ અન્ય સ્મૃતિમાં સંકીર્ણ અનુલોમ પછી જેમને બ્રાહ્મણધર્મી કહ્યા છે તે ને તે જાતિનાવ્યપદેશ

માટે કહેલું છે. ઉપનયનાદિ સંસ્કારમાટે કહેલું નથી. આમ હોવા છતાં જો કોઈ એમ કહે કે તે કહેવું સંસ્કારસંબંધેનું છે તો તે તેની ભ્રાન્તિ છે. આ બાબતમાં મનુસ્મૃતિની અન્ય સ્મૃતિઓ સાથે એકવાકયતાજ થાય છે. તેથીજ "**बृहज्जातिविवेके–माहिष्यणकरण्यांतु रथकारःप्रजायते ॥ नैवोपनयनं तस्य शूद्रधर्मोद्बहिष्कृतः**" એમ કહ્યું છે. આ ઉપરથી અગ્નિહોત્રનો અધિકારી જે રથકાર કહ્યો છે તે ત્રણ વર્ણાત્મકજ છે. કારણ "म. अ. १०–**विद्याशिल्पं भृतिःसेवा गोरक्ष्यं विपणिः कृषिः ॥ धृति र्भैक्ष्यं कुसीदंच दशजीवनहेतवः ॥ ११६ ॥**" આ મનુવચન ઉપરથી દેવબ્રાહ્મણસંબંધી, યજ્ઞસંબંધી અને રાજસંબંધી શિલ્પકર્મવડે બ્રાહ્મણને ઉપજીવન કરવાનું કહ્યું છે. તેથી આપસ્તંબ પ્રમાણે મનુસ્મૃતિનું પણ પ્રમાણ જાણવું. હવે ( **असत्संतस्तुविज्ञेयाःप्रतिलोमानुलोमजाः ॥ जात्युत्कर्षोयुगे ज्ञेयःपंचमेसप्तमेपिवा ॥ कर्मणा व्यत्ययेसाम्यं पूर्ववच्चाधरोत्तरं** ) આમાં પ્રતિલોમ એ કનિષ્ટ જાતિના, અને અનુલોમ શ્રેષ્ઠ જાતિના એમ કહેવાનું કારણ એટલુંજ કે અનુલોમ સંકર જાતિનાં લોકો જો પાંચ સાત પેઢીઓ સુધી સદ્‌વર્તનપૂર્વક રહે તો તે ઉચ્ચ જાતિના થાય છે. એટલાજ યાજ્ઞવલ્કય સ્મૃતિવાકય ઉપરથી જો કોઈ સંકીર્ણ રથકારને [ **वर्षासु॰ ऋभूणां॰** ] આ શ્રુતિ લાગુ કરવી એમ કહે તો તે માત્ર બરાબર નથી. કારણ, તેમ હોય તો સંકીર્ણસંકર રથકારના પૂર્વજ જે મુખ્ય સંકર, અંબષ્ટ, માહિષ્ય, ઉગ્ર, નિષાદ, કરણ એ નામના છે તેમના પણ નામ આગળ "**वर्षासु॰ ऋभूणां॰**" આવાં યજ્ઞાદ્યધિકારવિધાયક શ્રુતિવાકયો અવશ્ય હોવાં જોઈએ, તે તો નથી. એટલુંજ નહીં પણ મૂર્ધાભિષિકતાદિ પૂર્વ અનુલોમનોને પણ સર્વ સંસ્કાર્યત્વ નથી એવું મનુનું વચન છે. "म. अ. १०—**विप्रस्य त्रिषुवर्णेषुनृपतेर्वर्णयोर्द्वयोः ॥ वैश्यस्यवर्णेचैकस्मिन्षडेतेऽपसदाः स्मृताः ॥**" બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર આ ચાર વર્ણને વિષે અનુલોમત્વવો ઉત્પન્ન થતારા મુર્ધાભિષિકત, અંબષ્ટ, પારશવ, માહિષ્ય, ઉગ્ર અને કરણ આ છ અનુલોમ સંકરોને અપસદ (નીચ) એવી સંજ્ઞા છે. અર્થાત્ (**विवर्णःपामरोनीच प्राकृतश्चपृथक्जनः । विहीनोऽपसदोजाल्मःक्षुल्लकश्चेतरश्चसः ॥** ) આ અ० શૂદ્રવર્ગોકિતઉપરથી અને ( **अपकृष्टं नीचत्वं सीदतीत्यपसदः** ) વ્યુત્પત્તિઉપરથી અપસદોને શૂદ્રત્વ છે. પરંતુ આ છમાંના મુર્ધાભિષિકત ( **क्षत्रंहिब्रम्हसंभवं** ) આ મનૂકિતપરથી અને ( **क्षत्रिया विप्रसंयोगाज्जातोमूर्धाभिषिक्तकः ॥ राजन्यःक्षत्रधर्मेभ्योभ्यधिकःसंप्रकीर्तितः ॥** ) આ ઉશનોકિતઉપરથી ક્ષત્રિયત્વને પામ છે. એ [ **मूर्धाभिषिक्तो राजन्यो बाहुजः क्षत्रियो विराट्** ] આ ક્ષત્રિય પર્યાયોકિતઉપરથી સ્પષ્ટ છે. તેજપ્રમાણે સંકીર્ણ જાતિના નિષાદોમાં મુખ્ધાં એક વિશેષ પ્રકારનો ભેદ છે. તેને નિષાદ સ્થપતિ એટલે સર્વ નિષાદોનો સ્વામિ એમ કહે છે. "**शूद्रायां ब्राम्हणा ज्जातःश्रेयसाचेत्प्रजायते । अश्रेयान्श्रेयसींजातिंगच्छत्यासप्तमादयुगात् ॥**" અને "**यस्माद्बीजप्रभावेणातिर्यग्जा ऋषयो भवन् ॥**" આ મનૂકિતઉપરથી અને ( **निषादस्थपतियाजयेत्** ) આ શ્રુતિનો મજબૂત પુરાવો હોવાથી તેને વિષે બ્રહ્મબીજનો પ્રભાવ હોવાઉપરેથી [ તે બ્રાહ્મણોનાજ પાટનો હોવાથી ] અને વિધાસંપન્ન હોવાથી અને તેને હાથે બ્રાહ્મણની સેવા મુખ્ધાં થતી હોવાથી ફક્ત તેજ નિષાદને [ બ્રાહ્મણને વિવાહિત શૂદ્ર સ્ત્રીને પેટે સાત પેઢીઓ સુધી સ્ત્રીરૂપ સંતતિથી કિંવા બ્રાહ્મણોદ્વાહથી થએ તો ] નિષાદોનો સ્થપતિ એટલે સ્વામિ એને પણ શ્રુતિસ્મૃતિ વાકયો લાગુ પડે છે. તેથી તેની ગણના શૂદ્રમાં ન હોઈ તે ત્રણ વર્ણમાંજ ગણવાને યોગ્ય છે. એ નિષાદને સામાન્ય નિષાદના કરતાં એટલે પુરૂષસંતતીયત્વથી થયેલા શદ્રધર્મી અને શૂદ્રોદ્વાહી નિષાદથી ભિન્ન સમજવો. આ પ્રમાણે એ

મૂર્ધાભિષિકત અને નિષાદ સ્થપતિ સિવાય બાકીના ( शूद्राश्चावरवर्णाश्च वृषलाश्च जघन्यजाः ॥ आंचडालात्तु संकीर्णा अंबष्ठकरणादयः ॥ ) આ અમરકોશોકિતઉપરથી અંબષ્ઠ, ઉગ્ર, કરણ, માગધ, માહિષ્ય, ક્ષત્તુ, સૂત, વૈદેહક, રથકાર, પારસવ, ચંડાલ આ અગીઆર સંકર જાતિઓ શૂદ્ર સમજવી. તેથી "माहिष्येण करण्यांतु रथकारःप्रजायते ॥ असत्संतस्तुविज्ञेया प्रतिलोमानुलोमजाः ॥ जात्युत्कर्षा० " આ યાજ્ઞવલ્કય વાકયમાંનાં પ્રતિલોમાનુલોમ સંબંધી અસત્ત્વ, સત્ત્વ, અને જાત્યુત્કર્ષત્વ શૂદ્રધર્મવ્યાપ્યવૃત્તિ( अनुलोमसच्छूद्र आणि प्रतिलोमअसच्छूद्र ) જેવા અર્થના છે. તેથીજ બૃહજ્જાતિવિવેકમાં ( नैवोपनयनं तस्य शूद्र धर्मात्० ) એમ કહ્યું છે અને એ અનુભૂત હોવાથી પૂર્વોકત આપસ્તંબસૂત્રને મીમાંસા વાકય અને યાજ્ઞવલ્કય સ્મૃતિવાકય બાધક નથી.

## ૩૪ निषाद स्थपतिनां साहचर्य उपरथी थनारी शंकानु निवारण.

શંકા–[ निषादस्थपतिं याजयेत् ] આ શ્રુતિઉપરથી જે પ્રમાણે સ્ત્રીરૂપબ્રાહ્મણોઢાહી સંકરનિષાદસ્વામિને અગ્નિહોત્રાદિ યજ્ઞકર્મ કરવાનો અધિકાર પ્રાપ્ત થાય છે, તે પ્રમાણેજ [ वर्षासु० ऋभु० ] આ શ્રુતિવાકયઉપરથી સંકીર્ણ રથકારને પણ ત્રૈવર્ણનો અધિકાર પ્રાપ્ત નહીં થયો હોય એમ શા ઉપરથી ?

ઉત્તર–સ્ત્રીરૂપનિષાદપ્રમાણે તેનો અધિકારી થવાને યોગ્ય હોવા છતાં કિંવા [ वर्षा० ऋभूणां० ] આ શ્રુતિ તેના સંબંધેનીજ હોત તો મૂર્ધાભિષિકત અને સ્ત્રીરૂપ બ્રાહ્મણોઢાહી નિષાદસ્થપતિનો જે પ્રમાણે શૂદ્રવર્ગમાંથી કાઢીને બ્રહ્મક્ષત્રિય વર્ગમાંજ ઉલ્લેખ કર્યો છે. આમ હોવા છતાં [ रथकारस्तु माहिष्यात्करण्यांयस्यसंभवः ] આવા શૂદ્ર વર્ગમાં તેનો ઉલ્લેખ હોવાથી નિષાદ સ્થપતિ પ્રમાણે સંકીર્ણ રથકારને ત્રણ વર્ણનો અધિકાર નથી. અને [ वर्षा० ऋभु० ] આ શ્રુતિ પણ તેના સંબંધેની બીલકુલ નથી.

શંકા–[ वर्षा० ऋभु० ] આ આધાનનો અધિકારી રથકાર જો કુલીન ત્રૈવર્ણિકજ ( બ્રાહ્મણજ ) છે તો હિરણ્યકેશીસૂત્રપ્રકાશ વૈજયંતિ ગ્રંથમાં [ त्रैवर्णिक व्यतिरिक्तयोरप्याह ] એમ કહ્યા પછી [ निषादरथकारयोराधानादग्निहोत्रं दर्शपूर्णमासौचनियमस्य ते ] આ હિરણ્યકેશી સૂત્રમાં નિષાદ અને કુલીન બ્રાહ્મણ રથકાર એ બંને સાહચર્યથી [ એકત્ર સ્થિતિરૂપે ] શામાટે કહ્યા ?

ઉત્તર-હિરણ્યકેશી સૂત્રમાં નિષાદકારનીસાથે વૈજયંતિકારે જે ત્રણ વર્ણવ્યતિરિકત ઉલ્લેખ કર્યો છે તેમાં સંકર જાતિનો બીલકુલ સંબંધ નથી. તે ત્રણ વર્ણનાજ વિશિષ્ઠ ધર્મસંબંધે છે. આ વાત તેજ હિરણ્યકેશી સૂત્રઉપરથી અને વૈજયંતિ વ્યાખ્યા ઉપરથી પણ સમજાવા જેવી છે. બ્રહ્મબીજમાંથી ઉત્પન્ન થયેલો જે સ્વયપત્ય બ્રાહ્મણોઢાહજ નિષાદ, તે વ્યાસ ઋષ્યશૃંગના જેવોજ તપોબીજ પ્રભાવથી ઉત્પન્ન થયેલો હોવાથી [ બીજ્ય ] નામનો બ્રાહ્મણ છે. અને તે યોનિસંભવ દોષને લીધે ત્રણ વર્ણના કરતાં જુદો છે. અને રથકાર સુધ્ધાં પોતાના વર્ણમાંજ વિવાહ કરીને બ્રહ્મર્ષિ કુલોત્પન્ન બ્રાહ્મણ, ઉચ્ચકુલનો હોવા છતાં તેણે રથાદિ શિલ્પકર્મસંબંધી વિકૃતેષ્ટિ [ आधानाविशेषयज्ञ ] સ્વીકારવાથી, કાલાંતરે પોતાની ઉપજીવિકા વૃત્તિમાં આચારનિયમો શિથીલ થવાથી તે પણ ત્રૈવર્ણિક વ્યતિરિકત છે. તાત્પર્ય, ત્રણ વર્ણમાંના માણસને સુદ્ધાં યોનિદોષથી અને વૃત્તિદોષથી આવેલું ત્રિવર્ણબાહ્યત્વ અત્યારના પ્રચલિત સામાન્ય ત્રણ વર્ણનુંજ વિશિષ્ઠ ધર્મબોધક હોવાથી સૂત્રમાં કહેલા નિષાદમાં અને રથકારમાં વૈજયંતિ વ્યાખ્યાનકારે દર્શાવેલું ત્રિવર્ણબાહ્યત્વ સર્વોપરી આદ્ય ત્રણ વર્ણના ધર્મ જેવુંજ દેખાય

અને વિશેષ વિધાન કહેતી વેળા સંકરનિષાદ તથા કુલીન રથકારને એકત્ર ગુંથ્યા છે. તેથી નિષાદનાં અને રથકારના કુલ તેમજ ધર્મ સરખાંજ છે એમ માત્ર કોઈએ સમજવુ નહીં. કારણ ( **राजबीजी राजवंशी बाज्यस्तु कुलसंभवः । महाकुलकुलीनार्य॰** ) આ શ્લોકના પ્રથમ અર્ધમાં સામાન્ય બ્રાહ્મણોનાં નામો જણાવી બીજા અર્ધમાં કુલીન આર્ય બ્રાહ્મણોનાં નામો જણાવ્યા હોવાથી રાજબીજના કરતાં સત્કુલોત્પન્નવાળાને ઉચ્ચ પ્રતિના માને છે. તે પ્રમાણે યોનિદૂષિત સંકરનિષાદના કરતાં વૃત્તિદોષવડે દૂષિત થએલા સત્કુલોત્પન્ન રથકાર સુદ્ધાં ઉચ્ચ પ્રાતના છે તેથી [ **निषाद रथकार यो॰** ] આ પૂર્વોકત હિરણ્યકેશી સૂત્રમાં દર્શાવેલો રથકાર સંકર જાતિમાંનો નથી. તે કુલીન બ્રાહ્મણજ છે, એમ તેજ સૂત્રઉપરથી અને તેનીજ વ્યાખ્યા ઉપરથી સિદ્ધ થાય છે જુઓઃ—

## ३५ रथकार आर्य-ब्राह्मण-छे अने निषादस्थपति अनार्य–संकीर्ण–छे.

**हिरण्यकेशी सूत्रे–निषादरथकारयोराधानादग्निहोत्रंदर्शपूर्णमासौचनियम्येते ॥**

वैजयंतीव्याख्यायां– बर्षासुरथकारोग्नीनादधीतेतितथाऋभूणांत्वादेवानांव्रतपते व्रतेनादधामीति रथकारस्येति च दर्शनादाधानं रथकारजातेः । आधानोत्पन्नाग्नीनां परार्थत्वादग्निहोत्रदर्शपूर्णमासौनियमस्तथाचैतयानिषादस्थपतिंयाजयेदिति ॥ निषादश्चासौस्थपतिश्चेति कर्मधारयाभिप्रायेण निषादइत्युक्तं तेन आपस्तंबसूत्रे निषादानांस्थपतिस्त्रैवर्णिक एवेतितन्निराकृतमेतन्न्यायशास्त्रसिद्धं । तस्येष्टिविधानादाधानमाचार्योमन्यते । एकस्याधानमात्रं नियतं । परस्यविकृतेष्टयुपक्षिप्तमाधानं । द्वयोरप्यग्निहोत्रंदर्शपूर्णमासौवनियम्यते । न्यायमतेन निषादस्याधानं–तस्य लौकिकाग्निषु ॥ विकृतोष्टिमात्रमवकीर्णिनोब्रह्मचारिणइवगर्दभस्येति ॥

અર્થ.–[ **वर्षा॰ ऋभू॰** ] આ શ્રુતિઉપરથી રથકાર નામક બ્રાહ્મણનું જે આધાન કહ્યું છે તે જાતિવિશિષ્ટ સમુદાયનું આધાન છે. અને આધાનમાંથી ઉત્પન્ન થએલા અગ્નિમાં પદાર્થત્વ એટલે વાજપેયાદિ યજ્ઞ કર્મ કરવાનો અધિકાર હોય છે. અર્થાત્ અગ્નિહોત્ર, દર્શ પૂર્ણ માસમાં ઇષ્ટિ ઇત્યાદિ સર્વ કર્મ ત્રય વર્ણાધિકાર રથકારને નિત્ય છે એમ સિદ્ધ થાય છે. તે પ્રમાણેજ [ **निषादस्थपतिं याजयेत्** ] આ શ્રુતિ ઉપરથી તત્પુરૂષ સમાસ કરીએ, એટલે, નિષાદસમાજમાંથીજ સાતમી પેઢીએ બ્રાહ્મણત્વને પામેલા નિષાદોનો રથપતિ એટલે સ્વામિ જે ત્રૈવર્ણાધિકાર પ્રાપ્ત થએલો નિષાદ તેની પાસેજ યજ્ઞ કરાવવો. આ પ્રમાણે આપસ્તંબમાંની સૂત્રોકિત સત્યજ છે. પરંતુ હમણાના નવા ન્યાયશાસ્ત્રી ( **निषाद एव स्थपति** ) આવો કર્મધારય સમાસ કરીને બધા શુદ્રધર્મીય નિષાદોએ સુદ્ધાં વેદાધ્યયનપૂર્વક યજ્ઞ કરવો એમ કહે છે. આટલાઉપરથી આપસ્તંબસૂત્રનુંજ ખંડન થાય છે એમ કોઈએ સમજવું નહીં. કેમકે નૈયાયિકોએ કરેલો આ કર્મધારય સમાસજ ગૃહીત ધરીને તેમનાજ મત પ્રમાણે નિષાદનેજ સ્થપતિ માનીને તેને સામાન્ય શૂદ્રપ્રમાણેજ જો આ શ્રુતિ લાગુ કરીએ તો [ **निषाद स्थपतिं याजयेत्** ] આ શ્રુતિમાંના સ્થપતિ આ શ્રુતિવચનને અને [ **शूद्रायां ब्राह्मणज्जातः श्रेयसाचेत्प्रजायते** ] આ મનુની ઉકિતને પણ વૈયર્થ્ય આવે છે. એટલુંજ નહીં પણ શૂદ્રજાતીય નિષાદને યજ્ઞાધિકાર છે એમ માનવામાં ( **स्त्री शूद्रौ नाधीयातां** ) આ પ્રત્યક્ષ શ્રુતિનો પણ અનાદર થઈને સર્વ શૂદ્રોપર પણ વ્યાજારોપ થવાથી તેમને પણ ઉણપ આવે છે. અને શુદ્ધ આધાનની શકયતા માટે ત્રિવર્ણાધિકાર બોધક એવો તત્પુરૂષ સમાસ કરવાથી તેમને પણ ઉણપ ન લાગતાં ત્રણે વર્ણનો અધિકારી સ્થીરૂપ બ્રાહ્મણજ નિષાદ એમ માનીએ તો તે સપ્રમાણ થઈને શ્રુતિસ્મૃતિ વચ્ચેનો વિરોધ

પણ અદ્રશ્ય થાય છે અને લૌકિક અપવાદ પણ ટળે છે. એટલું તેમાં ગૌરવ છે. અને ( पूर्वं पूर्वं बलीयस्यात ) આ પરિભાષાઉપરથી શ્રુતિવાકયનો વિચાર કરતી વખતે આપસ્તંબ ઋષિ એ નૈય્યાયિકોના પણ પહેલાંનો અત્યંત પ્રાચીન, કેવળ કલ્પારંભનો હોઇ તેનો તત્પુરૂષ સમાસ પણ પહેલા થઇ ગઓ હોવાથી તેનું ફળ એજ મુખ્ય છે. અને સૂત્રોકિતજ શ્રેષ્ઠ હોવાથી આ પૂર્વોકત ફળનો પ્રતિબંધ કરવાને પાછળથી ઉત્પન્ન થએલો તર્ક બીલકુલ સમર્થ નથી. આ ન્યાયથી જ સિદ્ધ હોવાથી નૈય્યાયિકોને પણ માન્ય છે. કેમકે રથકારને ઇષ્ટિ હોવાનું આચાર્ય પણ માન્ય કરે છે. હવે નિષાદ ને રથકારનું કુળ, આધાન અને ધર્મ વચ્ચેનો ભેદ દર્શાવનારી [ एकस्यंति० ] આ વૈજયંતિ વ્યાખ્યા છે ખરી. પરંતુ નિષાદ અને રથકાર આ બેઉમાંથી નિષાદ અનાર્ય હોવાથી તેને ફકત આધાનનો માત્ર અધિકાર છે. પરંતુ બીજો જે રથકાર તે શ્રેષ્ઠ કુલોત્પન્ન અર્થાત આર્ય હોવા છતાં તેનું આધાન, તેની ઇષ્ટિ વિકૃત હોવાથી ( તેની ભૃગ્વંગિરસ દેવતાત્મક નિત્યની મૂળ ઇષ્ટિ, તે બાદ કરતાં રથાદિ શિલ્પકર્મસંબંધી ઋભુદેવતાત્મક વિશિષ્ટ ઇષ્ટ ગૃહિત ધરીને ) સામાન્ય આધાન કરનારા ત્રણ વર્ણના આધાનમાંથી જુદી કાઢીને તે ત્રૈવર્ણિક આધાનની પાસેજ વિશિષ્ટ સ્વરૂપમાં રાખેલું છે. પરંતુ ખરી રીતે જોઇએ તો અગ્નિહોત્ર અને દર્શપૂર્ણમાંત ઇષ્ટિ પણ બંનેને એકસરખીજ નિત્ય છે. પણ નિષાદનું આધાન લૌકિકાગ્નિમાં એટલે ( વેદમંત્રવિનાજ સિદ્ધ કરેલા તાંત્રિક અગ્નિમાં ) બ્રાહ્મણદ્વારા કરવાનું હોય છે. અને રથકારનું આધાન વિકૃત ઇષ્ટિરૂપ ઋભુદેવતાત્મક નિત્ય શ્રૌતાગ્નિ એટલે ( વેદમંત્રવડે સિદ્ધ કરેલા અગ્નિમાં ) તેણે પોતેજ કરવાનું હોય છે. વિકૃત ઇષ્ટિરૂપે ઋભુદેવતાત્મક આધાનકર્તા ત્રૈવર્ણિક રથકાર એ જોકે શ્રેષ્ઠ કુલોત્પન્ન બ્રાહ્મણ છે તો પણ પહેલાંની સામાન્ય ઇષ્ટિનો લોપ થઇને વિકૃત ઇષ્ટિના વિશેષ ધર્મને લીધે શિલ્પકર્મની ઉપાધીથી પોતાના ષટ્કર્મરૂપી મુખ્ય બ્રહ્મકર્મવ્રતનિયમોનો ધીરે ધીરે ભંગ થવાને તે પાત્ર છે. તેથી ઋભ્વાધાનાધિકારી આર્ય કુલોત્પન્ન રથકાર એ વ્રતભંગ થએલા બ્રહ્મચારી પ્રમાણે ( બ્રહ્મચર્ય વ્રત ભંગ કરનારા વૈદિક બ્રાહ્મણ પ્રમાણે ) પ્રાયશ્ચિત્તરૂપ ગર્દભેષ્ટિ કરે ત્યાં સુધી તેની સાથે બ્રાહ્મણોએ વ્યવહાર કરવો નહીં, આ પ્રમાણે ઋભુના આધાનનો અધિકારી જે રથકાર તેને જો ( अवकीर्णी) ભ્રષ્ટ એવી સંજ્ઞા છે તો અર્થાત તે મૂળ બ્રાહ્મણ છે, એ સ્પષ્ટ છે. કારણ કે—

आपस्तंब धर्मसूत्रे-गर्दभेनावकीर्णी निर्ऋतिं पाकयज्ञेन यजेत् ॥ ( कामतोरेतसः सेकं व्रतस्थस्य द्विजन्मनः । अतिक्रम व्रतस्याहु धर्मज्ञाब्रह्मवादिनः ॥ मारुतं पुरुहूतंच गुरुंपावकमेवच ॥ चतुरोव्रतिनोऽभ्येति ब्राह्मंतेजोऽवकीर्णीनः ॥ १ ॥ तेभ्योलब्धेन भैक्षेण वर्तयेन्नैककालिकं ॥ उपस्पृशं त्रिषवणं त्वब्देन सविशुध्यति ॥ )

અર્થ-વેદાધ્યયન કરનારો બ્રહ્મચારી બ્રાહ્મણ જો સ્ત્રીની ઇચ્છાથી રેતસ્રાવ કરે તો અવકીર્ણી-ભ્રષ્ટ-થાય છે. વેદાધ્યયનમાંથી પ્રાપ્ત થએલું તેનું બ્રહ્મતેજ, મરૂત, ઇંદ્ર, બૃહસ્પતિ અને અગ્નિ એ હરણ કરે છે. તેથી તે દોષી-અવકીર્ણી-બ્રાહ્મણ રાતે ચતુષ્પથપર ગર્દભેષ્ટિથી નિર્ઋતિયજન કરીને મરુત વગેરે દેવતાને ઘૃતની આહુતિઓ દઇને અબ્દભૈક્ષ્ય પ્રાયશ્ચિત્તવડે શુદ્ધ થાય છે. આ ઉપરથી અવકીર્ણી-બહિષ્કૃત-જેવા રથકાર શબ્દમાં જે પ્રમાણે બ્રાહ્મણ શબ્દનું સામર્થ્ય વ્યકત થાય છે તે પ્રમાણે નિષાદ શબ્દમાં બ્રાહ્મણ શબ્દનું સામર્થ્ય કિંવા પ્રભાવ બિલકુલ જણાતાં નથી. એનું કારણ સ્પષ્ટજ છે. તે એ કે, અવકીર્ણીવત્ એટલે બહિષ્કૃત કર્યા જેવો રથકાર જે પ્રમાણે પ્રાયશ્ચિત્તવડે શુદ્ધ થાય છે તે પ્રમાણે નિષાદને શુદ્ધ થવાનું પ્રાયશ્ચિત્તજ નથી

નિષાદ કુલમાં હીન પરંતુ વૃત્તિ ( *द्विजातिशुश्रूषा ) પ્રશસ્ત હોવાથી અનાર્યમાંથી નીકળીને આર્યમાં પેસી ગયા જેવો લાગે છે. પણ તેનો આર્યોની સાથે અન્નોદકાદિ વ્યવહાર ન હોવાથી આર્ય થયો નહીં. અને ત્રૈવર્ણિક રથકાર તો શ્રેષ્ઠ કુલોત્પન્ન આર્યજ હોવાથી કુલમાં શ્રેષ્ઠ, પરંતુ કાલાંતરે તપને, અનુષ્ઠાનને શિથિલતા આણનારી રાજસ શિલ્પવૃત્તીથી શીલ અપ્રશસ્ત થવાનો સંભવ હોવાથી આર્યોમાંથી નીકળીને અનાર્યમાં પેસી ગયા જેવો લાગે છે. પરંતુ એનો અનાર્યોની સાથે અન્નોદક વ્યવહાર ન હોવાથી તે અનાર્ય થયો નહીં. તેથી હીનકુલોત્પન્ન સંકીર્ણ નિષાદ અને શ્રેષ્ઠ કુલોત્પન્ન રથકાર ઉભયને ( हि२० ) સૂત્રકારે જોકે એકજ પંકિતમાં બેસાડયા છે તો પણ નિષાદ પ્રમાણે રથકાર એ કંઈ સંકીર્ણ જાતિપૈકી નથી.

## २६ रथकार महा–श्रेष्ठ–कुलोत्पन्न ब्राह्मण छे.

શંકા–ઉપર આપેલી વૈજયંતિ વ્યાખ્યામાં રથકાર મૂળમાં બ્રાહ્મણ છે, એવો સામાન્યતઃ બોધ થતો હોવા છતાં રથકાર મહા–શ્રેષ્ઠ–કુલમાં ઉત્પન્ન થયેલો બ્રાહ્મણ છે એમ કહો છો, એનું પ્રમાણ શું ?

ઉત્તર–સર્વ બ્રાહ્મણજાતિના મુખ્ય ભેદ ત્રણ કરેલા છે. વિશ્વામિત્રાદિ રાજર્ષિ ગોત્રોત્પન્ન જે બ્રાહ્મણ છે તે રાજબીજ 'રાજવંશીય' આ નામથી પ્રસિદ્ધ છે. બીજી ઋષ્યશૃંગાદિ તિર્યગ્યોનીમાંથી ઉત્પન્ન થયેલા ઋષિ ગોત્રોત્પન્ન જે બ્રાહ્મણ તે બીજ્ય અને કુલસંભવ આ નામવડે પ્રસિદ્ધ છે. ત્રીજા, ત્વષ્ટા ભૃગ્વંગિરસાદિ બ્રહ્મર્ષિ ગોત્રોદ્ભવ જે બ્રાહ્મણ તે મહા–શ્રેષ્ઠ–કુલોદ્ભવ, કુલીન, આર્ય, એવા નામથી પ્રસિદ્ધ છે. એમાંનો મહા–શ્રેષ્ઠ કુલોદ્ભવ જે ત્વષ્ટા વિશ્વકર્મા, તેના કુલમાં રથકાર ઉત્પન્ન થયા હોવાથી રથકાર મહા–શ્રેષ્ઠ–કુલોત્પન્ન છે. કારણ કે દેવશિલ્પી ત્વષ્ટા પ્રજાપતિ બ્રહ્મર્ષિ હોવાથી તે ત્વષ્ટાનેજ 'મહાકુલ' એમ પ્રત્યક્ષ શ્રુતિવડેજ કહેલું છે. "ऋग्वेद अष्टक २।२।२४।१-ननिन्दिमचमसंयोमहाकुलोऽग्ने भ्रातदूरुणऽइद्भूतिमूदिम ॥ १ ॥" આ શ્રુતિમાનું "महाकुल" આ પદ દેવશિલ્પિ જે ત્વષ્ટા વિશ્વકર્મા તેનું વિશેષણ છે. સંગ્રહ ૧ લો, ૫૫ પંકિત જુઓ. અને ત્વષ્ટા વિશ્વકર્મા રથકાર છે એ વિષે શ્રુત્યાદિ પ્રમાણો માટે સંગ્રહ બીજામાં પૃષ્ઠ ૧૪ જુઓ.

## २७ रथकार ब्राह्मणोपर अवकीर्णिसमान दोष नथी.

[ हि० सू० त ] મહાકુલ રથકાર અને સંકીર્ણ નિષાદનો સમાવેશ એકજ ઠેકાણે કરવાથી એ બંનેને અગ્નિહોત્રાદિ યજ્ઞનો અધિકાર સમાનજ છે. એવો વાચકોને ભાસ થશે. પણ વસ્તુસ્થિતિ એવી નથી. કેમકે નિષાદનું આધાન અમંત્રક અને લૌકિકાગ્નિગુણક છે. અને રથકારનું આધાન સમંત્રક હોઈ શ્રૌતાગ્નિગુણક છે. હવે શિલ્પકર્મઉપરજ ઉપજીવિકા કરનારા રથકાર બ્રાહ્મણ [ अवकीर्णिनो ब्रह्मचारिण इव ] એમ કહ્યું હોવાથી ત્રૈવર્ણિક રથકાર પ્રત્યક્ષ અવકીર્ણી–બહિષ્કૃત–છે. એવો કેટલાક સૂત્રકારોનો અને વ્યાખ્યાનકારોનો પણ અભિપ્રાય નથી. કેમકે અવકીર્ણી–પ્રાયશ્ચિત્ત વિશેષ–શબ્દનો સંબંધ વ્યકિતવાચક શબ્દની સાથે છે. મહાકુલ ત્વષ્ટ્ બ્રહ્મકુલોત્પન્ન રથકાર બ્રાહ્મણ આ જાતિવાચક શબ્દની સાથે નથી. કારણ, બ્રાહ્મણ, પ્રાણાયામાદિ બ્રહ્મકર્માચરણવડે નિત્ય

---

* द्विजातिशुश्रूषा धनधान्याध्यक्षता राजसेवांतःपुररक्षाच पारशवोग्रकरणानाम् । मन्वर्थमुक्तावलिः। આ ઉપરથી પારશવ સંજ્ઞક નિષાદની બ્રાહ્મણશુશ્રૂષા વૃત્તિ ( ગુરુશુશ્રૂષયાવિદ્યા ) તરીકે પ્રશસ્ત, બાકી મૂર્ધાભિષિક્તાદિકોની વૃત્તિ અવિદ્યારૂપ છે. આનાથી અન્ય મત્સ્યઘાતજીવીનિષાદ 'शूद्रान्निषादं मत्स्यघ्नः क्षत्रियायां व्यतिक्रमत्' આ હારિતોકતીઉપરથી જે પ્રતિલોમ, તે આ નહી.

પ્રાયશ્ચિત્તમાંજ હોય છે. એટલા માટે ( तेषां तेजो विशेषात्प्रत्यवायो नदृश्यते ) આ આપસ્તંબ સૂત્રઉપરથી બ્રાહ્મણજાતિ સર્વમાં વિશેષ તેજસ્વી હોવાથી ઉપજીવિકામાટે યોગ્ય કારણુપરત્વે તે એકાદો વિશિષ્ટ ધર્મ સ્વીકારે તો પણ તેના તેજસ્વીપણાને લીધે અને સમુદાય સામર્થ્યને લીધે તેને પ્રત્યવાય નથી. એ વિષે મનુ કહે છે:—

म. अ. ९–श्मशानेष्वपितेजस्वीपावकोनैवदुष्यति ॥ हूयमानश्चयज्ञेषु भूयएवाभिवर्धते ॥ एवंयद्यप्यनिष्टेषु वर्तंते सर्वे कर्मसु॥ सर्वथा ब्राह्मणाः पूज्याः परमं दैवतं हि तत् ॥

અર્થ–અગ્નિ જે પ્રમાણે સર્વભક્ષક હોઇ પવિત્ર છે તે પ્રમાણે બ્રાહ્મણો ઉપજીવિકા માટે જો અનેક નિષિદ્ધ કર્મો કરે તો પણ તે સર્વ પ્રકારે પૂજ્ય છે. "ब्राह्मण झाला क्रियाभ्रष्ट । तरि तो तिही लोकीं श्रेष्ठ ॥" એમ તુકારામે પણ કહેલું છે. કેમકે બ્રાહ્મણ જેવું શ્રેષ્ઠ દૈવત બીજું એકે નથી. આ ઉપરથી અનિષ્ટ કિંવા હીન કર્મ કરનારા બ્રાહ્મણને જો દૂષણ નથી, પ્રત્યવાય નથી તો દેવ બ્રાહ્મણાદિકના કિંવા સૃષ્ટિના ઉપયોગના કાશીવિશ્વેશ્વરના પ્રસાદથી પ્રાપ્ત થયેલા મૂળ પુરૂષ મહાકુલ વિશ્વકર્મ પરંપરાથી ચાલતા આવેલા કેવળ ઈશ્વરદત્ત, ધર્મસ્વરૂપ, પવિત્ર, શિલ્પકર્મ કરનારા રથકાર બ્રાહ્મણ સમાજમાં પણ અવકીર્ણી પ્રમાણે પ્રત્યવાય નથી એ સ્પષ્ઠ છે.

## ૨૮ रथकारोनुं आधान ब्राह्मणविशेषत्व बोधक छे.

હવે રથકારોનું આધાન બ્રાહ્મણ વિશેષત્વ બોધક હોઇ તેમને દૃષ્ટફળ ગુણક આધાનને લીધેજ ત્રૈવર્ણિક વ્યતિરિક્તત્વ છે, એ વિષે નીચે આપેલા તેજ હિરણ્યકેશી સૂત્રઉપરથી સ્પષ્ટ છે.

हिरण्यकेशीसूत्रे–तत्कारितत्वाद्ब्राह्मणराजन्ययोर्वैश्यस्यचवेदाध्ययनंतन्नियतम् ॥

वै० व्याख्याश–उपनयनं वसंतादिकालेषुत्रैवर्णिकानामेव ॥ अतस्तैर्विनाभूतमध्ययनमपितेषामेवेति । एवं वर्णत्रयस्याधानंनियतमित्युक्तं । तेन प्रसंगेन मोक्षाद्विना फलार्थिनामपि त्रैवर्णिकानामपि न सर्वकर्मानुष्ठानमितिदर्शयितुमधिकारिनियममाह ॥

ભાવાર્થ–અધ્યાપકોએ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય આ વસંતાદિ કાળને વિષે અધ્યયનાર્થ સંસ્કાર કરેલા હોવાથી આ ત્રણ વર્ણોનેજ અધ્યયન છે. તેમજ નિત્યત્વે કરીને આધાન પણ બ્રાહ્મણાદિ ત્રયનેજ છે. તેથી મોક્ષાદિ અદ્રષ્ટ ફળસિવાય ઇષ્ટફલાર્થે ત્રૈવર્ણિકોને પણ સર્વ કર્માનુષ્ઠાનનો અધિકાર પહોંચતો નથી. એ બતાવવા સારૂ નીચેનું સૂત્ર:—

हि० सू०–तेषामेवब्राह्मणविहितायज्ञायेषुयज्ञकात्स्न्यमविप्रतिषिद्धं ॥

આ સૂત્રની વ્યાખ્યા મીમાંસારૂપ વિસ્તીર્ણ છે. તેથી તેના મુખ્ય ઉતારા લઈ ભાવાર્થ લખું છું:—

वै०–'येषु त्रैवर्णिकेषु यस्य सांगस्य कात्स्न्यैंविद्वत्त्वार्थवत्तासवर्ण स्त्रीपरिग्रहऋत्विगादिसंपत्तिः । बाह्या सम्प्रमा ॥ तेषामेव यज्ञानतुपरमुखेन पृष्ठवापि कर्तारो भवंति ॥ × × एवकारः फलकामिनामपि शूद्राणां अग्न्याधानादि प्रापकलिंग निरासार्थः ॥ ब्राह्मणेनेति स्मार्तधर्माणां शूद्रेऽपि प्राप्तिनिवारणार्थ॥ ब्राह्मणेन विहिताः श्रौता एतदेव स्फुटयितुं यज्ञा इत्युक्तं यज्ञ शब्देन श्रौतत्वेनोपलक्षिता आधानादयः । अयमर्थः श्रूयते वसंते ब्राह्मणोग्नीनादधीत ग्रीष्मेराजन्यः शरदि वैश्य इति तेनाधानाभावादनाग्निः शूद्रः सोऽग्निसाध्ये कर्माणि कथं प्रवर्तिष्यते । आत्मार्थेचाधीयंतेऽग्नयो न परार्थाआत्मनेपदश्रवणात्वाद-धानात । तेन ब्राह्मणादयएवाधानेनाग्निमुत्पादयितुं समर्थाः । आधानाभावाच्छूद्रस्यानाधिकारः । यानि पुनर्दर्शनान्युक्तानितानि रथकारविषयाणि रथकारस्याहि शूद्रसंबंधात् शूद्रत्वमुच्यते करण्या-

पि मजान: करिणो शूद्रीतुहितेति तथा निषादथिपमान्यपि तस्यापि शूद्रत्वात् ॥ अतएव ब्राह्मणराजन्यवैश्यानामेवाध्ययनं श्रूयते—वसंते ब्राह्मणमित्यादि ॥

ભાવાર્થ–પોતાનીજ જાતિની વિવાહિત સ્ત્રીને પેટે થએલા બ્રાહ્મણાદિ ત્રણ વર્ણનેજ વેદાધ્યયન શ્રૌતાધાનાદિ બ્રહ્મકર્મનો અધિકાર છે. સૂત્રમાંનું [ एव ] આ પદ શૂદ્રધર્મી નિષાદિકોને અગ્ન્યાધાનોપદેશક સ્મૃત્યાદિ પ્રમાણોના ખંડનાર્થ છે.—આ ઉપરથી સંકીર્ણ. સંકરજાતીય શૂદ્રધર્મી રથકારોને અગ્ન્યાધાનાદિ અધિકાર છે. એમ પ્રતિપાદન કરનારા સ્મૃતિકારાદિક પણ લંગડા પડે છે—તેમજ સૂત્રમાંના ‘ ब्राह्मण विहिताः ’ આ પદઉપરથી સ્માર્તધર્મ એ શ્રૌતલક્ષણભૂત હોવાથી સ્માર્તાગ્ન્યાધાન ધર્મનો અધિકાર શૂદ્રને પહોંચતો નથી એ નીચેની શ્રુતિઉપરથી સ્પષ્ટ છે. વસંત ઋતુમાં બ્રાહ્મણો, ગ્રીષ્મઋતુમાં ક્ષત્રિયો અને શરદૃઋતુમાં વૈશ્યે અગ્નિનું આધાન કરવું. તેથી જેમને બીલકુલ આધાનજ નથી તે શૂદ્ર અગ્નિસાધ્ય કર્મને પ્રવૃત્તજ થતો નથી. વેદાધ્યયન જે પ્રમાણે પોતાનાજ માટે હોય છે તે પ્રમાણે અગ્નિ પણ પોતાનેજ માટે ગ્રહણ કરવો પડે છે. તેથી જેના અગ્ન્યાધાન કર્મને ‘ आदधीत ’ આવું આત્મકર્તૃક આત્મનેપદી ક્રિયાપદ હોય તે શ્રુતિસંમત આધાનાધિકારી ત્રૈવર્ણિક સમજવા. આ ઉપરથી ‘ वर्षासुरथकारोऽग्नीमादधीत ’ આ શ્રુતિમાનાં ‘ आदधीत ’ આ આત્મનેપદી ક્રિયાઉપરથી આ ઉપર્યુક્ત રથકાર નિશ્ચયે કરીને બ્રાહ્મણાદિ વર્ણત્રયમાંજ અંતર્ભૂત થાય છે. એવં ચ બ્રાહ્મણાદિ ત્રણ વર્ણ શ્રૌતસ્માર્તાધાનવડે અગ્નિ ઉત્પન્ન કરવાને સમર્થ છે. આ ઉપરથી ‘ निषाद स्थपतिं व याजेत ’ આ શ્રુતિમાંનું ‘ याजयेत् ’ આ ક્રિયાપદ પરસ્મૈપદી હોવાથી આ નિષાદસ્વામિ સુદ્ધાં ત્રૈવર્ણિક બહિર્ભૂતજ સમજવો. એટલા માટે ત્રણ વર્ણકરતાં બીજાને એટલે શૂદ્રને આધાનનો અભાવ હોવાથી શૂદ્ર એ અનધિકારી છે. સંકીર્ણ સંકર રથકાર અને નિષાદ જાતિ વગેરે શૂદ્રસંબંધીજ હોવાથી તે પણ શૂદ્રજ છે. તેથી પૂર્વોક્ત ( वर्षासु॰ ऋभूणां॰ ) ઇત્યાદિ વિશેષ આધાનશ્રુતિ ત્રણ વર્ણનીજ છે. એમ સમજવું એવો સૂત્રકારોનો અભિપ્રાય છે. પણ અગ્ન્યાધાનાધિકારી રથકાર બ્રાહ્મણ છે. કેમકે તેને બ્રાહ્મણત્વ બોધક ઋષિમંત્ર લિંગો છે. એ વિષે નીચેનાં સૂત્રો જુઓ:—

### १८ रथकार ब्राह्मणने ब्राह्मणत्वबोधक ऋषिमंत्र लिंगो छे.

हि. सू.—तेषांच प्रकृति लिंगानियज्ञाः श्रूयंते त्रीन् वृणीते यथर्षिमंत्रकृतोवृणीतइति विज्ञायते।

वै. व्याख्यायां—ब्राह्मणोविज्ञायते इतिवादिर्यार्थे प्रकृतिर्जातिः तस्य निर्णायकानि लिंगानियज्ञसाधनानि ; नहिप्रवरमन्येषामस्ति ब्राह्मणादित्रयव्यतिरिक्तानां तत्र पुरोहितादि प्रवरेण राजन्यवैश्ययोर्ब्राह्मणस्यस्वतः प्रवरं स्पष्टं । त्रयाणां लिंगान्याह गायत्र्याब्राह्मणस्यपरिदध्यात्रिष्टुभाराजन्यस्य जगत्या वैश्यस्येति । इति शब्दः प्रकारे एवं प्रकाराण्यन्यान्यपि वेदितव्यानीत्यर्थः । एवमधिकारं संभाव्येदानी कर्मसु नियतान्याह ॥ तेषामग्निहोत्रं दर्शपूर्णमासौचानियतौ ॥

ભાવાર્થ:–સમંત્રક શ્રૌતાગ્ન્યાધાનનો અધિકાર ત્રૈવર્ણિકોનેજ છે. એ તેમના ઋષિમંત્રાદિ-લિંગઉપરથી સ્પષ્ટ છે. અમુક આધાન ત્રૈવર્ણિકનુંજ છે, એવું જ્ઞાન થવાને સાધન પ્રવર–ઋષિ–મંત્ર અને છંદ ઇત્યાદિ લિંગ છે. કેમકે ત્રૈવર્ણિકના કરતાં બીજી જાતિને પ્રવર આર્ષેય ગોત્રો નથી. જેને પોતાના પ્રવર છે તેને બ્રાહ્મણ જાણવો. જે પુરોહિતના પ્રવરથી વ્યવહાર કરે છે તેને ક્ષત્રિય વૈશ્ય જાણવા.—આ પ્રમાણે ઋષિલિંગો છે. તેમજ મિત્રલિંગવિષે સ્તોત્ર [ गायत्रीसि॰ ] બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યને અનુક્રમે ગાયત્રી, ત્રિષ્ટુપ અને જગતિ આ છંદના મંત્રવડે આધાનાદિ કરવાનો અધિકાર છે. ઇત્યાદિ

બીજાં પણ અંગો છે. ( तेषामग्निहोत्रं दर्शपूर्णमासौचानियतौ ) ત્રૈવર્ણિકોને અગ્નિહોત્ર દર્શપૂર્ણમાસેષ્ટિ નિયત છે. નિયમ્યતે આ ક્રિયા [ सोमेज्याब्राह्मणस्य नियम्यते ] આ સૂત્રઉપરથી ત્રૈવર્ણિકનીજ જાણવી. [ आधानादग्निहोत्रंदर्शपूर्णमासौचानियतौ ] આ સૂત્રવડે અને [ अभ्यासानियतत्वमुच्यते तथासाक्याला आरब्धाश्चेत्त्याज्या इति ] આ વ્યાખ્યાઉપરથી જેના વિશેષ વિધાનાસ્તવ [ नियम्यते ] આવી ક્રિયા છે, તેનેજ અભ્યાસાર્થક અગ્નિહોત્ર દર્શપૂર્ણ માસનું પણ નિયતત્વ છે જ. અને ( काम्यारंभे सत्यसत्यां कामनायामस्याग्रार्थमिदं भविष्यति ] આ વ્યાખ્યોક્તિઉપરથી કામ્યારંભની, કામના પૂર્ણ થાય તો પણ તેનો ત્યાગ કરવો નહીં. અસ્તુ. પૂર્વોક્ત ત્રૈવર્ણિક લિંગબોધક સૂત્રઉપરથી સ્પષ્ટ છે કે રથકારને બ્રાહ્મણત્વબોધક જે આર્ષેય ગોત્ર અને મંત્રલિંગાદિ છે અને નિષાદને આર્ષેયપ્રવર ગોત્ર મંત્રલિંગાદિ નથી તો [ निषादरथकारयो० ] આ સૂત્રમાંનું સાહચર્ય ( कपिज्ञात्योर्ढक् ) આ પાણિની સૂત્રમાંના કપિ-વાનર-અને જ્ઞાતિ-મનુષ્ય-નું સાહચર્ય જે પ્રમાણે એક [ ढक् ] પ્રત્યય પુરતું જ છે, બીજો કશો બીલકુલ સંબંધ નથી એ સ્પષ્ટ છે.

પૂર્વોક્ત સૂત્રમાં જેમનું સમંત્રે ઋષ્યાધાન છે તે ત્રૈવર્ણિક નિશ્ચયથી સમજવો અર્થાત જેને મંત્ર નથી, ઋષિ નથી એવા અનૃષ્યાધાનના નિષાદાદિક સંકર સમજવા. અને હિરણ્યકેશી સૂત્રઉપરથી તેજ સ્પષ્ટ છે. જુઓઃ—

हि॰ सूत्र आधान प्रश्न २ पटल ४ भृगूणांत्वादेवानांव्रतपतेव्रतेनादधामीतिभार्गवस्य यथाऋष्याधान भार्गवगोत्रस्य यजमानस्य ॥ अंगिरसां० त्वांगिरसस्य । गतं ॥ आदित्यानां त्वा० दधामीत्यन्यासां ब्राह्मणीनां प्रजानां ॥ भार्गवांगिरसरिक्तानां ब्राह्मणानां ॥ वरुणस्यत्वाराजा० मीति राज्ञः । स्पष्ट ॥ इंद्रस्यत्वे० मीति राजन्यस्य ॥ क्षत्रियजातिमात्रो राजन्यो राज्ञो जातो यद्दिति प्रत्ययः ॥ पूर्वस्तुराज्याधिपतेरभिषिक्तस्येत्यर्थ. ॥ मनोस्त्वाग्रा० मीति वैश्यस्य ॥ ऋभूणांत्वा देवानां व्रतपते व्रतेनादधामीति रथकारस्य । त एते मंत्रा यथर्ष्याधानानीत्यभिधीयते ॥ निषादस्यानर्ष्याधान अन्यैरेवमंत्रैरवाशिष्टैरितिज्ञेयंगोत्राभावादनुपदेशाच्चमंत्रस्य ॥

અર્થ —ભૃગ્વંગિરસ બ્રાહ્મણોએ ભૃગ્વંગિરસ આધાન કરવું. અન્ય ગોત્રી બ્રાહ્મણોને આદિત્ય દેવતાત્મક આધાન અભિષિક્ત ક્ષત્રિયોને વરૂણ દેવતા, બીજા ક્ષત્રિયોને ઇંદ્ર દેવતા, વૈશ્યોને ગ્રામનિર્વાહક મનુ દેવતા અને એ ત્રણે વર્ણમાં જે કેટલાક ત્રૈવર્ણિકોને રથાદિ શિલ્પકર્મ કરવું હોય તેમણે ઋભુદેવતાત્મક આધાન કરવું આમા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યની પાછળથી રથકાર કહેલો હોવાથી એ રથકાર સંકર રથકાર કેમ નહીં હોય ? એવો સંશય આવવાની જગ્યા રહે છે. તેથી તે સંશય દુર કરવા માટે સૂત્રકાર કહે છે—[ तएत इति० ] બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને ત્રૈવર્ણિક રથકારને આર્ષેય સપ્રવર અને ગોત્રો હોય છે. બ્રાહ્મણોને ભૃગ્વંગિરસ કાશ્યપાદિ અનેક આર્ષેય ગોત્રો, ક્ષત્રિયોને પૌરૂરવ ગોત્રો અને વૈશ્યોને ભાલંદલ ગોત્ર કિંવા પુરોહિત ગોત્રો, ત્રૈવર્ણિક રથકારોને ત્વષ્ટા, અથર્વા, અંગિરસ, સુધન્વા, આર્ભવ, સાનગ, સનાતન, વામદેવાદિ અનેક સપ્રવર આર્ષેય ગોત્રો હોવાથી અને તેમના આધાનના મંત્ર વિધાનસહ વેદોક્ત હોવાથી હોવાદિ ભૃગ્વાથી રથકારોમાં કરેલા સપ્તસમુચ્ચયરૂપ વર્ણત્રયના મંત્રને યથર્ષ્યાધાન એમ કહે છે. પરંતુ સર્વ સંકર જાતિનાપર શૂદ્રત્વની વ્યાપ્તિ હોવાથી કોઈ પણ સંકર જાતિનો ઉપરના સપ્તસમુચ્ચયરૂપ વર્ણત્રયના સપ્ત દેવતાત્મક ( भृगु अं० आदित्य, वरुण, इंद्र, मनु ऋभु ] આ સાત દેવતાના આધાનમાં સમાવેશ થતો નથી. અર્થાત્

નિષાદ વિષે જે ( निषाद स्थपतिं याजयेत् ) આવી શ્રુતિ છે તેનો અર્થ નિષાદ સ્થપતિનું યજન કરવું એટલોજ છે. તેથી તેનો સમાવેશ પૂર્વોક્ત સપ્તદેવતાત્મક આધાનમાં બીલકુલ થતો નથી. કારણ કે ઉપરનાં સાત આધાન ફક્ત ત્રણ વર્ણ માટેજ હોઈ યથર્ષિ મંત્ર દેવતાધાનો છે. 'निषादस्थपतिं याजयेत्' આ શ્રુતિએ કહેલું નિષાદનું આધાન અનાર્ષેય અને અમંત્રક છે. કેમકે નિષાદને ગોત્ર નથી. અને વેદમંત્રોનો ઉપદેશ પણ નથી. તેથી નિષાદનું આધાન પૂર્વોક્ત સાત દેવતાસિવાય અન્ય યથોક્ત દેવતાની શ્રુતિઉપરથી અવશિષ્ટ એવા મંત્રોવડે 'याजयेत्' એટલે સવર્ણજ ત્રૈવર્ણિક અધિકારીપાસે કરાવવું, પોતાને કરવાનો અધિકાર નથી, એમ શ્રુતિમાંના [ याजयेत् ] આ પ્રયોજક વિધ્યર્થી પરસ્મૈપદી [ पराधीन कर्तृत्वबोधक ] ક્રિયાપદઉપરથી સ્પષ્ટ છે. અર્થાત્ જ્યાં બ્રહ્મબીજોત્પન્ન સંકરજાતીય નિષાદનો પણ બીલકુલ સમાવેશ થતો નથી ત્યાં "माहिष्येणकरण्यांतुरथकारः प्रजायते ॥ नैवोपनयनं तस्यशूद्रधर्माद्वहिष्कृतः॥" આ ઉપનયનહીન સંકીર્ણ સંકર શૂદ્રજાતીય રથકારનો સમાવેશ બીલકુલ નથી એ નિશંક જાણવું. તેથી 'ऋभूणांत्वा० वर्षासुरथकारोऽग्नीनादधीत' આ શ્રુતિ ત્રૈવર્ણિક રથકારસંબંધી છે એમ શ્રુતિમાંનું 'आदधीत' ક્રિયાપદ અને (भृगूणां० वसंते ब्राह्मणोऽग्नीनादधीत ) આ બ્રાહ્મણ સંબંધી શ્રુતિમાંનું [ आदधीत ] ક્રિયાપદ એકજ હોવાથી સ્પષ્ટ સમજાય છે. કારણ કે ( आदधीत ) આ ક્રિયા સાક્ષાત્ કર્તૃત્વ, સ્વયંકર્તૃત્વબોધક આત્મનેપદી [ स्वातंत्र्येण आत्मार्थक ] વિધિલિંગ પ્રયુક્ત છે તેથી વર્ષર્તુવિરહિત ઋભુદેવતાક આધાન ત્રૈવર્ણિક રથકારનુંજ છે. એવં ચ 'ऋभूणां०' આ શ્રુતિમાંના ( रथकारस्य ) આ પદનો ( संकीर्ण जातीयस्य ) આવો અર્થ કરવો એ માધવાચાર્યનો પ્રમદિતાનુગત પ્રમાદ જ છે. અને ભાષ્યકારને જે પ્રમાણે સૂત્ર પ્રમાણની અપેક્ષા છે તે પ્રમાણે સૂત્રકારને ભાષ્યની અપેક્ષા નથી. તેથી અનાદિ આપસ્તંબ સૂત્રમાંની શ્રુતિનો અર્થ છે તેજ વિભ્રાંત અને અબાધિત છે. આ પ્રમાણે ત્રૈવર્ણિક રથકારવિષે માધવીય ભાષ્યસંબંધી આવેલી શંકાનું સમાધાન શ્રીમદ્દેવણસિદ્ધેએજ કર્યું. હું એક નિમિત્તમાત્ર છું. હવે [ रथकारास्याधाने । नियतंच । नाभावादिति वास्त्वः ] આ કાત્યાયન સૂત્રપર મીમાંસારૂપ ગણાતા કર્કસ્વામી નામના ભાષ્યકારને આવેલી શંકાનું સમાધાન બોલાવનારા પણ ભક્તવત્સલતાને લીધે શ્રીમદ્દેવણસિદ્ધજ સમર્થ છે.

## ૪૦ रथकार शब्दनी शक्ति ब्राह्मण वर्णने विषे छे.

શંકા—રથકાર શબ્દના જે પ્રમાણે 'माहिष्येण करण्यांतु रथकारः प्रजायते' આ વાક્યઉપરથી સંકર જાતીય રથકારને વિષે શક્તિ છે તે પ્રમાણે બ્રાહ્મણાદિ ત્રૈવર્ણને વિષે રથકાર શબ્દની શક્તિ નથી. તેથી રથકાર આ સંકર જાતીયજ લેવો.

ઉત્તર—અમુક શબ્દની સ્થિતિ અમુક ઠેકાણે છે, એવું જ્ઞાન થવાને વ્યાકરણાદિ આઠ કારણો છે. તે નીચે પ્રમાણે—

शक्तिग्रहंव्याकरणोपमान कोशाप्तवाक्याद्व्यवहारतश्च । वाक्यस्यशेषाद्विवृतेर्वदंति सान्निध्यतः सिद्धपदस्यवृद्धाः ॥

અર્થ—પદના અર્થ માટે વ્યાકરણ, ઉપમાન, કોશ, આપ્તવાક્ય, વ્યવહાર, વાક્યશેષ, વિવરણ અને પ્રસિદ્ધ પદોનું સાન્નિધ્ય એવાં આઠ કારણોથી શક્તિજ્ઞાન થાય છે. રથકાર શબ્દની શક્તિ બ્રાહ્મણ વર્ણને વિષે છે એ પૂર્વોક્ત આઠ કારણોથી સિદ્ધ છે.

## ૪૧ रथकार ब्राह्मणसंबंधे व्याकरणउपरथी थनारो शक्तिग्रह.

પ્રથમ વ્યાકરણ ઉપરથી થનારો શક્તિગ્રહ જુઓ 'सि० मु०-धातुप्रकृतिप्रत्ययादीनांशक्तिग्रहो व्याकरणाद्भवति' ધાતુ, મૂળશબ્દ અને પ્રત્યયના વ્યાકરણમાંથી શક્તિ-

ગ્રહ થાય છે. ( कुर्वादिभ्योण्यः पा. सूत्र ४।१।१५१ ) આ ગણસૂત્ર છે તેથી ગણપાઠમાં ' કુરૂ, ગર્ગ, મંગુષ, અજમાર, રથકાર, વાવદુક, કવિ મતિ, કપિંજલ ઇત્યાદિ ૪૭ શબ્દોના કુર્વાદિગણમાં આ રથકાર શબ્દ પઠિત હોવાથી રથકાર શબ્દને વિષે બ્રાહ્મણ શબ્દની શકિત સાપેક્ષ છે. કેમકે આ રથકાર શબ્દપઠિત કુર્વાદિ ગણ બ્રાહ્મણજાતિબોધકજ ( આર્ષેયગોત્રાપત્યાધિકારમાંનોજ ) હોવાથી તત્રોકત થનારા [ ण्य ] આ પ્રત્યય ઉપરથીજ ' कौरव्याः ' ( કુરૂકુલના બ્રાહ્મણ ) ' गार्ग्याः ' ( ગર્ગકુલોત્પન્ન બ્રાહ્મણ ) ' मंगुष्याः ' ( મંગુકુલોત્પન્ન બ્રાહ્મણ ) ' आजमार्याः ' ( અજમારકુલોત્પન્ન બ્રાહ્મણ ) ' राथकार्याः ' ( રથકારકુલોત્પન્ન બ્રાહ્મણ ) એજ પ્રમાણે ' वावदूक्याः । मात्याः । काव्याः । कापिंजल्याः । [ ब्राह्मणाः ] ઇત્યાદિ નિયમોઉપરથી રથકાર એ બ્રાહ્મણ જાતવિશિષ્ટ પુરૂષ છે.

કોઇ કહેશે કે પૂર્વોકત ' कौरव्याः ' ઇત્યાદિ શબ્દોઉપરથી બ્રાહ્મણજ શા માટે સમજવા ? તો આ સૂત્ર આર્ષેય ગોત્રાપત્યાધિકારમાંનુ હોવાથી ભટોજી દીક્ષિત પોતાની વૃત્તિમાં સ્પષ્ટ કહે છે.

११७५ कुर्वादिभ्योण्यः । ४।१।१५१ अपत्ये कौरव्या ब्राह्मणाः । वावदूक्याः इ०

એટલે કુરૂ, ગર્ગ મંગુ, અજમાર, રથકાર, વાવદુક શબ્દોનો બ્રાહ્મણજાતિ સમ્યકજ [ ण्य ] પ્રત્યય થાય છે ઇતરાર્થે [ण्य] પ્રત્યય થતો નથી. તેવોજ રીતે વળી રથકાર શબ્દવડે બ્રાહ્મણવિશેષનોજ બોધથાય છે, એ વિષે તેજ કૌમુદિમાંનું બીજુ ઉદાહરણ 'सूत्र-शिल्पिनिवाकृत्मः । ६।२।७६ शिल्पिवाचिनी समासेऽण्णंतपरे पूर्वमाद्युदात्तं. सचेदण्कृत्रः परोनभवति । तंतुवायः । शिल्पिनिकिं । कांडलावः । अकृत्रः किम् कुंभकारः ' શિલ્પિવાચક સમાસ હોઇ આગલું પદ [ अण् ] પ્રત્યયમાં હોય તો પૂર્વપદ આદ્યુદાત્ત થાય છે. જો તે [ अण् ] કૃત્ર્ ધાતુઆગળ ન થાય તો ઉદાહરણ—तंतुवायः ( સુતેરાકોષ્ટી ) એમાં શિલ્પી હોવા છતાં, એમ શામાટે કહ્યું ? તો कांडलावः। ( પાક કાપનારો ) આ કૃષિકર્મી નામનો આદ્યુદાત્ત થતો નથી ( अकृत्रः ) એમ શામાટે કહ્યું ? તો ( कुंभकारः ) આ શબ્દમાં ઉત્તરપદ ( કાર ) એ ( कृत्र् ) ધાતુ ઉપરથી ( अण् ) પ્રત્યયાંત હોવાથી આદ્યુદાત્ત થતો નથી. તેમજઃ—

संज्ञायांच ६ । २ । ७७ अण्णंते परे । तंतुवायो नाम कृमिः । अकृत्र इत्येव । रथकारो नाम ब्राह्मणः । ( सि० १८३१ ) ॥

પૂર્વોકત ( अण् ) પ્રત્યયાંત શબ્દ સંજ્ઞાવાચક હોવા છતાં શિલ્પિવાચક શબ્દ આદ્યુદાત્ત થાય છે. ઉદાહરણ— तंतुवायः ( એક પ્રકારના વણકર પ્રમાણેજ તંતુ-રચના કરનારો કૃમિજાતિવિશેષ ) [ कृत्र् ] ધાતુ આગળ [ अण् ] ન હોય તોજ. કેમકે [ कृत्र् ] ધાતુઉપરથી [ अण् ] હોય તો સંજ્ઞાર્થક શિલ્પિવાચક શબ્દ હોવા છતાં તે અંતોદાત્તજ થાય છે. ઉદાહરણ—रथकारः [ વાજપેયાદિ યજ્ઞસંબંધી દેવસંબંધી એક પ્રકારનું રથાદિ પવિત્ર શિલ્પકર્મ કરનારો રથકાર સંજ્ઞક બ્રાહ્મણજાતિવિશિષ્ટ ] બ્રાહ્મણ જ જાણવો. નામ એ અવ્યયપ્રાકાશ્યાર્થે છે. એવં ચ વ્યાકરણ ઉપરથી રથકાર શબ્દનો બોધ બ્રાહ્મણવર્ણમાંજ થાય છે.

## ४२ रथकार ब्राह्मणविषे उपमानथी थनारो शक्तिग्रह.

હવે ઉપમાનથી થનારો શકિતગ્રહ કહું છું. ઉપમાન એટલે સરખાપણું. રથકર્મ શિલ્પોપલક્ષણ જે પ્રમાણે [ यथाद्रवकृतांत्रैवार्णकेनैवकृतामाग्निहोत्रस्थाली ] આ વક્ષ્યમાણશ્રુતિઉપરથી સર્વત્ર અગ્નિહોત્રી દીક્ષિતાદિક બ્રાહ્મણ યજ્ઞપાત્રાદિમૂર્તિશિલ્પ, કાષ્ટશિલ્પાદિ કરનારા છે. [ સંગ્રહ ૧ લો, પૃષ્ઠ ૩૬ થી ૪૦ સુધી જુઓ તેમ અથવા

બ્રાહ્મણને આયુધોપજીવન નિષિદ્ધ હોવા છતાં વાહીક એટલે પંજાબ દેશમાં ગોપાલવ અને શાલંકાયન સંજ્ઞાવાળા આયુધજીવી હોઈ તેમને જે પ્રમાણે અન્ય જાતિના ન સમજતાં બ્રાહ્મણજાતિમાંનાજ એક વિશેષ ભેદના બ્રાહ્મણ, એમ કહ્યું છે. તેમજ અત્યારે રથાદિ શિલ્પોપજીવન જો કે નિષિદ્ધ માને છે તો પણ વૈદિક અગ્ન્યાધાનાધિકારી રથકાર સંજ્ઞાવાળા શિલ્પકર્મોપજીવી બ્રાહ્મણો છે. આ પ્રમાણે ઉપમાન શકિતજ્ઞાન વિસ્તારભયને લીધે સંક્ષિપ્ત કહ્યું.

## ४२ रथकार ब्राह्मणबोधक कोशवाक्यो.

હવે રથકાર એટલે બ્રાહ્મણ એવો બોધ થવાને કોશવાકયો છે તેઃ– " **रथकारस्तक्षणिस्यान्माहिष्यात्करणीसुतेः॥ इति विश्वमेदिनीहेमचंद्राः**' રથકાર એટલે તક્ષા નામ વિશ્વકર્મા. ( **शिरः पशोस्तेदास्यंतिम गंयज्ञेषुमानवाः । एषनेऽनुग्रहस्तक्षन्क्षिप्रं कुरुममप्रिय ॥**) ઈંદ્ર કહે છે, હે તક્ષન્ [ **विश्वकर्मन्** ] કૃપા કરીને મ્હારૂં પ્રિય કામ જલદી કર. તને યજ્ઞમાં બ્રાહ્મણ યજ્ઞનો ભાગ દેશે. આ ભારતોકિતઉપરથી વિશ્વકર્મા અને [ **शिवेमनुर्मयस्त्वष्टा-तक्षाशिल्पीचपंचमः** ' આ પાદ્મોકિતઉપરથી તથા [ **ऋ. अ. १।७।३२–तक्षन्रथंसुवृतं-विद्मनापसस्तक्षन्हरीइंद्रवाहावृषण्वसू ॥ तक्षान्पतृभ्यवो०** ] આ શ્રુતિઉપરથી વિશ્વકર્મસંતતીય અગ્ન્યાધાનાધિકારી પંચાલ બ્રાહ્મણને વિષે તક્ષા આ નામ પ્રસિદ્ધ છે. તેથી (**रथकारस्तक्षणिस्यात्०** ) આ કોશવાકયઉપરથી રથકાર એટલે વિશ્વકર્મસંતતીય બ્રાહ્મણ. બીજું માહિષ્યદ્વારા કરણીના પેટે ઉત્પન્ન થએલા પુત્રનું નામ પણ રથકાર છે. તેમજ રથકારના [ **स्थपति** ] આ પર્યાયનામઉપરથી પણ [ **सगौष्पतीष्टयास्थपतेः** ] અને વિશ્વકર્મકુલોત્પન્ન બ્રાહ્મણોનાં શ્રુત્યુકત મહાકુલત્વસંબંધે [ **महाकुलकुलीनार्य** ] ઈત્યાદિ કોશવાકયોવડે રથકાર શબ્દને વિષે બ્રાહ્મણજાતિવિશેષનો બોધ કરવાની શકિત છે.

શંકા–પણ પહેલાં આપેલું કોશવાકય દ્વયર્થી હોવાથી વિશ્વકર્મકુલોત્પન્ન બ્રાહ્મણ જાતિ અને માહિષ્યકરણીસુત સંકીર્ણ જાતિ આ બંનેનો રથકાર આ શબ્દવડે બોધ થાય છે. માટે [ **वर्षासुरथकार आदधीत** ] આ શ્રુતિ દેહલીદીપન્યાયાનુસાર બંને તરફ લાગુ કરવામાં હરકત કઈ ?

ઉત્તર–[ **गोधातलानिह्नायको:** ] આ મેદિનીકોશ ઉપરથી [ **गोधा** ] આ શબ્દનો ઘો અને પાણીમાંનો મગર એવા બે અર્થ થાય છે. તેથી ( **नद्यां गोधा निमज्जति** ) નદીમાં ગોધા ડૂબે છે. આ વાકયમાંના ગોધા શબ્દથી જલગોધિકા એટલે પાણીમાંનો મગરજ સમજવી જોઈએ, ઘો સમજવાથી કામ નહીં ચાલે. તે પ્રમાણે [ **वर्षासुरथकारोऽग्नीना-दधीत** ] આ શ્રુતિ વાકયમાંના પદનો અર્થ સમજવાને જાતિ [આશ્રય] આકૃતિ [સ્વરૂપ] અને વ્યકિત એવાં ત્રણ કારણો હોય છે. તેથીજ બ્રાહ્મણાધાધાન પ્રકરણ શ્રુતિના અવ્યહિતત્વથી ત્રૈવર્ણિક જાતિબોધક ( **ऋभूणां० वर्षासु** ) આ મંત્રોપયોગી મંત્રકાલજ્ઞાપક પદઉપરથી અને [ **आदधीत** ] એ કેવળ ત્રૈવર્ણિકસંબંધીજ યજ્ઞક્રિયાસ્વરૂપ વિધિવાકયઉપરથી ' **वर्षासुरथकारोऽग्नीनादधीत** ' આ શ્રુતિવાકયમાંનો રથકાર એ જાતિવાચક વ્યકિતવાચક પદનો અર્થ–અગ્નિહોત્રાદિ બ્રાહ્મણ ધર્મને ઉચિત એવું પવિત્ર દેવરથાદિ શિલ્પ જે બ્રાહ્મણજાતિવિશેષને મૂળપુરૂષ પ્રસાદલબ્ધ પરંપરાથી ચાલતું આવેલું છે, એવો બ્રાહ્મણજાતિવિશિષ્ટ પુરૂષ, અર્થાત્ વિશ્વકર્મકુલોત્પન્ન રથકાર એવોજ સમજવો. આ પ્રમાણે કોશવડે સ્પષ્ટ થનારો અર્થ કહ્યો.

## ४३ आप्तवाक्य, वाक्यशेष, विवरण प्रसिद्धपदसान्निध्य शक्ति वर्णन.

હવે આપ્તવાકયનું શબ્દાર્થજ્ઞાન થાય છે તે આ પ્રમાણેઃ–( **आप्तस्तु यथार्थवक्ता** ) અર્થાત્ રથકાર એ ત્રૈવર્ણિક (બ્રાહ્મણ) છે એ વિષે આપ્ત એટલે વેદાધારે સત્ય બોલનારા

એકાદા પ્રાચીન પ્રસિદ્ધ યથાર્થવકતા પુરૂષનું વાકય જોઈએ, એટલે આ વિષયને વધારે મજબુતી આવશે. તો યથાર્થ વકતા આપસ્તંબ ઋષિ છે. કેમકે તેની ગણના સૂત્રકારોમાં અને સ્મૃતિકારોમાં હોઈ તે સર્વ સૂત્રકારો કરતાં અને સ્મૃતિકારો કરતાં પ્રાચીન પણ છે. એ કલ્પની શરૂઆતમાં ભૃગુ ઋષિના કુળમાં ઉત્પન્ન થએલો હોઈ કશ્યપ ઋષિએ કરેલા પુત્રકામેષ્ટિ યજ્ઞમાં તે પુરોહિત હતો એનું પ્રમાણ 'मत्स्यपु अ ७- आपस्तंबस्ततश्चक्रे पुत्रेष्टिंद्रविणाधिकां ॥' આ આપસ્તંબકૃત ઇષ્ટિમાંથી મરુદ્ગણ દેવ ઉત્પન્ન થયા. આ પ્રાચીન યથાર્થ વકતાનું સૂત્ર વાકયઃ—

आपस्तंबसूत्रे आधाने—अथाधाननक्षत्राणि । कृत्तिकासु ब्राह्मण आदधीतमुख्यो ब्रह्मवर्चसीभवति० वसंतोब्राह्मणस्य ग्रीष्मोराजन्यस्य हेमंतोवा शरद्वैश्यस्य वर्षारथकारस्य येत्रयाणां वर्णानामेतत्कर्मकुर्युस्तेषामेषकालः ॥

धूर्तस्वामी भाष्य—इदानींस्वयमभिप्रायःसूत्रकारस्य० त्रयाणामतभूतायेकुर्वंति रथकरणं ते रथकाराःसोमाय क्षमाःसर्व कर्मभ्य इति ।

આ આપસ્તંબ સૂત્રમાં આધાન નક્ષત્રો કહેલાં છે. અને ત્યાર પછી બ્રાહ્મણાદિકનાં આધાનને યોગ્ય ઋતુઓ કઇ તે કહ્યું છે. તે આ પ્રમાણેઃ-બ્રાહ્મણોને વસંત ઋતુ આધાન કાળ, ક્ષત્રિયોને ગ્રીષ્મ અથવા હેમંત, વૈશ્યોને શરદૃઋતુ, અને રથકારોને વર્ષાઋતુ આધાનકાળ જાણવો. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય આ ત્રણ વર્ણો પૈકીજ બ્રાહ્મણાદિ જે કોઈ રથ કરવાનું કામ કરે છે તેમને સોમયજ્ઞાદિ સર્વ બ્રહ્મકર્મના અધિકારી રથકાર વર્ષાધાનના અધિકારી તરીકે સમજવા.

**६५ कर्क अने देवयाज्ञिक आ बे भाष्यउपरथी आवनारी शंकानुं निराकरण.**

શંકા-કાત્યાયન સૂત્રના ભાષ્યમાં ત્રૈવર્ણિક રથકારજ બીજાકલ કહેલો નથી તો પછી સંકર રથકાર તરફજ આ આધાનનો અધિકાર લગાડયો એમ કહ્યુ, તે શામાટે ?

ઉત્તર-કાત્યાયન મુનિ યથાર્થ વકતા છે. પરંતુ કાત્યાયન સૂત્રની જે કર્ક ભાષ્ય અને દેવયાજ્ઞિક નામની વ્યાખ્યાઓ છે તેના કર્તા માત્ર રથકારાધિકરણની મીમાંસામાં જરા ભ્રાન્તિમાં પડયા છે. જુઓ:-[ रथकारस्याधाने । नियतं च । ना भावादितरेषामत्स्यः । ] આમા [ रथकारस्याधाने नियतं ] આ કા૦ સૂત્રઉપરથી ભાષ્યકારે આધાનાધિકારી રથકાર ત્રૈવર્ણિકજ છે એવો નિઃસંશય પૂર્વપક્ષ સિદ્ધાન્ત કરીને આગલા [ च, नाभावादितरे षामत्स्यः ] આ સૂત્રઉપરથી તાર્કિક શંકા ઉઠાવીને ઉત્તરપક્ષ સૂત્રની વિરૂદ્ધ કર્યો છે. પણ તે શંકાનાં સમાધાન શ્રુત્યાદિ પ્રમાણોથી થયાં છ તે નીચે પ્રમાણે.—

શંકા-ભાષ્યકાર [ नियतंच ] આ સૂત્રમાંના [ च ] આ અવ્યયનો [ वा ] આવા વિકલ્પિક અર્થે પૂર્વપક્ષનો નિષેધ કરીને ત્રૈવર્ણિક રથકારજ નથી એમ કહે છે. કેમકે ત્રૈવર્ણિકોને શિલ્પકર્મોપજીવન નિષિદ્ધ છે. તેથી ત્રણ વર્ણોકરતાં ભિન્ન એવા સંકરજાતિ રથકારનું તે આધાન હશે એમ કહે છે.

એનું સમાધાન-સામાન્યત્વે શિલ્પોપજીવન આધુનિક લોકોએ જો કે નિષિદ્ધ માન્યું છે, તો પણ દેવબ્રાહ્મણને પ્રિય એવા રથાયુધ યજ્ઞપાત્રાદિ પવિત્ર શિલ્પ કંઇ ત્રણે વર્ણને નિષિદ્ધ નથી. કેમકે પૂર્વોકત આધાનો સ્વર્ગાદિ અદ્રષ્ટ ફલદાયક અને સ્વધર્મ સ્વરૂપ છે. પવિત્ર શિલ્પકર્મ જો નિષિદ્ધ હોત તો નિષિદ્ધ કર્મઉપર ઉપજીવન કરનાર ત્રૈવર્ણિકોને અને ત્રણે વર્ણથી ભિન્ન વર્ણીઓને સુદ્ધાં શ્રુતિએ વિશિષ્ટયુકત આધાનાદિ બ્રહ્મકર્મનો અધિકાર કદિ પણ કહ્યો ન હોત. નિષિદ્ધ કર્મોપજીવનવડે બ્રાહ્મણો બ્રાહ્મણ-

ત્વથી ભ્રષ્ટ થઈને પતિત થનારા હોવાથી શ્રુતિએ લાખ, મીઠું, તેલ, ઘી વગેરે નિષિદ્ધ પદાર્થોના વિક્રયથી ઉપજીવન કરનારા બ્રાહ્મણોને મૂળ આધાનજ કહ્યું નથી. તેમજ દેવ-રથાદિ પવિત્ર શિલ્પકર્મ જો બ્રાહ્મણોને બ્રાહ્મણત્વથી ભ્રષ્ટ કરનારૂં હોત તો રથકર્મ કરનારા રથકાર બ્રાહ્મણોને શ્રુતિએ વિધિયુક્ત આધાનાદિ કર્મ કહિ પણ કહ્યું ન હોત. અને જે અર્થે [ ऋभूणां॰ वर्षासु॰ ] આવાં સ્વયંકર્તૃત્વ અનેક શ્રુતિના રથકાર સંબંધે યજ્ઞકર્તૃત્વ, રથકર્તૃત્વબોધક ઇત્યાદિ ઇત્યાદિ સ્પષ્ટ વાક્યો છે, તે અર્થે રથાદિ પવિત્ર શિલ્પકર્મ બ્રાહ્મણજાતિને બ્રહ્મકર્મપ્રમાણેજ ઉક્ત હોવા છતાં ત્રૈવર્ણિક રથકાર નથી એવો વિરૂદ્ધાર્થ પ્રતિપાદન કરનારા કર્ક અને દેવયાજ્ઞિકના ભાષ્યો–વ્યાખ્યાઓ–ભ્રાન્તિમૂલક અને અયથાર્થ છે એ સ્પષ્ટ સિદ્ધ થાય છે.* ४६.

---

* ४६ कर्क अने देवयाज्ञिकनी व्याख्यासंबंधे प्रो. वेबरनुं मत.

The Katyayana Sutra has had many Commentators, as ... Karka and Devayajnika or Yajnikadeva × The works of the last three and that of Karka are however, the only ones that seem to have been preserved. Its statements may for the most part be correct but it is extremely incomplete and from beginning to end is evidently quite a modern compilation.

" There exhibit as to style, some differences from the original wording, resulting from abbreviations, the extracts come from the scholium of Karka and from an anonymous epitome ( Samkshiptasara ) of Deva, the M. S of which dates from Samvat 1609. None of these commentaries is complete "

" **History of Indian Literature by A. WEBER. Pages 141-142.**

कात्यायन सूत्रना वृत्तिकार घणा छे. जेवा के कर्क, देवयाज्ञिक ( अथवा याज्ञिक देव ). एना अने कर्कना ग्रंथोज मात्र हमणां उपलब्ध छे. अेमां करवामां आवेलां विधानो जो के घणां भलो भूलवाळां न ही तो पण ते बधा अपूर्ण स्थितिमां छे अने पहेलेथी छेवटसूधी अे सर्व अर्वाचीन ग्रंथरचना होय अेम स्पष्ट जणाय छे.

विवेचन पद्धतिनुं जो सूक्ष्मताथी निरीक्षण करीअे तो ते मूळने अनुसरीने बीलकुलज नथी पण तेमां घणो फरक संक्षिप्त शब्दोने लीधे थयेलो छे. तेमांना उतारा कर्कभाषापद्धतिने अनुसरता छे. अने ' संक्षिप्त-प्रसार ' आ सांकेतिक नामवडे देवयाज्ञिकनी अथवा देवनी टीका संवत १६०९ मांनी उपलब्ध छे. आ टीकाओ पैकी अेक पण टीका पूर्ण नथी.

**ए. वेबरकृत हिस्टरी ऑफ् इंडियन लिटरेचर. १४१–१४२.**

उपला वेबरना मुद्दाउपरथी अेवुं सिद्ध थाय छे के, भाषा अने विवेचन पद्धतिनो विचार करतां कात्यायन सूत्रना टीकाकार १ श्रीअनंत २ देवयाज्ञिक अने कर्क–कर्क टीकाना चुस्त अनुयायीक हता अेटले के भाषाशास्त्रदृष्टीअे समकालीन हता. अेम मानवामां प्रत्यवाय नथी. श्रीअनंत अे इ. स. १६ ना शैकाना पूर्वार्धमां थयां होवानो अने मुहूर्तमार्तंडनो कर्ता के नारायण तेनोज अे बाप होवानो केटलाक विद्वानोनो मत छे. तेवीज रीते देवपद्धतिनो कर्ता अने कर्क इ. स. १६ ना सैकानाज हता अेवुं वेबरना मतने अनुसरी मानवामां कंई हरकत नथी. आटलुं थयुं तो पण–आ बधाओनी टीका अेकज हल्ड्उपरथी गअेली होवा छतांये बधीज अपूर्ण ! तो आ बधा वृत्तिकारोने कंई पण महत्व न आलतां अेना अर्वाचीन अपूर्ण अने असंबद्धपणुं आ ग्रंथोना मिश्रणथी करेली सूत्र विवेचन पद्धतीमां मुद्दलज स्वाद रह्यो नथी अने अेथी तेमनां सूत्र, टीका विधान असंबाधक ठरतां नथी.

### ४७ त्रैवर्णिकोने शिल्पोपजीवन निषिद्ध नथी.

શંકા-બ્રાહ્મણાદિ ત્રણે વર્ણોને અનુક્રમે તપ, પ્રજાપાલન, અને કૃષિવાણિજ્ય એજ કર્મો કહેલાં છે. પણ તેમને શિલ્પકર્મ ક્યાં કહ્યાં છે?

સમાધાન-બ્રાહ્મણાદિ વર્ણત્રયમાં તપશ્ચર્યા, પ્રજાપાલન અને કૃષિવાણિજ્ય એ વૃત્તિઓ નિત્યત્વથી કહેલી છે. અને રથાદિ શિલ્પ નિત્યત્વથી કહેલું નથી એવો ભાસ થાય છે. તો ત્રૈવર્ણિકોને યજ્ઞયાગાદિ કર્મ નિત્યકર્તૃત્વ હોવાથી રથાદિ પવિત્ર શિલ્પકર્મ ત્રૈવર્ણિકોએ અવશ્ય નિત્ય કરવું જોઇએ. કારણ રથાદિ પવિત્ર યજ્ઞકર્મરૂપ શિલ્પકર્મવિના યજ્ઞ થતો નથી એ પહેલાં જણાવેલુંજ છે. બ્રાહ્મણોને અને ક્ષત્રિયોને રથવિના ગતિ નથી. રથ, મૂર્તિ, યજ્ઞપાત્રો, કુંડ, ઇષ્ટીકોપધાન ઇત્યાદિ પવિત્ર રથાદિ શિલ્પકર્મો તો બ્રાહ્મણોએજ કરવાં એવી શ્રુતિછે. જુઓઃ—

**तै० ब्रा० अ. १।७।७ सवाएष ब्राह्मणस्य चैवराजन्यस्य-चयज्ञः । तंवा एतं वाजपेय इत्याहुः ।**

भाष्य-सबृहस्पतिना अनुष्ठित एष इंद्रेणानुष्ठितः । देवानां मध्ये बृहस्पतिर्ब्राह्मणजात्यभिमानी । इंद्रःक्षत्रिय जात्यभिमानी । ताभ्यामेवानुष्ठितत्वान्मनुष्येष्वपि ब्राह्मणराजन्ययोरेवात्राधिकारो न तु वैश्यस्य ॥

અર્થ-રથવિષયક વાજપેય યજ્ઞ બ્રાહ્મણ જાત્યભિમાની બૃહસ્પતિ અને ક્ષત્રિય જાત્યભિમાની ઇંદ્રેજ કરેલો હોવાથી મનુષ્યોમાં પણ આ રથવિષયક યજ્ઞ કરવાનો અધિકાર બ્રાહ્મણોને અને ક્ષત્રિયોનેજ છે. વૈશ્યોને નથી. તેથી વૈશ્ય જાતિમાં રથકાર નથી. રથકાર બ્રાહ્મણોમાં અને ક્ષત્રિયોમાંજ છે. એને પ્રમાણઃ—

हिरण्यकेशिसूत्रे प्रकाशवैजयंतीव्याख्यायां आधानप्र०-वसंतो ब्राह्मणस्याधानकालः । ग्रीष्मो हेमंतश्चराजन्यस्य । वर्षा रथकारस्य ॥ शरद्वैश्यस्य । सर्वेषांशिशिरः ॥

અર્થ-આ સૂત્રમાં બ્રાહ્મણાદિ ત્રણે વર્ણના આધાનના કાળ જણાવેલા છે. ( આધાન એટલે અગ્નિહોત્ર લેતાં પહેલાં હોમહવનપૂર્વક જે અનુષ્ઠાન કરે છે તે. ) બ્રાહ્મણ, ક્ષત્રિય રથકાર અને વૈશ્ય આ ત્રૈવર્ણાત્મક ચાર ભેદોને અનુક્રમે વસંત, ગ્રીષ્મ, વર્ષા અને શરદ્ આ ચાર આધાનકાળ છે. કેટલાક એમ પણ કહે છે કે ક્ષત્રિયોને હેમંત સુદ્ધાં હોઇ સર્વ આધાનાધિકારીઓને શિશિર ઋતુ વિશેષ છે. આ સૂત્રનિર્દેશઉપરથી સ્પષ્ટ છે કે રથકારનો વર્ષાઋતુ આધાનકાળ જો વૈશ્યોના આધાનકાળના પહેલાં કહેલો છે તો રથ કરનારા બ્રાહ્મણ અને ક્ષત્રિય એવા બેજ વર્ણ છે એમ થાય છે. તથાપિ ( शरदि वाजपेयेन यजेत् ब्राह्मणो राजन्यो वृद्धिकामः । ) આ આપસ્તંબ સૂત્રઉપરથી રથકારને ત્રૈવર્ણિક એવું સામાન્ય નામ મળ્યું છે. પરંતુ રથવિષયક વાજપેય યજ્ઞના બ્રાહ્મણ અને ક્ષત્રિયો અધિકારી હોઈ તે યજ્ઞ વૈશ્યાધાનકાળ જે શરદૃઋતુ તેમાં કરવાનું કહ્યું હોવાથી રથકારને જો કે ત્રૈવર્ણિક એવું સામાન્ય નામ આપ્યું છે તો પણ રથ કરનારા પ્રાયઃ વૈશ્ય નથી. કેમકે, વૈશ્યોને રથનું કારણજ પડતું નથી. બ્રાહ્મણોને અગ્નિહોત્રાદિ યજ્ઞકર્મને વિષે પણ બ્રાહ્મણ હસ્તનિર્મિત રથ અવશ્ય જોઇએ. એનું પ્રમાણઃ—

**श्रुति-तै ब्रा. अ. १।३।६ रथचक्रं प्रवर्तयाति । मनुष्यरथे नैवदेवरथं प्रत्यवरोहति ॥**

भाष्यं–गार्हपत्यादाहवनीयं प्रत्यग्नेः प्रणयनकाले रथचक्रस्य प्रवर्तनं । अनेन मनुष्य रथप्रवर्तनेन नीयमानाग्न्यर्थे देवरथ एव प्रवर्तितो भवति ॥

આ છઠા અનુવાકમાં દેવયજન યજ્ઞભૂમિમાં પવમાન હવિષ્યો અને દક્ષણાઓ કઇ કઇ જોઇએ છે એ સવિસ્તર જણાવેલું છે. તેમાં ગાર્હસ્પત્ય કુંડમાંથી આહવનીય કુંડમાં અગ્નિ લઇ જતી વખતે, દક્ષિણ તરફના બ્રહ્મચર્યે અગ્નિ તે રથમાં બેસાડીને તે રથનું પ્રવર્તન કરવું. આ મનુષ્યરથ પ્રવર્તનથી લઇ જવાના અગ્નિ માટે દેવરથજ ચલાવ્યાનું ફળ મળે છે. ' એટલે અગ્નિહોત્રના અગ્નિ સમારંભમાં ધાતુમય રથ જોઇએ, એજ પ્રકારે ક્ષત્રિયોને પણ યજ્ઞશિલ્પનિર્મિત રથ શસ્ત્રાસ્ત્રાદિ બ્રાહ્મણોએ અને દેવોએજ આપેલાં છે. રથાદિ કર્મ જે પ્રમાણે શિલ્પજન્ય છે, તેમજ [ शिल्पंस्त्वे क्रियायोगे ] આ કોશોક્તિઉપરથી સ્રુક્ સ્રુવ સ્થાલી ઇત્યાદિ શિલ્પજન્ય પાત્રો સુદ્ધાં બ્રાહ્મણોનાંજ હાથનાં ઘડેલાં જોઇએ. એ વિષે પ્રમાણઃ—

हिरण्यकेशिसूत्र–आधानस्य १ तृतीयप्रश्ने ७ पटले । वैजयंतीव्याख्यायांच । अग्निहोत्रपात्राणिप्रयुनक्ति । खादिरंस्रुवमग्निहोत्रहवणींवैकंकतीमचक्रवर्तीमशूद्रकृतामूर्ध्वकपालामग्निहोत्रस्थालीं । दर्शपूर्णमास स्रुचव्यतिरिक्तत्वख्यापनायाग्निहोत्रपात्राणीत्युक्तं स्रुवाग्निहोत्र हवण्यौ व्याख्यातौ । कुलालचक्रमेणनविद्यते आवर्तोभ्रमणंयस्याः सेतिशूद्रव्यतिरिक्तेनत्रैवर्णिकेनैवकृतामित्यर्थः ॥

અર્થ–અગ્નિહોત્રને માટે જોઇતાં પાત્રો–સ્રુવ એ ખેરની હોવી જોઇએ, અગ્નિહોત્ર હવણી ( બેહળીના લાકડાનું હાથના જેવા આકારવાળું એક હાથ લાંબુ વિશિષ્ટ પાત્ર ) કપાલો ( ફૂટેલા નવા મટકાના અરધા કઢેલા જેવાં પાત્રો ) અગ્નિહોત્ર સ્થાલી [ ચરૂ મૂકવામાટે એક પ્રકારનું ધાતુમય અને મૃણ્મય પાત્ર વિશેષ ] ઇત્યાદિ યજ્ઞપાત્રો શૂદ્રોએ કરેલાં ન હોવાં જોઇએ. બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય એવાં ત્રૈવર્ણિકોએ કરેલાં હોવાં જોઇએ. સૂત્રમાંના ( एव ) આ અવ્યયઉપરથી યજ્ઞપાત્રાદિ પવિત્ર શિલ્પકર્મને બ્રાહ્મણોનો મુખ્ય અધિકાર અને શૂદ્રોનો અત્યંત નિષેધ સૂચિત થાય છે. આવો આ આપસ્તંબ કાત્યાયનાદિક સૂત્રનો મથિતાર્થ છે.

માટે યજ્ઞસંબંધી રથાદિ શિલ્પકર્મ વૃત્તિ ત્રૈવર્ણિકોનીજ હોવાથી ત્રૈવર્ણિકોનું રથાદિ યજ્ઞસંબંધી પવિત્ર શિલ્પકર્મ કરવા માટે વિશ્વબ્રાહ્મણજાતીય શિલ્પિઓનો એક નિરાળોજ વર્ગ છે. તેને ત્રૈવર્ણિક રથકાર એવું સામાન્ય નામ છે. બ્રાહ્મણજાતીય રથકાર એટલે વિશ્વકર્મસંતતીય પંચાલ એમ સમજવું. એનું વર્ણન પહેલાં કરેલુંજ છે. અને વધારે પણ આગળ કરૂં છું. ચરુસ્થાલી એ યજ્ઞપાત્ર વિશ્વકર્મનિર્મિતજ છે, એ વિષે શ્રુતિઃ—

काण्वसंहिता अध्याय १२ अनुवाक ४ मंत्रपाठः–मातेवपुत्रंपृथिवीपुरीष्यमग्निंस्वेयोनौअभारुखा । तांविश्वैर्देवैर्ऋतुभिःसंविदानः प्रजापतिर्विश्वकर्माविमुंचतु ॥

भाष्यं–यथालोके मातापुत्रंबिभर्ति तथा पृथिवीरूपेयमुखास्वेयोनौ स्वकीयगर्भस्थानेपुरीष्यमेतमग्निमभाऽभाषीत् । धारितवतीक्भूःप्रथमपुरुषस्यरूपं बिभर्तितामुखां प्रजापतिर्विमुंचतुशिक्यपाशान्मुक्तांकरोतु । कीदृशःप्रजापति र्विश्वैर्देवैर्ऋतुभिःसंविदानएकमत्यंगतः विश्वसृष्टिरूपंकर्मयस्यासौविश्वकर्मा ॥

આ શ્રુતિઉપરથી ચરુસ્થળીનો નિર્માણ કર્તા જે પ્રમાણે પ્રાચીન સમયે વિશ્વકર્મા, તેજ પ્રમાણે અત્યારે તેનાજ કુળમાં ઉત્પન્ન થયેલા પંચાલ સમજવા. તાત્પર્ય સર્વ યજ્ઞપાત્રના કર્તા વિશ્વબ્રાહ્મણોજ છે. ( આ વિષેની શ્રુતિ સં ૧ લો. પૃ. ૧૦

જુઓ ) આ ઉપરથી રથાદિ પવિત્ર શિલ્પકર્મોપજીવન બ્રાહ્મણાદિ ત્રૈવર્ણિકોને કંઈ નિષિદ્ધ નથી. તે જો નિષિદ્ધ હોત તો પ્રજાપતિ બ્રહ્મર્ષિ વિશ્વકર્મા જે આદિ શિલ્પિ, તેની સાથે પ્રાચીન બ્રહ્મર્ષિઓએ સંબંધજ રાખ્યો ન હોત, અને વિશ્વકર્મા શિલ્પિ હોવા છતાં બ્રહ્માદિકોને પણ ઉપાસ્યદૈવત એવા સૂર્યનારાયણનો શ્વશુર છે. [ **पूजयंति च यं नित्यं विश्वकर्माणमव्ययं** ] આ આદિપર્વોક્તિઉપરથી સર્વ પૂજ્યજ છે, અને તત્કુલોત્પન્ન શિલ્પિ જો બ્રાહ્મણ છે તો શિલ્પોપજીવન ત્રૈવર્ણિકોને નિષિદ્ધ નથી.

## ४८ रथकार ब्राह्मणोने विषे रूढि शक्ति छे ए विषे

શંકા–' **रथं करोतीति रथकारः** ' આવા શબ્દશઃ અર્થપ્રમાણે જોઈએ તો ત્રૈવર્ણિકોને વિષે રથકાર એ શબ્દ યૌગિક છે. અને સંકીર્ણ જાતિઓનું રથકાર આ નામજ હોવાથી તેમને વિષે રથકાર આ શબ્દ રૂઢ છે. તસ્માત્ કર્મ કરતાં રૂઢી બલિષ્ટ હોવાથી કર્મકાર એવા સંકીર્ણ રથકારની સાથેજ ( **वर्षासु०** ) આ પૂર્વોક્ત આધાનનો અધિકાર લગાડવો.

સમાધાન–કર્મઉપરથી કિંવા રૂઢીઉપરથી વિચાર કરવો હોય તો તેમાંના વિષયના અનુરોધે ધર્માનુસારજ કરવો જોઈએ. ઉદાહરણ [ **पयःस्यात्क्षीरनीरयो** ] આ મેદિનીકોશઉપરથી દૂધને અને ઉદકને પયસ્ એવું એકજ નામ છે. માટે ' **पयसा जुहोति** ' પયવડે હોમ કરે છે. આ વાકયમાં જેમ જુહોતિ ( હોમ કરે છે ) આ ક્રિયાઉપરથી ' **पयस** ' આ નામનો દૂધજ અર્થ કરવાનો રિવાજ છે. કારણ કે પાણીથી કદી હોમ કરતા નથી. તેથી ઉદક એ અર્થ આ ઠેકાણે વિષયાનુરોધે ગૌણ છે. તે પ્રમાણેજ [ **वर्षासुरथकारोऽग्नीनादधीत** ] આ શ્રુતિવાકયની [ **आदधीत** ] આ યજ્ઞવિધાયક કૃતિઉપરથી રથકાર શબ્દવડે ત્રૈવર્ણિક રથકાર એવા અર્થમાંજ રુઢી છે. કારણ શૂદ્રાંતર્ગત સંકીર્ણ રથકારને આદધીત એવી યજ્ઞવિધાયક ક્રિયાની અનુપપત્તિ છે. તેથી [**ब्रह्मभ्रूणी**] આ પ્રસ્તુત શ્રુતિમાંના બ્રાહ્મણાદિ ત્રૈવર્ણિકોનોજ આધાન વિષય પ્રકરણમાં અસમર્થ સંકીર્ણ સંકર જાતીનો રૂઢાર્થ ઉચિત નથી.

## ४९ रथकार ब्राह्मण अने पंचाल ब्राह्मणनुं एकवाक्यार्थ वर्णन.

શંકા–આ આધાન જો ત્રૈવર્ણિકોનું છે તો બ્રાહ્મણાદિ ત્રણે વર્ણમાંથી કયા વર્ણમાં રથકાર આવે છે તે સ્પષ્ટ કહો.

સમાધાન–[ **ब्राह्मणस्त्वपरातनुः** ] પ્રત્યક્ષ બીજો બ્રહ્મા એવો ત્વષ્ટ્રબ્રહ્મા વિશ્વકર્મા પંચમુખ તેના મુખમાંથી ઉત્પન્ન થએલા રથકાર બ્રાહ્મણજ છે. આ વિષે પ્રત્યક્ષ વ્યાસનારાયણનું પ્રમાણઃ—

स्कंदपुराणे नागरखंडे अध्याय ६–सद्योजातादिपचभ्योमुखेभ्यः पंचनिर्ममे ॥ विश्वकर्मसुताह्येत रथकारान्सुपचच ॥ तस्मिन्कालेमहाभागापरमोममरूपपाक् ॥ पाषाणदारकंटक सौवर्णदशकतदा ॥ काञ्चनव्रलोहानि रथकृद्भ्योददौविभुः ॥ रथकारास्तथाचक्रुः पंचकृत्यानिसर्वदा ॥ षड्दर्शनाद्यनुष्ठान पद्कर्मनिरताश्चते ॥

શંકર કહે છે ' હે સ્કંદ ! સદ્યોજાત, વામદેવ, તત્પુરૂષ, અઘોર અને ઇશાન આ પંચબ્રહ્મ વિશ્વકર્માના પાંચ મુખમાંથી થએલા પુત્રોને રથકાર એવી સંજ્ઞા છે. મ્હારૂં સ્વરૂપ ધારણ કરનારો જે મહાપુરૂષ વિશ્વકર્મા તણેજ રથકાર નામક પોતાના પુત્રોને ટાંકણું વિગેરે દશ શિલ્પાયુધો, સુવર્ણાદિ નવ ધાતુ, અને કાષ્ટપાષાણાદિ આપ્યાં. તેથી તેમને પંચાલ રથકાર એમ કહે છે. વિશ્વકર્માના મુખમાંથી ઉત્પન્ન થએલું રથકારોનું પંચાલ આ મર્યાદનામ દેશસંબંધે નથી, તે શિલ્પકર્મસંબંધે છે,

उणादिषु १ पादे–तमिविशिबिडिमृणिकुलिकपि पलिपंचिभ्यः कालन् ॥ पचि व्यक्तीकरणे इति धातोः । पंचति शिल्पाचारं स्फुटीकुर्वंति ते पंचालो ॥ येषां-त्वज्ञानमात्रेणशिल्पाचारःस्फुटीभवेत् ॥

આવું વચન પણ છે. એવં શિલ્પકર્મવાચક પંચાલ શબ્દ પચિધાતુમાંથી નિત્ય બહુવચની કૃદંત છે. દેશવાચી પંચાલશબ્દ ( यत्रस्थप्रजारक्षणे पंचराजानः अलं इति पंचालोनामदेशः ) આ ભારતનિર્દેશઉપરથી એક વચની તદ્ધિત છે. અસ્તુ. કોઈ કહે છે કે [ रथंकरोतीति रथकारः ] આવી વ્યુત્પત્તિથી આ વિશ્વકર્મ પુત્રને વિષે પંચાલ રથકાર શબ્દ યૌગિકજ હશે, તો એમ નથી [ पद्मपुराणे भूखंडे–विश्वकर्मसुतानेतान्विद्धिशिल्पप्रवर्तकान ॥ एतेषां पुत्रपौत्राये तएतेशिल्पिनोभुवि ॥ पंचाला नामविज्ञेयाः पंचभेदाइतिमताः ] આ મન્વાદિ પંચવિશ્વકર્મ પુત્ર જે રથકાર તેમની પુત્રપૌત્રાદિ પરંપરા જે સંતતિ તે 'પંચાલ' આ પર્યાયનામથી પૃથ્વીમાં સર્વત્ર પ્રસિદ્ધ છે. આ ઉપરથી પંચાલ રથકારોને વિષે જો સમુદાય શકિત છે ( समुदायशक्तिः रूढिः ) તો આ તર્કદીપિકોકિતઉપરથી પંચાલ રથકાર શબ્દને વિષે રૂઢિશકિત છે. અને આ બ્રાહ્મણ વર્ણમાંના પંચાલ રથકારોના સર્વત્ર સમુદાયને વિષે બ્રહ્મકર્મયુકત શિલ્પકર્મનો પરંપરાપ્રાપ્ત સામાન્યવિશેષ ધર્મ હોવાથી જો કે જાતિત્વ છે તો પણ [ यत्त्वकेषांचित्त्वंकृताश्चिन्हंकरोतितत्सामान्यविशेषोजातिः ] આ વાત્સ્યાયનની ભાષ્યોકિતઉપરથી અને [ब्राह्मणंतद्विरंपग्रहणं । सि० २०६७] આ ભટ્ટોજી દીક્ષિતની પરિભાષાઉપરથી પંચાલ રથકારોનું બ્રાહ્મણ જાતિવિશેષત્વ ' શાલંકાયન ખાડવાયનપ્રમાણે ' બ્રાહ્મણ વર્ણમાંજ છે.

## ૫૦ સૌધન્વન ઋભુસંબંધે શંકા લેનારા મીમાંસકોના ભ્રાંતિષ્ટ મતનું ખંડન.

શંકા–[ वर्षासु रथकारोऽग्नीनादधीत ] આ શ્રુતિઉપરથી આધાનાધિકારી રથકાર ત્રૈવર્ણિકજ હોવા જોઈએ. અને તે હોવાજ જોઈએ એમ સર્વ પાર્થસારથીમિશ્રાદિ મીમાંસકો પોતપોતાના નિબંધમાં પોતાની અપેક્ષા દર્શાવે છે. પરંતુ [ ऋभूणां त्वा० ] આ શ્રુતિથી તે રથકારને ઋભુદેવતાત્મક આધાન કહ્યું હોવાથી મીમાંસકોએ પોતેજ કરેલા પૂર્વપક્ષના સિદ્ધાંતમાંના હેતુ મનમાંને મનમા દાબી રાખીને આ રથકારનું આધાન ત્રણ વર્ણની બહાર આવેલા શૂદ્ર વર્ગના સંકીર્ણ રથકારનું હશે, એમ લોકોમાં જાહેર કર્યું. આ ઉપરથી તેમની સમજ એવી હોય છે કે રથકારને જો ઋભુદેવ છે તો રથકાર એ સંકર જાતિનોજ લેવો જોઈએ. કારણ ઋભુદેવ એ ( सौधन्वनाऋभवःसूरचक्षसः ) આ શ્રુતિના સમાનાધિકાર નિર્દેશઉપરથી સુધન્વાના પુત્ર જો ઋભુ છે તો " व्रात्यात्तुजायते वैश्यात्सुधन्वाचार्यएवच । कारुषश्चविजन्माचमैत्रः सात्वतएवच" આ મનુસ્મૃતિઉપરથી અને [ व्रात्योत्पन्नाः शूद्रसमाः ॥ ] આ સ્મૃત્યંતરઉપરથી સુધન્વા એ હીન જાતિનો ત્રૈવર્ણિક બહિર્ભૂત સંકર હોવાથી તેના પુત્રો આ ઋભુદેવ સમજવા. અર્થાત્ આ હીન જાતીય ઋભુદેવોના આધાન જો રથકારને છે તો તે રથકાર પણ હીન જાતિના હોવા જોઈએ. પરંતુ તે રથકારને ઉપનયનનો અભાવ હોવાથી વિદ્યા નહીં તેથી આધાનનો પણ લોપજ સમજવો. એક કહે છે આધાન માત્ર કરવું, એક કહે છે નિત્યાદિ કર્મ કરવાં નહીં. માટે મીમાંસારૂપ ભાષ્યવ્યાખ્યાદિ નિબંધકારોનો આ રથકારોના અધિકાર સંબંધેનો તાર્કિક વાદ સપ્રમાણ છે કે નહીં કોણ જાણે.

સમાધાન–( सौधन्वना ऋभवःसूर चक्षसः ) આ શ્રુતિઉપરથી જે સુધન્વાને ઋભુ નામક પુત્ર હતા, તે સુધન્વા વ્રાત્ય વૈશ્યપુત્ર ( હીન જાતીય ) છે એમ જે તેમણે કહ્યુ છે તે ખરૂં નથી. તે તેમની ભ્રાંતિ છે 'सौधन्वना.' આ શ્રુતિપદમાં અલુકજ સુધન્વા

લેવો એમ રહ્યું નથી. માટે શ્રુતિમાં સુધન્વા શબ્દ બોધમ હોવાથી વ્રાત્ય વૈશ્યસુત સુધન્વાના પુત્ર ઋભુ એમ કહ્યું તો એમાં શો પ્રત્યવાય છે ? એમ કહે તો, તે વ્રાત્ય વૈશ્યપુત્ર એવા હીન જાતિના સુધન્વાને ઋભુદેવ નામના પુત્ર હોવાનું કોઈ પણ શ્રુતિ, સ્મૃતિ પુરાણાદિ ગ્રંથોમાં ક્યાંઈ પણ પ્રમાણ નથી. કારણ, હીન જાતિના વ્રાત્ય વૈશ્યપુત્ર સુધન્વાને ઋભુ નામના પુત્રજ નથી. તેથી [ तदभाववति तत्प्रकारकानुभवोऽयथार्थः स एव भ्रमइत्युच्यते ] આ ન્યાયે વ્રાત્ય વૈશ્યોત્પન્ન સુધન્વાના પુત્ર ઋભુદેવ એ મીમાંસકોનું કહેવું ભ્રાંતિનું છે. આ પ્રમાણ માની શકાતું નથી [ अग्निनासिंचेदितिवत् न प्रमाणं योग्यता विरहात् ] પણ કોઈ એમ કહેશે કે ગ્રંથકારો આ પ્રમાણવિના કેમ લખશે ? તો તેમણે પોતાના ભાષ્યની વ્યાખ્યામાં જે પ્રમાણે સુધન્વા એ વ્રાત્ય પુત્ર છે, એ વિષેના ( व्रात्यात्तु जायते वैश्यात् सुधन्वा० ) ઇત્યાદિ કેટલાંક સ્મૃત્યાદિ વાક્યો કારણપરત્વે લીધાં છે, તે પ્રમાણેજ આ હીન જાતિના સુધન્વાને ઋભ નામના પુત્ર હતા એ વિષે એકાદું વાક્ય પણ લખવાની જરૂર હોવા છતાં કેમ લખ્યું નથી ? આવડી મોટી વિસ્તૃત અને સપ્રમાણ વ્યાખ્યા કરીને પણ તેમાં વ્રા. વૈ. હીન જાતિના સુધન્વાને ઋભુ નામના પુત્ર હોવા સંબંધે વાક્ય નથી, અને આંગિરસ બ્રહ્મર્ષિ સુધન્વા ઋષિને ઋભુ નામના પુત્ર છે, એ વિષે શ્રુતિ, સ્મૃતિ પુરાણાદિ ગ્રંથોમાં સર્વત્ર પ્રસિદ્ધ પ્રમાણો છે. પૂર્વોક્ત પાર્થસારથિમિશ્ર, કર્ક, દેવયાજ્ઞિક વ્યાખ્યાકારોનું 'વ્રાત્ય વૈશ્ય પુત્રહીન સુધન્વાના પુત્ર ઋભુ એમ કહેવું' કેવળ તાર્કિક મતનું, પ્રમાણરહિત હોઇ યથાર્થ અનુભવનું ન હોવાથી તેમનો તે ભ્રમજ હોવાનું સિદ્ધ થાય છે. આવા મોટમોટા ગ્રંથોમાં ક્યારેક ક્યારેક ભ્રમાત્મક લેખ કહી ગએલા હોય છે. ઉદાહરણ, [ तिपृधातुः क्षमिद्सव क्षीरस्वामितु मयंसेद इतिवभ्राम ] તેમજ ( संस्कारार्थमिति कस्यचित्भ्रमः स्यात् ) ઇત્યાદિ પુષ્કળ જણાઈ આવે છે, તથાપિ ગ્રંથઉપર દૂષણ આવતું નથી એનું કારણ ગુણબાહુલ્ય છે; તેથી ધાન્ય રાશિમાંથી હરળ નાંખી દીધા પ્રમાણે દોષ કાઢી નાંખીને ગુણનો સ્વીકાર કરવો. અસ્તુ. હવે [ सौधन्वना ऋभवः सूरचक्षसः ] આ શ્રુતિનો યથાર્થાનુભવિક યોગ્ય અર્થ [ અંગિરા ઋષિનો પુત્ર જે સુધન્વા બ્રહ્મર્ષિ તેના પુત્ર ઋભુ દેવ બ્રહ્મ કુલોત્પન્ન છે ] એવો જાણવો અંગિરા ઋષિને સુધન્વા નામક પુત્ર છે એનું પ્રમાણ [ भारतं पंचमो वेदः ] એવી જેને વેદસંજ્ઞા છે તે ભારતનું પ્રમાણ ( अष्टौचांगिरसः पुत्राः० सुधन्वाचाष्टमस्सुतः ॥ भारते अनुशासनपर्वणि ८३ अध्याये ) ઇત્યાદિ સંગ્રહ બીજે પૃષ્ટ ૧૦ માં પહેલાં આવેલુંજ છે, તે જુઓ. હવે આ સુધન્વા ઋષિ અંગિરા ઋષિનો પુત્ર હોવાથી બ્રાહ્મણ ક્યાં કહ્યું છે, એ વિષે પ્રમાણ જોવાની કોઇને અપેક્ષા નહીંજ હોય. અને કદાચિત્ હોય તો તેજ ભારતમાં ઉદ્યોગ પર્વમાં.—

किं ब्राह्मणाः स्विच्छ्रेयांसो दितिजाः स्विद्विरोचन ॥ अथकेनस्मपर्यंकं सुधन्वा नाधिरोहति ॥ ८ ॥ प्रल्हाद उवाच ॥ मत्तः श्रेयानंगिरावै सुधन्वा: त्वसएवच ॥ मातास्य श्रेयसीमातुस्तस्मात्त्वं तेनवैजितः ॥ विरोचन सुधन्वाऽयंप्राणानामीश्वरस्तव ॥ सुधन्वन्पुनरिच्छामि त्वयादत्तं विरोचनं ॥ ३४ ॥ सुधन्वोवाच एव प्रल्हाद पुत्र स्तेमयादत्तो विरोचनः ॥ पादप्रक्षालनंकुर्यात्कुमार्याः सन्निधौमम ॥

---

१ पार्थ सारथिमिश्र, वाचस्पतिमिश्र, माधवाचार्य, चंद्रशेखर, आचार्यचूडामणि, [illegible], रघुनंदन, कमलाकर, जातिविवेक, वगेरे ग्रंथकारोनो काळ मुसलमानो अमल हिन्दुस्तानमां थया पछीनो छे. ( History of India, By Mahamahopadhya M. H. Shastri. )

नीलकंठो टीकायां — सुधन्वा–ब्राह्मणः पर्यंकं अधिरोहत्येव त्वंतुनीचोद्देत्यः सन् किमर्थं रत्याख्यानं करोषीतिभावः ॥ नी. टी. ॥ आंगिराः सुधन्वनः पिता ॥

ભાવાર્થ–આમાં અંગિરાપુત્ર સુધન્વા ઋષિ અને પ્રલ્હાદપુત્ર વિરોચનની વચ્ચે એક બીજાના શ્રેષ્ઠત્વની બાબતમાં વાદ થઈને છેવટે સુધન્વાએ વિરોચનને જીત્યો. માટે મહાવૈષ્ણવ અને સત્યવકતા જે પ્રલ્હાદ તેણે પોતાના પુત્રને કહ્યું કે ' હે પુત્ર વિરોચન ! મારા કરતાં જે પ્રમાણે આ સુધન્વાનો પિતા અંગિરા શ્રેષ્ઠ છે. તે પ્રમાણે તારા કરતાં સુધન્વા બ્રાહ્મણ શ્રેષ્ઠ છે. આ ઉપરથી સુધન્વા એ બ્રાહ્મણ હોવાનું સપ્રમાણ કહ્યું હવે આંગિરસ ( અંગિરા ઋષિનો પુત્ર ) સુધન્વા ઋષિનેજ ઋભુ નામના પુત્ર હતા એનું પ્રમાણ શું એમ પૂછશો તો, પૂર્વોકત જે [ सौधन्वना ऋभवः सू० ] શ્રુતિમાંના સુધન્વા શબ્દનો મીમાંસારૂપ વ્યાખ્યાકારોએ વાત્ય વૈશ્યપુત્ર સુધન્વાના પુત્ર ઋભુ એવો અર્થ કર્યો છે તેજ શ્રુતિનું પ્રમાણઃ—

**ऋ. अ. १।७।३०।४–विष्ट्वीशमी०सौधन्वना ऋभवःसूरंचक्षसः। संवत्सरे समं पृच्यंत धीतिभिः ॥**

सत्यार्थोपदेश यास्कमुनिप्रणीत वेदांग निरुक्त उत्तरषट्क अध्याय ५ ऋक् १६—कृत्वाकर्माणिक्षिप्रत्वेववोढारोमेधाविनोवामर्त्यासः संतांऽअमृतत्वमानशिरे सौधन्वनाऽऋभवःसूरख्याना वायुरप्रज्ञावा संवत्सरेसमपृच्यंत धीतिभिःकर्मभिर्ऋभुर्विभ्वावाज इति सुधन्वन आंगिरसस्यत्रयः पुत्रा बभूवुस्तेषा प्रथमोत्तमाभ्यांबहुवन्निगमा भवति नमध्यमेन तदेतदृभोश्च बहुवचनेन चमसस्य च संस्तवेनबहूनिदशतयीषुसूक्तानिभवंत्यादित्यरश्मयोप्यृभव उच्यंते ॥

અર્થ–આ શ્રુતિનો સભાષ્ય અર્થ સંગ્રહ ૧ લો પૃષ્ઠ ૨૩ માં જુઓ. એજ અભિપ્રાય આ નિરૂકતનો છે. ચમસાદિ શિલ્પકુશલકર્મો જલ્દી જલ્દી કરનારા, બુદ્ધિમંત, જે પહેલાં મનુષ્ય હોઈ આગળ જતાં દેવ થયા, અને એક વરસમાં સૂર્યસમાન તેજસ્વી થઈને ઉપાસના કરવાને યોગ્ય થયા તે ઋભુ, વિભ્વા, વાજ એવા સુધન્વા નામક અંગિરા ઋષિના પુત્રના ત્રણે પુત્રો હતા. આ ત્રણમાંથી પહેલો મોટો ઋભુ, અને ન્હાનો પુત્ર વાજ, આ બંનેનાં નામના પ્રાયઃ નિગમ ( મંત્રસૂકતો ) છે. વચલાના એટલે વિભ્વાના નથી. એમાં ( ऋभवः ) આ બહુવચનથી અને ચમસ રથાદિ શિલ્પની પ્રશંસાથી વેદમાં જે ઘણાં સુકતો છે તે ત્રણેનાં સમજવાં. અને તેમનાં દિવ્ય તેજોરૂપત્વને લીધે ઋભુ એમ સૂર્યનાં કિરણોને પણ કહે છે. આ ઉપરથી ઋભુ એ આંગિરસ સુધન્વાના પુત્રો છે.' એ શ્રુતિવચનપ્રાબલ્યથી રથકાર અવકીર્ણીવત્ તેજોહીન છે. એમ પ્રતિપાદન કરનારા વૈજયંતિકારના મતનો નિરાસ થાય છે' બીજું પ્રમાણ ઋભુદેવ એ આંગિરસપુત્ર બ્રહ્મર્ષિ, એવી તેજ આંગિરસ કુળના એક પ્રસિદ્ધ મંત્રદ્રષ્ટા કુત્સ નામના ઋષિ સાક્ષી આપે છે એ વિષે અને અંગિરસપુત્ર કરીને જે ઋષિ કહ્યા તેજ ઋભુને સૂર્યનાં કિરણ એ સંજ્ઞા હોવાથી શ્રુતિસ્મૃતિની એકવાકયતા છે એ વિષેઃ—

**ऋग्वेद अ. १।७।२०।२ आभोगयंप्रयदिच्छंतऐतना पाकाः प्रांचोममकेचिदापयः। सौधन्वनासश्चरितस्य भमनागच्छतसवितुर्दाशुषोगृहं ॥ २ ॥**

भाष्यं–हे सौधन्वनासः आंगिरसस्यसुधन्वनः पुत्राः ऋभवः हे ममपूर्वभूता यदा आप्तहविष्कं देवत्वं जिगमिषवो यूयं सुचरितमाचरितुं प्रवृत्तस्तदामहांति चरितानि पित्रोः पुनर्यौवनदानादि रूपाणि कृत्वासूर्यलोकं गता इति भावः ।

અર્થ–આ મંત્રનો ઋષિ અંગિરા કુલોત્પન્ન છે માટે કુત્સ ઋષિ ઋભુની સ્તુતિ કરે છે, 'હે મારા પૂર્વજો ! અંગિરા કુલોત્પન્ન સુધન્વાના પુત્રો ! ઋભુ દેવો ! જેમાં યજ્ઞના સોમાદિ હવિષ્યોનો લાભ છે, એવા દેવત્વની પ્રાપ્તિ થવાની ઇચ્છાથી તમે પોતાના વૃદ્ધ માતાપિતાને જુવાન કર્યાં, અશ્વી દેવને રથ કરી આપ્યો, એક ચમસ-પાત્રનાં ચાર ચમસપાત્રો કર્યાં", ઇત્યાદિ ઉત્તમ શિલ્પકર્મો કરીને તમે સૂર્યલોકમાં ગયા એવો ભાવાર્થ છે. બીજું પ્રમાણ ઋભુદેવ બ્રહ્મકુલોત્પન્ન છે, એ વિષે સંગ્રહ બીજો. ઋભુ પ્રકરણમાં જુઓ. આ ઉપરથી ઋભુદેવ બ્રહ્મર્ષિજ છે.

બ્રહ્મર્ષિમાં પણ મંત્રદ્રષ્ટા બ્રહ્મર્ષિનો મહિમા વધારે છે. ઋભુ કુલોત્પન્ન સૂનુનામક બ્રહ્મર્ષિ મંત્રદ્રષ્ટા છે. પ્રમાણ [ **मंडल १० अनुवाक १२ सूक्त १७६ प्रसूनवऋभूणां । इति चतसृणां सूनुः । आर्भवऋषिः । आद्यस्यऋगवोदेवता आग्निश्च । अनुष्टुप् गायत्री छंदः** ] આ ઉપરથી વિશ્વકર્મ કુલોત્પન્નશિલ્પીબ્રાહ્મણ રથકારના પૂર્વજ ઋષિ વેદમંત્રકર્ત હતા, એ સ્પષ્ટ છે.

## ૫૧ ऋभुने ब्राह्मणत्व होई रथकारत्व छे.

હવે આ આંગિરસ સૌધન્વન બ્રહ્મર્ષિ કુલોત્પન્ન ઋભુ દેવતાનું આધાન જે ત્રૈવર્ણિક રથકારનું કહેલું છે, તો તે ઋભુદેવને રથાદિ શિલ્પકર્મ અને રથકાર નામ અવશ્ય હોવું જોઇએ એ તો પ્રસિદ્ધપણે છેજ, એ પૂર્વોક્ત શ્રુતિઉપરથી સ્પષ્ટ હોઇ તે ઋભુને બ્રાહ્મણત્વ હોઇ રથકારત્વ છે એ વિષે શ્રુત્યાદ્યનેક પ્રમાણો છે. એમાંથી સંગ્રહ બીજો, પૃષ્ઠ ૭, એમાં એક શ્રુતિ પ્રમાણ છે તે જોવું. બીજું શ્રુતિ પ્રમાણ [ **ऋग्वेद** અ૦ ૩।૭।૨।૮ **रथंयेचक्रुः सुवृत्तं० ॥ अस्यार्थः यऋभवः सुवृत्तं शोभनंरथं चक्रुः** ] બીજું પ્રમાણ [ **तक्षन्रथं० ॥** ] એવં ઋભુ એ રથકાર હોઇ પ્રાપ્ત દેવત્વ બ્રહ્મર્ષિ ( બ્રાહ્મણ ) છે એ વિષેની શ્રુતિને અનુસરીને સાક્ષી આપનારી સ્મૃતિઃ—

वायुपुराण अध्याय ४–शृणुतांगिरसोवंशमग्नेः पुत्रस्यधीमतः । यस्यान्ववाये संभूता भारद्वाजाः सगौतमाः ॥ ९६ ॥ देवाश्चांगिरसो मुख्याइषुमंतोमहौजसः ॥ सुरूपाचैवमारीचीकार्दमीचतथास्वराद् ॥ ९७ ॥ पथ्याचमानवीकन्यातिस्रोभार्यास्त्वथर्वणः॥ इत्येतांगिरसः पत्न्यस्तासुवक्ष्यामिसंततिम् ॥ ९८ ॥ अथर्वणस्तु दायादास्तासुजाताः कुलोद्वहाः ॥ उत्पन्ना महताचैवतपसाभावितात्मनाम् ॥ ९९ ॥ बृहस्पतिः सुरूपायां गौतमः सुषुवेस्वराद् । अबंध्यवामदेवंचैवोतथ्यमुशिजंतथा ॥ १०० ॥ धिष्णुः पुत्रस्तु पथ्यायां संवर्तश्चैवमानसः ॥ विचितश्चतथायास्यः शरद्वांश्चाप्युतथ्यजः ॥ १०१ ॥ अशिजोर्दीर्घतमाबृहदुक्थ्योवामदेवजः ॥ धिष्णुः पुत्रः सुधन्वास ऋभवश्चसुधन्वनः ॥ १०२ ॥ रथकाराः स्मृतादेवा ऋषयोयेपरिश्रुताः ॥ बृहस्पतेर्भरद्वाजोविश्रुतः सुमहायशाः ॥ १०३ ॥ अंगिरसस्तुसंवर्तोदेवानंगिरसः शृणु ॥ बृहस्पतेर्यवीयांसोदेवाह्यंगिरसः स्मृताः ॥ १०४ ॥

અર્થ–હવે જેના કુલમાં ભારદ્વાજ, ગૌતમ ઇત્યાદિ વંશમાલિકાઓ ઉત્પન્ન થયેલી છે, એવા અગ્નિના પુત્ર જે વિદ્વાન્ અંગિરા ઋષિ તેના વંશ કહું છું. અંગિરસ દેવ એ ધનુષ્યબાણ ધારણ કરનારા છે. મરીચી કન્યા સુરૂપા, કર્દમની કન્યા સ્વરાટ્, અને

મનુની કન્યા પથ્યા, એ ત્રણે અથર્વાખ્ય અંગિરા ઋષિની સ્ત્રીઓ છે. અંગિરા ઋષિથી સુરૂપા સ્ત્રીને પેટે બૃહસ્પતિ અને સ્વરાટ્ સ્ત્રીને વિષે ગૌતમ, અબંધ્ય, વામદેવ, ઉતથ્ય અને ઉશિજ. પથ્યાને વિષ્ણુ, સંવર્ત, વિચિત. અયાસ્ય, અશિજ, દીર્ઘતમા, સુધન્વા આ પુત્રો ઉત્પન્ન થયા. ત્યાર પછી ઉતથ્ય ઋષિને શરદ્વાન, વામદેવને બૃહદ્દુક્થ્ય, અને સુધન્વા ઋષિને ઋભુ, વિભ્વા અને વાજ એવા ત્રણ ઋભુ ઉત્પન્ન થયા. આ ઋભુઓને રથાદિ કામ કરનારા રથકાર નામના દેવ સમજવા. તથાપિ તેમની ગણના ઋષિઓમાં છે. બૃહસ્પતિથી ભરદ્વાજ ઉત્પન્ન થયો. પૂર્વોક્ત આંગિરસ દેવ બૃહસ્પતિ કરતાં મ્હોટા છે. આ વાયુપુરાણાદિ પ્રમાણો ઉપરથીજ સાયણાચાર્યે [ **उदत्स्वमा अकृणोतन** ] આ ઋગ્વેદ મંત્રના ભાષ્યમાં "**पुराणप्रसिद्धान् आंगिरसस्य सुधन्वनःपुत्रान् कर्मणादेवत्वं प्राप्तवंतऽऋभून् स्तुत्वा**" એમ કહ્યું છે. એવંચ રથકારસંજ્ઞક ઋભુદેવ એ સપ્રમાણ પ્રસિદ્ધપણે બ્રહ્મકુલોત્પન્ન હોવાથી તેમના આધાન કર્તા રથકાર બ્રાહ્મણોજ છે. આ [ **सौधन्वनानांहीनत्वात्** ] એમ ભ્રાન્તિથી કહેલા કર્ક દેવયાજ્ઞિક, પાર્થસારથિમિશ્રાદિકોને પણ નિઃશંકપણે સંમત છે, એમ સમજવું.

### ५२ ऋभुदेव अने तेमना पूर्वज ब्रह्मर्षि ए रथादि शिल्पकर्मकर्ता छे.

અહીં કદાચિત કોઇ એવી શંકા ઉપસ્થિત કરશે કે, જે પ્રમાણે ઋભુ બ્રહ્મકુલોત્પન્ન હોઇ રથાદિ કર્તા શિલ્પિ છે, તે પ્રમાણે તેમનો પિતા આંગિરસ સુધન્વા એ પણ સ્થશસ્ત્રાસ્ત્રાદિ કર્મ કુશલ હોવો જોઇએ. તો સુધન્વા એ રથાદિ શિલ્પજ્ઞ છે એ તેના સુધન્વા ( **सुष्टु धन्वधनुर्ष्यं तदुपलक्षणं रथबाणादि कर्म रूपं शास्त्रं यस्यस इति** ) એવા નામઉપરથીજ સ્પષ્ટ છે. એટલુંજ નહીં પણ સુધન્વાનો પિતા અંગિરા ઋષિ પણ રથાદિ શિલ્પવેત્તા છે. એ અગાઉ સંગ્રહ બીજો પૃષ્ઠ ૧૦-૧૧ માં વર્ણેલું હોઇ પ્રસંગવશાત બીજાં પણ પ્રમાણો છે.

भारते उद्योग पर्वणि अध्याय १८-ततःसभगवांस्तत्र अंगिराःसमदृश्यत ॥ अथर्व-वेदमंत्रैश्च देवेंद्रं समपूजयत् ॥५॥ ततस्तुभगवानिंद्रः संहृष्टः समपद्यत ॥ वरंचप्रददौ तस्मै अथर्वांगिरसे तदा ॥ ६ ॥ अथर्वांगिरसो नामवेदोऽस्मिन्वैभविष्यति ॥ उदाहरणमेतद्धि यज्ञभागंच लप्स्यसे ॥

અર્થ-ઇન્દ્ર સિંહાસનારૂઢ થયા પછી અંગિરા ઋષિએ અથર્વવેદ મંત્રવડે તેની સ્તુતિ કરી. આથી ઇન્દ્રે સંતુષ્ટ થઇને અંગિરા ઋષિને અથર્વાંગિરસ એવું નામ આપ્યું આ મંત્ર સ્તોમને વિષે અથર્વાંગિરસ ( આથર્વણ નામક ) ચતુર્થવેદ પ્રસિદ્ધ થશે. અને તું ઉત્તર દિશાનો આચાર્ય થઇને તને યજ્ઞભાગ પ્રાપ્ત થશે. આ ઉપરથી અંગિરા ઋષિને આથર્વણ નામ હોઇ તેના આથર્વણ વેદને સુદ્ધાં ( અથર્વાંગિરસી ) એમ કહે છે. પ્રમાણ [ **भा० स्कं० ११ अ० ६ अथर्वांगिरसीनामस्वशिष्यायसुमंतवे ॥ ५३ ॥** ] આ ઉપરથી સ્પષ્ટ છે કે, જો અંગિરા ઋષિ આથર્વણ વેદનો કર્તા છે. તે શિલ્પાચાર્ય જાણવો કારણ કે [ **कौसलागम अध्याय ३-आथर्वणस्योपवेदः शिल्पवेदः प्रकीर्तितः ॥ तस्मादाथर्वणाःप्रोक्ताःसर्वेशिल्पिनपवच ॥ पंचालानांच सर्वेषां शाखाख्यात् शौनकायनी ॥** ] આ ઉપરથી પંચાલ બ્રાહ્મણોનો આથર્વણ વેદ અને શાખા શૌનકાયની છે. તથાપિ [ **भा० स्कंध १-बह्वृचःशौनकोऽब्रवीत्** ] એ ઉપરથી શૌનક ઋગ્વેદદ્રષ્ટા ઋગ્વેદી હોવાથી ઋકસંહિતોધ્ધત આથર્વણ હોવાથી [**धर्माब्धिसारे ३ परिच्छेदे पूर्वार्धे-सामगाथर्वणःस्वगृह्यानुपलंभेबह्वृचोक्तरीत्योपनयनादिसंस्काराः पंचमहायज्ञादयश्चकार्याः ॥** " આ ઉપરથી વિશ્વબ્રાહ્મણ ઋગ્વેદી અશ્વલાયન શાખાથી નિત્યનૈમિત્તિક કર્મો કરે છે. એવં

ચ ઋભુનો પિતામહ અંગિરા ઋષિ સર્વ શિલ્પકર્મકુશલ હોઈ તેનો પુત્ર સુધન્વા એ પણ રથશસ્ત્રાસ્ત્રાદિ શિલ્પવિદ્યામાં કેટલો નિપુણ છે એ વિષે આપણે શોધ કરવા લાગીએ તો:—

वाल्मीकी रामायण सर्ग १०० श्लोक १४–इष्वस्त्रवरसंपन्नमर्थशास्त्रविशारदम् ॥
सुधन्वानमुपाध्यायंकच्चित्त्वंतातमन्यसे ॥

અર્થ–ભરત રામને મળવામાટે ચિત્રકૂટ પર્વતઉપર ગયો હતો તે વખતે રામે ભરતને અયોધ્યામાં સર્વ લોકો સુખરુપ છે ને ! એમ પૂછતાં પૂછતાં કહ્યું, ભરત ! આપણને ધનુર્વિદ્યા શીખવનારો, રથારોહણાદિ વિદ્યા કહેનારો, રથ શસ્ત્રાસ્ત્રાદિ અર્થ શાસ્ત્ર ( શિલ્પશાસ્ત્ર ) કુશલ જે સુધન્વા ઋષિ આપણો ઉપાધ્યાય તે મજામાં છે? આ ઉપરથી શ્રીરામચંદ્રનો ઉપાધ્યાય સુધન્વા હોઈ તે રથાદિ અથર્વણ શિલ્પમાં પરિપૂર્ણ હતો એ સ્પષ્ટ છે.

## ૫૩ रथकार देवतानां सूक्तो ब्राह्मणजाति लिंगज्ञापक गायत्री छंदमां छे.

શંકા–ત્રણ વર્ણોને જેવાં મંત્રાદિ લિંગો છે તેવાં રથકારને લિંગો કેમ નથી ?

ઉત્તર–રથકાર પોતે ત્રૈવર્ણિકજ છે તો ત્રણ વર્ણનાં જે ગાયત્ર્યાદિ મંત્રલિંગો છે, તેજ રથકારના સમજવાં. યવગ્વાદિ અન્ય લિંગો એ મંત્રલિંગાનુરૂપજ હોય છે. ઋભુ નામક રથકાર દેવતાના સૂકતો બ્રાહ્મણજાતિ લિંગજ્ઞાપક ગાયત્રીછંદમાં પણ છે. જુઓ ઋગ્વેદ મંડલ ૧ અનુવાક ૫ એમાંનું ૨૦ મા ઋભુદેવતાનું સૂકતઃ—

अयं देवा इत्यस्य अष्टर्चस्य सूक्तस्यमेधातिथिः काण्व ऋभवो गायत्री

આ સર્વાનુક્રમ ઉપરથી ઋભુદેવતાક સૂકતનો જે ગાયત્રી છંદ છે તો એ ઋભુઓનું આધાન કરનારા ત્રૈવર્ણિક રથકારની જાતિ બ્રાહ્મણ છે. કારણ " गायत्र्या ब्राह्मणस्य परिदध्यात्त्रिष्टुभा राजन्यस्य जगत्यावैश्यस्येति । " હિ૦ સૂત્ર છે.

## ૫૪ रथकार ब्राह्मणने वर्षाऋतु आधानकाळ अने ऋभु देवता होवानुं कारण.

શંકા–બ્રાહ્મણાદિ ત્રણે વર્ણોમાંનોજ જો રથકાર છે તો બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યના અનુક્રમે ભૃગુ, આંગિરસ, આદિત્ય, વરુણ, ઇન્દ્ર, મનુ આ દેવતા અને વસન્ત, ગ્રીષ્મ શરદૃઋતુ એ વિહિત આધાન કહેલાં હોઈ એજ ત્રૈવર્ણિક રથકારને માટે બીજા ઋભુ દેવતા અને વર્ષાઋતુ જૂદાં કહેવાનું કારણ શું ?

ઉત્તર–જેને જે કર્મની ઇચ્છા હોય તેણે તે કર્મની જે વિહિત દેવતા હોય તેની ઉપાસના કરવી જોઇએ. કહ્યું છે શ્લોક– " भागवत स्कंध अध्याय ३–ब्रह्मवर्चसकामस्तु यजेतब्रह्मणस्पतिं ॥ इंद्रमिंद्रियकामस्तु प्रजाकामःप्रजापतीन् ॥ " બ્રહ્મતેજની ઇચ્છા હોય તો વેદપતીપ્રત યજન કરવું. ગૃહસ્થાશ્રમની અંદર ગૃહાદિ શિલ્પજન્ય ઇંદ્રિય સુખભોગની ઇચ્છા હોય તો ઇન્દ્રનું યજન કરવું. પ્રજા ઉત્પન્ન થવાની ઇચ્છા હોય તો ત્વષ્ટા, વિશ્વકર્મા, અંગિરા, ભૃગુ, કશ્યપ કર્દમ ઇત્યાદિ એકવીસ પ્રજાપતિ દેવતા છે તેમાંથી પોતાના કુળસાંપ્રદાયનો જે પ્રજાપતિ હોય તેનું યજન કરવું. એવીજ રીતે જેમને રથયજ્ઞપાત્રાદિ પવિત્ર શિલ્પકર્મની ઇચ્છા હોય તેમણે શિલ્પવિદ્યાકુશલ સ્વર્ગસ્થ જે ઋભુદેવ તેમનું યજન કરવું. પછી તે શિલ્પકર્તા યજમાન બ્રાહ્મણ હો અગર ક્ષત્રિય હો. માત્ર ત્રૈવર્ણિક ( બ્રહ્મકર્મ સમર્થ હોવો જોઇએ ) ઋભુદેવ એ રથાદિ શિલ્પકૌશલ્યાભિજ્ઞ છે એ પ્રસિદ્ધજ છે. શ્રુતિપ્રમાણ પણ છે. ઋ. અ. ૧–૭–૩૨ સંગ્રહ ત્રીજો ઋભુ પ્રકરણમાં જુઓ. એવંચ ઋભુદેવ, દેવના મોટા કારીગર શિલ્પી છે.

તેમજ [ एकं चमसं चतुरः कृणोतन ऋ० अं० २।३।४ ] આ શ્રુતિઉપરથી ઋભુઓએ યજ્ઞપાત્રો પણ નિર્માણ કર્યાં છે. આ બ્રહ્મકુલોત્પન્ન આંગિરસ ઋભુ દેવોએ શિલ્પવેદનું અધ્યયન વિશ્વકર્મા પાસે કર્યું અર્થાત્ ઋભુનો ગુરૂ વિશ્વકર્મા છે. એનું પ્રમાણ ઋ. અ. ૩ અ. ૭ વ. ૨ ઋ. ૬–સંગ્રહ ૩ જો ઋભુ પ્રકરણમાં જુઓ. આ ઉપરથી ઋભુદેવ વિશ્વકર્માના જે શિષ્ય છે તો તેમને શિલ્પિજ જાણવા. માટે ઋષિઓને જ્યારે જ્યારે રથયજ્ઞપાત્રાદિ શિલ્પકર્મો કરવાનો પ્રસંગ આવતો ત્યારે ત્યારે ઘણે ભાગે આંગિરસ કુળના ઋષિ ઋભુસૂક્તવડે તેમનું યજન કરતા હતા. તેથી જેમણે અખંડ શિલ્પકર્મ કરવાનું સ્વિકાર્યું છે એવા વિશ્વકર્મસંતતીયાદિ બ્રાહ્મણ જાતીય રથકારોને [ ऋभूणांत्वा० रथकारस्य ] આ શ્રુતિવડે ઋભુ દેવતાક આધાનની દીક્ષા લેવાનું કહ્યું છે. હવે બ્રાહ્મણાદિકોને વસંતાદિ કાળ કહ્યો હોઇ વળી ફરીથી વર્ષાઋતુ શા માટે કહી એ પ્રશ્ન છે. તો વર્ષાઋતુ એ ઋભુ દેવતાસંબંધિજ છે. એક ઉદાહરણ [ शरदि वाजपेयेनयजेतब्राह्मणोराजन्यो वृद्धिकामः ] આ સૂત્રઉપરથી બ્રાહ્મણોનો અને ક્ષત્રિઓનો કાળ વસંત અને ગ્રીષ્મ ઋતુ હોવા છતાં જે પ્રમાણે તેમને વૃદ્ધિ કામનાસ્તવ વાજપેય યજ્ઞ શરદ્ ઋતુમાંજ કર્તવ્ય છે તેમજ જેમને ઋભુ દેવતાક આધાન કહેલું છે તેમને વર્ષાઋતુજ વિહિત છે અને વર્ષાઋતુમાંજ ઋતુદેવતા સંતોષ પામે છે. વર્ષાઋતુ ઋભુસંબંધે છે એનું પ્રમાણ નીચેની શ્રુતિ—

**ऋ०२।३।६—उद्वत्स्वस्मा अकृणोतना तृणं निवत्स्वपः स्वपस्यया नरः ॥ अगोह्यस्य यदसस्तना गृहे तदद्येदमृभवो नानुगच्छत ॥**

भाष्यं—पुराण प्रसिद्धान् सुधन्वनःपुत्रान् कर्मणादेवत्वंप्राप्तं त्वऋभूंस्तुत्वावेदप्रसिद्धयासूर्यरश्मिरूपानिदानींस्तौति । हे ऋभवःउरुप्रभूतंभासमाना ऋतेनादित्येनभासमानावा ऋतेनोदकेनोदकार्थमुत्पावा ॥ रश्मीनामुरुभासमानं प्रसिद्धं तथादित्यादुत्पत्तिरपि । उदकार्थे भवनपि । रश्मीनां घर्मकालेभूमिगतंसारमाद्यायपुनर्वर्षाकालेप्रवर्षंतीतिप्रसिद्धं । आदित्याज्जायतेवृष्टिरिति शास्त्रात् । तथाविधानरःप्रकाश वृष्ट्युदकादेर्नेतारोयूय सद्वत्सून्नतेषु प्रदेशेषुमेर्वादिषु तृणव्रीहियवादिरूपमस्मै प्राणिजाताये पकारार्थं अकृणोतन कृतवंतःस्थ । उपसर्गाच्छंदसिधात्वर्थे वति । तथानिवत्सुप्रवणदेशेष्वस्मा एनाप उदकान्यकृणोतन अकुर्वत । किं स्वभोगार्थे नेत्याह स्वपस्ययाशोभनकर्मेच्छया शोभनकर्मभिः कृतमिति यथा यजमानाः स्तुवंति तादिच्छयेत्यर्थः । किंच यूयमगोह्यस्यामाह्यस्यादित्यस्य गृहे मंडल यद्यावत्कालमसस्तनसुप्तवंतःस्थ। रात्रौनिर्व्यापारास्तिष्ठथ । षसस्वप्ने अस्माल्लङि पूर्ववत्तस्य तनबादेशः । अदादित्वाच्छपोलुक् तत्तावंतं कालमद्याहनीदमिदानीं नानुगच्छथ । अनुसृत्यनगच्छथ । यावंतं कालं रात्रौ सूर्ये निगूढा वर्तध्वेतावंतमेवकालमहन्यपि नानुगच्छथेत्यर्थः ॥ यद्वा अगोपनीयस्य तस्यगृहे ऽतारक्षे यद्यावंतं कालमसस्तनवृष्टिमदत्वास्वापमकुरुत । तत्तावंतं कालमद्येदानीं वर्षसमये इदं मस्याभिवर्द्धनसृष्टिप्रवाहरूपं कर्मनानुगच्छत अनुसृत्यनप्राप्नुथ । यावंतंकालंविवर्षथ । तावंतमेवकालंप्रवर्षयेत्यर्थः ।

આ મંત્રનો ભાવાર્થ એવો છે કે યજમાન આંગિરસ કુત્સ ઋષિ એ મેઘવૃષ્ટિ કરવા માટે ઋભુની પ્રાર્થના કરે છે કે, ' હે ઋભુ દેવો ! તમે આદિત્ય રશ્મિરૂપે પૃથ્વીમાં સર્વત્ર ઉદકને ધારણ કરીને દરવરસે વર્ષાઋતુમાં પર્વતાદિ ઉંચા પ્રદેશોમાં વૃષ્ટિ કરીને તદ્વારા તૃણધાન્યાદિ ઉત્પન્ન કરો છો. અને એથી અમો સૌ પ્રાણીઓ ઉપર તમારો મોટો ઉપકાર થાય છે. તેમજ તમે આ ઉતરના ભૂમિપ્રદેશ ઉપર સુદ્ધાં વૃષ્ટિ કરીને

ઉદકની સમૃદ્ધિ કરો છો. તો હવે તમે ગ્રીષ્મ ઋતુમાં જ્યાં સૂધી આદિત્ય મંડળરૂપ ગૃહમાં ઉષ્ણ તેજોમય વૃષ્ટ્યુદકને ધારણ કર્યું છે ત્યાં સૂધી આજ આ વર્ષા ઋતુમાં ધાન્યસમૃદ્ધિ થાય એટલી વૃષ્ટિ કરો. આ ઉપરથી સ્પષ્ટ છે કે વર્ષાઋતુના પ્રવર્તક ઋભુદેવ છે. એજ પ્રમાણે વળીઃ—

**ऋक् १२—संमील्ययद्भुवनापर्यसर्पतक्वस्वित्तात्यापितरा वआसतुः ॥ अशपतयः करस्नंव आददेयः प्राब्रवीत्प्रोतस्मा ऽअब्रवीतन ॥ १२ ॥**

भाष्यं—हे ऋभवो रश्मयो यूयं यद्यदा भुवना भूतजातानि संमील्य संमीलनं कृत्वा जलधर-पटलराच्छाद्य पर्यसर्पत परितः सर्पणं कुरुथ । वर्षयेत्यर्थः ॥ तात्यातातौतायमाने वृष्ट्युदके यद्वातात्याः तासु वर्षासु छांदसस्त्यप्रत्ययोदकारस्या त्वंच । अथवापितृविशेषणं । तात्यातत्कालीनौ पितरा जगतः पालकौ सूर्याचंद्रमसौ क्वास्विदासतुः । कुत्र खलु तिष्ठतुः । अहोरात्राविभागेन प्रवर्तयेत्यर्थः । किंच इदयान्वोयुष्मान्यः कोपिवृष्टिप्रतिबंधकारी राक्षसादिः करस्नं बाहुनामैतत् । करस्नौबाहू इत्युक्तत्वाद्-स्त्वादत्रस्त्वकारांतं युष्मदीयं हस्तमाददेगृण्हाति प्रतिरोधंकरोति तमशपत नाशयथ यश्चप्राब्रवीत्प्रकर्षेण वाचानिरुंधे । तस्मैप्रिवाब्रवीतन । प्रकर्षेणभर्त्सनादि शब्दं कुरुथ । यद्वायोनूनं स्तौति तं प्रकर्षेण स्तुतेत्यर्थः इति ॥

આ શ્રુતિનો ભાવાર્થ પણ એજ છે; હે ઋભુદેવો ! તમે સૂર્યકિરણના રૂપે જ્યારે સારૂં ભૂમંડળ મેઘપટલોવડે આચ્છાદિત કરીને એકસરખી જલવૃષ્ટિ કરો છો, તે વખતે આખા જગતના માતાપિતા જે સૂર્યચંદ્ર, તે ક્યાં હોય છે એ સમજાતું સુદ્ધાં નથી. કારણ કે તે વર્ષાકાળમાં તમે અહોરાત્ર મુશળધાર વૃષ્ટિ કરતા હો છો. તેજ પ્રમાણે આ પર્જન્ય વૃષ્ટિના કાળમાં અડચણ કરનારા જે રાક્ષસાદિક હશે, તેમનો નાશ કરવાને તમે સમર્થ છો. આ પર્જન્ય વૃષ્ટિને જે કોઈ શબ્દવડે દૂષણ દે તેનો તમે ધિક્કાર કરો અને તેની જે કોઈ પ્રશંશા કરે તેમના યશની વૃદ્ધિ કરો. ' ઈત્યાદિ. આ મંત્રમાં કરેલી ઋભુ દેવતાની શ્રુતિમાંનું પ્રમેય એજ કે વર્ષા ઋતુના સ્વામી ઋભુદેવ છે.

### ५५ वर्षाऋतुमां करेलुं हवन ऋभुने प्रिय थाय छे ए विषे.

**यजुर्वेद अ. ७ प्र. ५ अ. ७ प. ३—विश्वेषांवैदेवानामृभु-मतांतृतीयसवनं यद्वैश्वदेवं द्वादशकपालं निर्वपंति ॥ अनु. १३ प. १—अग्नये गायत्राय० वासंतायाष्टा कपालइंद्रायत्रै-ष्टुभाय० ग्रैष्मायैकादशकपालो विश्वेभ्यो देवेभ्योजागतेभ्यः सप्तदशेभ्योवैरूपेभ्योवार्षिकेभ्योद्वादशकपाल इत्यादि ॥**

આ શ્રુતિનો ભાવાર્થ એવો છે કે, વિશ્વદેવ અને ઋભુદેવને માટે સાયંકાલીન હોમ વખતે દ્વાદશ કપાલ પાત્રમાં સંસ્કૃત થએલા પુરોડાશનું હવન કરવું ( ત્યાર પછી પણ ) અગ્નિ દેવતાને ગાયત્રી છંદો મંત્રથી, ત્રિવૃત્ સ્તોમથી ( સોમ વિશેષથી ) વસંત ઋતુમાં આજ્ય પાત્રોમાં સંસ્કૃત થએલો પુરોડાશ હવન કરવો. ઈન્દ્ર દેવતાને

ત્રૈષ્ટુભ મંત્રથી પંચદશ સ્તોત્રોવડે ગ્રીષ્મ ઋતુમાં અગીયાર પાત્રોમાં સુસંસ્કૃત થયેલો પુરોડાશ, વિશ્વદેવ અને ઋભુદેવને જગતી છંદોમંત્રથી સપ્તદશ સ્તોમવડે વર્ષા ઋતુમાં દ્વાદશ કપાલ પાત્રોમાં સંસ્કૃત થયેલો પુરોડાશ હવન કરવો. આ ઉપરથી વાચકોને સ્પષ્ટ સમજાશે કે, ઋભુદેવતાત્મક આધાનને શ્રુતિએ વર્ષાઋતુ કહી, તે યોગ્ય છે. અર્થાત્ દ્વિજને જો નિરંતર શિલ્પ રથકાર થવું હોય તો ઋભુદેવતાત્મક વર્ષાઋતુનુંજ આધાન સ્વીકારવું જોઈએ. ઋભુદેવનો વર્ષા ઋતુ એ જો કે વિશિષ્ટ આધાનકાળ છે તો પણ ત્રૈવર્ણિકોનોજ આધાનકાળ મર્યાદામાં છે. એનું પ્રમાણ પૂર્વોક્ત [**वर्षारथकारस्य**] હિરણ્યકેશીસૂત્ર હોઈ બીજું પ્રમાણઃ—

बौधायनसूत्रेनारायणीयेवृत्तौ–वसंतेपर्वणि ब्राह्मण आदधीत। इदमपिसूत्रं। अर्थ तएवंभवति। अनेनवसंते ब्राह्मणगुणकमाधानंविधीयते॥ ग्रीष्मवर्षाशरत्सुक्षत्रियवैश्यो-पकृष्टाः॥ वैश्यस्तक्षकर्मोपजीवीवोपकृष्टइत्युच्यते। त्रीण्याधानानिविधीयते। ग्रीष्मे-क्षत्रियगुणकं। वर्षासुवैश्यगुणकं शरदिवपकृष्टगुणकंच॥

कात्यायनसूत्रे–वसंतेब्राह्मणोब्रह्मवर्चसकामः। ग्रीष्मे क्षत्रियःश्रीकामः। वर्षाःप्रजा पशु कामवैश्यरथकृतां॥

આ સૂત્રઉપરથી વર્ષા આધાનકાલ એ ત્રૈવર્ણિકાંતર્ગતજ છે. આ પ્રમાણે વર્ષાઋતુ એ ત્રિવર્ણાત્મક રથકારોનાજ અધિકારમાંની છે, એ સપ્રમાણ બતાવી દીધું પરંતુ આ ઉપર કોઈ એમ કહેશે કે આ ઋભુદેવતાત્મક વાર્ષિક ( વર્ષાઋતુ સંબંધી ) આધાન જો કે ત્રૈવર્ણિકોનું છે તો પણ રથાદિ શિલ્પસંબંધી હોવાથી તેના ઉપાસક જે પંચાલ રથકાર તે અલ્પજ્ઞ વર્ગમાં ગણવા જેવા હશે. પણ એમ સુદ્ધાં કહી શકાય તેમ નથી. કારણ કે ઋભુદેવતાત્મક આધાનાધિકારી રથકાર બ્રાહ્મણ સુશીલ, વિદ્વાન્ અને પરમ-પૂજ્ય એવાજ છે. તેથીજ વેદમાં રથકારોને કવિ, મેધાવી, એવાં નામો છે. એનું પ્રમાણઃ–

**श्रुति-यजुर्वेद अ० ३ प्र० १ अनु० ९ प० २–इदंतृतीयं सवनंकवीनामृतेनयेचमसमैरयंत॥ तेसौधन्वनाःसुवरान शानाःस्विष्टिंनोऽभिवसीयोनयंतु॥**

આમાં રથાદિ શિલ્પકર્તા રથકાર બ્રાહ્મણ યજ્ઞપાત્રો નિર્માણ કરવા માટે તૃતીય સવનગત મંત્રોવડે ઋભુઓની પ્રાર્થના કરે છે. એમાં ઋભુદેવતાત્મક હવન કર્તા રથ-કારોને વિદ્વાન્, ઋત્વિજ એ સંજ્ઞા આપેલી છે. અને આ શ્રુતિમાં તૃતીય સવન હોમ-સંબંધે આમ કહ્યું છે તો પણ તૃતીય સવનમાંજ ઋભુદેવોને હવિર્ભાગ હોય છે, બાકીના સવનોમાં નથી, એમ માત્ર સમજવું નહીં. પરંતુ ત્રણે સવનોમાં ઋભુને સોમપાન છે. એનું પ્રમાણઃ—

**ऋ० २।६।५–इदमुदकं पिबतेत्यब्रवीतनेदंवाघापिबतामुंजने-जनं॥ सौधन्वनायदितन्नेवहर्यथतृतीयेष्वासवनेमादयध्वे॥**

भाष्य–अत्रेदमुक्तं भवति प्राप्तदेवत्वा ऋभवः आत्मानंप्रति प्रथमेसवनेसोमःपीयतां द्वितीय-सवनेवातृतीयेवा पीयतामित्यवदनिति। तत् तदपिनेवहर्यथनैवकामयध्वे तर्हि तृतीयसवनेघमादयध्वे सोमपानेन आनंदिताभवत॥

## ५६ रथकार ब्राह्मणोना घरमां होम करवानुं वर्ण्युं छे.

આ ઉપરથી તૃતીય સવન નામના સાયંકાલીન હોમસંબંધી કર્મો રથકારના ઘરમાં કરતા હોવાનું એકાદું પ્રત્યક્ષ શ્રુતિપ્રમાણ કયાં છે ? એમ કહેશો તો:--

## अश्वमेध यज्ञप्रकरण श्रुति अ० ३ प्रपा० ८ अनु० १२–

ईश्वरोवाअश्वःप्रमुक्तःपरांपरावतंगंतोः। इहधृतिःस्वाहेहविधृतिःस्वाहेहरंतिःस्वाहेहरमतिःस्वाहेतिचतुष्पत्सुजुहोति।

भाष्यं–यदुक्तंसूत्रकारेण " रथकारकुलेवसति भवतीहधृतिः स्वाहेति सायमश्वस्य चतुर्षुपत्सुचतस्रोघृताजुहोति तदिदंविधत्ते ईश्वरोवाअश्वः प्रमुक्त० ॥ स्वेच्छासचाराय प्रमुक्तोऽश्वः परंपरावतं अत्यंतंदूरंगंतोः ईश्वरोगंतु समर्थः अतो रात्रौ रक्षकेषुराजपुत्रेषु यत्र क्वापिगमिष्यतीतिभीत्यासायंकालेतमश्वं रथकारगृहेस्थापयित्वा तदीयेषुचतुर्षुपदेषुचतुर्भिर्मंत्रैर्जुहुयात् ।

અર્થ–અશ્વમેધ યજ્ઞનો આરંભ કર્યા પછી તેની સમાપ્તિ સુધી યજ્ઞિયાભિમંત્રિત અશ્વનું યજ્ઞકર્તા રાજપુત્રો રક્ષણ કરતા હોય તો પણ કદાચિત્ તે અશ્વ કયાં જશે એ ભીતીથી તે અશ્વને રથકારના ઘરમાં બાંધી રાખવો અને તે પોતાના ચાર પગ જ્યાં મૂકતો હોય તે ઠેકાણે ' ॐ इहधृतिःस्वाहा ' ઇત્યાદિ ચાર મંત્રોવડે સાંગોપાંગ હોમ કરવો. એટલે તે અશ્વ ગમે ત્યાં બાહર જાય તો પણ સંધ્યાકાળે રથકારને ઘરે આવે છે. આ શ્રુતિઉપરથી સ્પષ્ટ થાય છે કે, જો વિશ્વકર્મસંતતીય રથકારોને ઘરે વૈદિક હોમ કરવાનું કહ્યું છે તો [ होतव्यंदीक्षितस्य गृहाऽ३इति अरण प्रपा० ५ अनु० २ ] આ શ્રુતિઉપરથી હવન કરવો હોય તો દિક્ષિતને–અગ્નિહોત્રી બ્રાહ્મણને–ઘરે કરવો અર્થાત વિશ્વકર્મ સંતતીય રથકાર નિત્ય અગ્નિહોત્રી બ્રાહ્મણ છે અને તે આંગિરસ હોવાથી તેમના કુળમાં બૃહસ્પતયેષ્ટિ, વાજપેયેષ્ટિ, થયેલી છે. આ ઉપરથી ઋભુદેવતા અને વર્ષાઋતુ આધાનકાળ બ્રાહ્મણ જાતીય રથકારોનોજ છે, એમાં શંકા નથી.

## ५७ ऋभुदेवता विश्वकर्म कुलोत्पन्न छे ए विषे सान्वय वर्णन.

શંકા–[ वर्षा० ऋभु० ] આધાનાધિકારી રથકારને જો ત્રૈવર્ણિક એવી સંજ્ઞા છે તો વિશ્વકર્મ સંતતીય બ્રાહ્મણોને રથકારજ શામાટે સમજવા ? ત્રણે વર્ણમાં રથકાર છે એમ પણ કેમ ન સમજવું ?

ઉત્તર–સૂત્રવ્યાખ્યાકારોએ આ બ્રાહ્મણ જાતીય રથકારોને જો ત્રૈવર્ણિક એવી સમાનાધિકારની સંજ્ઞા આપી છે તો આગલાપાછલા સંદર્ભ ઉપરથી ત્રૈવર્ણિક એ પદવડે તે બ્રાહ્મણ એમજ સમજવું જોઇએ. કેમકે, જ્યાં સર્વ સમુદાયનું સામાન્યનામ કહેલું હોઇ તેમાંથી અમુક વર્ગ એવો સ્પષ્ટ ઉલ્લેખ નથી હોતો ત્યાં તે વર્ગોમાંથી જે પહેલો હોય તે પદાર્થ મુખ્ય સમજવો. ઉદાહરણ [ यत्रदिङ्नियमोनास्तितत्र प्राची समाहृता॥ आचारार्क ] એટલે જ્યાં અમુકજ દિશા એમ કહેલું ન હોય ત્યાં પૂર્વ દિશાજ સમજવી. ( आश्वलायनपरिशिष्टेपि–अनादेशे आज्यं ) એટલે ત્યાં હવનમાં હોમ દ્રવ્ય અમુકજ લેવું એમ કહ્યું ન હોય ત્યાં હોમ દ્રવ્યમાં મુખ્ય જે ઘૃત તેજ લે છે, તેમજ જ્યાં ' ત્રૈવર્ણિક એવા વૈદિક ધર્મી વર્ણનો સવિશેષ હોય ત્યાં તે ત્રૈવર્ણિકોમાં વર્ણપૂજ્ય જે બ્રાહ્મણ તેજ સમજવો. એનું પ્રત્યંતર પ્રમાણ. [ ब्राह्मणक्षत्रियविट्शूद्रावर्णास्त्वाद्या स्त्रयोद्विजाः ॥ मनुस्मृति ॥ ' આમાં બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય એ પ્રથમના ત્રણે વર્ણોને દ્વિજ એવી સંજ્ઞા છે. તથાપિ ' द्विजान्संतोषयेत्सुधीः ' ઇત્યાદિ શતશઃ શ્લોકોઉપરથી અને રૂઢીપ્રમાણે પણ દ્વિજ પદવડે બ્રાહ્મણજ સમજવામાં આવે છે, તેમજ

ત્રૈવર્ણિક રથકાર, આ અવિશેષ પદવડે ફક્ત સર્વપ્રસિદ્ધ વિશ્વકર્મસંતતીય બ્રાહ્મણ રથકારજ સમજવામાં આવે છે. કેમકે ત્રૈવર્ણિક રથકાર એ પદઉપરથી બ્રાહ્મણાદિ ત્રણે વર્ણોમાં પણ રથકાર હશે, એમ અનેકાર્થી, અનેકશકિત, માનવામાં ગૌરવ હોવાથી [ विश्वकर्मामहाभागस्तस्यांजज्ञेप्रजापतिः ॥ कर्ताशिल्पसहस्राणां० । पंचालास्ते सदा-पूज्याःप्रतिमाविश्वकर्मणः ॥ अनवस्तेरथ० ] આ શ્રુતિપ્રમાણે રથકાર એ પદ વિશ્વકર્મ સંતતીય પંચાલ બ્રાહ્મણને અર્થેજ માનવું યોગ્ય છે. વળી તેમાં વિશ્વકર્મસંતતીય પંચાલ બ્રાહ્મણોનોજ સંબંધ હોવાથી અને તેજ તેમનો વંશપરંપરાનો ધર્મ ચાલતો હોવાથી તે રથકારોમાં બ્રાહ્મણત્વ એજ પ્રધાન છે. ' गंगायां घोषः ' એ પ્રમાણે વિશ્વ-કર્મસંતતીય રથકારોનેજ પંચાલ બ્રાહ્મણ એ પર્યાયનામ છે, તેથી કંઇ ગૌણત્વ આવતું નથી. હવે આના ઉપર કોઇક એમ પણ કહેશે કે વિશ્વકર્મા એ દેવોનો રથકાર છે કિંવા હતો પણ તેનો સંબંધ મનુષ્ય જાતીની સાથે કેવી રીતે લાગે છે ? પણ આ શંકા સુદ્ધાં બરાબર નથી [ वायु पु० उत्तरभागे अ० १ ऋषीणांदेवताःपुत्राःपितरोदेव-सूनवः । ऋषयोदेवपुत्राश्चइतिशास्त्रविनिश्चयः ॥ २० ॥ ] ઋષિના પુત્ર દેવ થયેલા છે. અને દેવોના પુત્ર પિતર થયેલા છે. તે પ્રમાણેજ દેવોના પુત્ર ઋષિ અને ઋષિના પુત્ર અને ઋષિ એ માણસો હોય છે. તેથી [ ब्रह्मदेवता, बृहस्पतिर्देवता, यजु० अ० ४।३।२ ] આ પ્રમાણે બ્રહ્મા અને બૃહસ્પતિ એ દેવ કિંવા દેવોના પુરોહિત હોઇ તેમના વંશ-નાજ આંગિરસ, ભાર્ગવ, બાર્હસ્પત્ય ગોત્રોદ્ભવ જે પ્રમાણે મનુષ્યોના ઉપાધ્યાય છે. તે પ્રમાણેજ વિશ્વકર્મા, ઋભુ એ પણ દેવોના શિલ્પી હોઇ તેમનાજ વંશના સાન-ગાદિ ગોત્રોદ્ભવ પંચાલ રથકારો એ પણ મનુષ્યોના શિલ્પી છે. વિશ્વકર્મા એ પદ જો કે વ્યકિતવાચક છે તો પણ વિશ્વકર્મા એ અનંત શકિત ધારણ કરનારા પ્રજાપતિ પરમેશ્વર હોવાથી તેની સંતતીમાં પણ રથકાર બ્રાહ્મણ શબ્દની શકિત નિત્ય હોવા વિષે ભટ પ્રભાકારાદિ મીમાંસકોનો પણ મત છે. કેમકે મીમાંસકો પોતે વ્યકિતમાં અને જાતિમાં પણ [ ધર્મશીલ સમુદાયમાં ] ઈશ્વર શકિત હોવાનું કબૂલ કરે છે. આ પ્રમાણે આપ્ત વાકયશકિતનાં નિરુપણમાં [ वर्षासु ] ઇત્યાદિ પ્રમાણ વાકયોથી ( रथकारो नाम ब्राह्मणः ) ઇત્યાદિ વ્યાખ્યાનોકિતથી નિવૃત્તિ શકિત અને પંચાલ આ લોક પ્રસિદ્ધ શબ્દોના સાન્નિધ્યથી (સિદ્ધપદસાન્નિધ્ય, એવાં શકિતગ્રહોનાં સાત કારણો કહ્યાં.

## ५८ रथकार ब्राह्मणविषे व्यवहार उपरथी थनारो शक्तिग्रह.

વાસ્તવિક કહીએ તો આ સૌથી પહેલોજ કહેવો જોઇતો હતો. પણ તેને પાછળ રાખ્યો એનું કારણ, આ જાતિસંબંધે વ્યવહાર સાંપ્રત બે પ્રકારનો માનવો જોઇએ. એક પ્રાચીન રીતરિવાજ પ્રમાણે યથાસ્થિત ચાલી રહેલો વ્યવહાર અને બીજો અત્યારનો સંકીર્ણ કિંવા મિશ્ર વ્યવહાર. સાંપ્રતના સર્વ વર્ણાત્મક અનિયંત્રિત વ્યવહાર ઉપરથી જોવા જઇએ તો તો બધો ગોટાળોજ છે. ભરોંસાલાયક એવો કોઇ પણ જાતિનો નિર્ણય થવો શકય નથી. કોઇ કોઇનું સગું નહીં, એવોજ પ્રકાર સર્વત્ર ચાલી રહેલો નજરે પડે છે. તથાપિ આગળ આપેલી વ્યવસ્થા ઉપરથી રથકાર નામક વિશ્વકર્મ-સંતતીયે, મઠ્ઠે બ્રાહ્મણત્વ વ્યકત થવાને સબળ આધાર છે. કારણ કે વિશ્વબ્રાહ્મણોમાં દીક્ષિત, મહામુની, ધર્માધિકારી, વેદપાઠક, પુરોહિત, સ્થપતિ, અર્કશાલી, ક્ષીરસાગર, પુરાણિક ઇત્યાદિ અનેક ઉપનામો બ્રાહ્મણજાતિ વ્યવહાર બોધક હોઈ તે વિશ્વબ્રાહ્મણ-શિલ્પીમાં અગ્નિહોત્રી, ભટ્ટ, આચાર્ય, વૈદિક, શાસ્ત્રી, જ્યોતિષી વગેરે સર્વત્ર હોઈ ષટ્-કર્મ, ષોડશસંસ્કાર, આજસૂધી વેદોકત મંત્રોવડે પ્રાચીનકાળથી ચાલતા આવેલા છે. અને તેમને પંચાલ, આચાર્ય આ શબ્દો બ્રાહ્મણ જાતિવાચકજ છે, એમાં શંકા

તે કયો ? હવે શિલ્પકર્મ એ બ્રાહ્મણોની વૃત્તિ છે, તે બ્રાહ્મણ ધર્મને અનુસરીને છે તો પણ તે વૃત્તિઉપરથી તેમને શિલ્પસંબંધે નાઇક, પોતદાર, ઈત્યાદિ પડેલા નામો અર્વાચિન સમયે શિલ્પકર્મ બધીજ જાતિઓના લોકો કરવા લાગ્યા હોવાથી, જરાક બ્રાહ્મણત્વને દૂરાન્વયબોધક એવાં લાગે છે. પણ કુલકરણી દેશમુખ કારકુન, પાટીલ, ઘોરપડે, જમાદાર, ફોજદાર ઈત્યાદિ નામો અબ્રાહ્મણ્યવૃત્તિબોધક હોવા છતાં તેમનાં વેદોક્ત કર્માચરણ ઉપરથી જેમ તેમને બ્રાહ્મણજ સમજવામાં આવે છે, તે પ્રમાણેજ નાઇક, પોતદાર વગેરેના વેદોકત કર્માચરણઉપરથી તેમનો વ્યવહાર પણ બ્રાહ્મણજાતિને યોગ્ય એવોજ છે એવી બધાની ખાત્રી થશે.

પ્રશ્ન–સાંપ્રત જેમને બ્રાહ્મણ કહે છે, તેમનામાં પણ યજ્ઞકર્માદિ બ્રાહ્મણધર્મ છોડીને અન્ય ધર્મથી ઉપજીવન કરનારા લોકો ઘણા છે. તો પણ લોકો તેમને બ્રાહ્મણજ કહે છે, તે પ્રમાણે નાઇક, પોતદાર, એ નામો ધંધાઉપરથી પડેલાં હોય તો પડવા દ્યો પણ તેમને બ્રાહ્મણ એમ શામાટે કહેતા નથી ?

ઉત્તર–વૈદિક, અગ્નિહોત્રી ઈત્યાદિ નામોઉપરથી જે પ્રમાણે બ્રાહ્મણજ સમજવામાં આવે છે, તે પ્રમાણે પ્રાચીન સમયે સ્વર્ણ રથાદિ શિલ્પકર્મો એ બ્રાહ્મણોનીજ વૃત્તિ હોવાથી રથકાર પંચાલ એ નામોવડે લોકો બ્રાહ્મણજ સમજતા હતા. તેથી બ્રાહ્મણ એવું બીજું ઉપપદ લગાડવાની જરૂર ન હોતી. પણ આ કલિયુગમાં સુવર્ણાદિ શિલ્પ-કર્મની પ્રવૃત્તિ શૂદ્રાદિ સર્વ અન્ય જાતિઓમાં પસરેલી હોવાથી પહેલાંના રથકાર, પંચાલ ઈત્યાદિ શબ્દો શૂદ્રવાચક છે એવો કોઈ કોઈને ભાસ થાય છે. પણ તે કેવળ મૃગજળ પ્રમાણે ખોટો છે. કેવળ પંચાળ એ શબ્દની રૂઢિઉપરથીજ તે બ્રાહ્મણ નથી એમ સિદ્ધ થતું નથી. પાંડવો એ ખરી રીતે જોતાં કૌરવ વંશના; અને ગીતા એ વાસ્તવિક મહાભારતમાંની; માટે ખરૂં કહીએ તો પાંડવોને કૌરવ કહેવા અને ગીતાને મહાભારત કહેવું એજ યોગ્ય છે. પણ લોકોમાં તેમનાં પાંડવ અને ગીતા એવાં સ્વતંત્ર નામોજ પ્રચાર પામેલાં છે. તથાપિ પાંડવો એ કુરૂવંશમાંના નહીં અને ગીતા એ મહાભારતમાંની નહીં, એમ કોઇ નહીં કહે અને એમ કદિ થશે પણ નહીં. તે પ્રમાણેજ પંચાલ રથકાર એ ઈશ્વરના મુખમાંથી નીકળેલા બ્રાહ્મણ હોવાથી, તેમને જો કે ધંધા-દર્શક નામથી બોલાવવાની લોકોમાં રૂઢિ પડી ગઈ છે તો પણ તે બ્રાહ્મણ નથી એમ કદિજ થવાનું નથી.

પ્રશ્ન–રથકાર પંચાલ એ બ્રાહ્મણો છે, તો તેમને ધંધાદર્શક નામથી બોલાવવાનું કારણ શું ?

ઉત્તર–એનું કારણ સંગ્રહ ૧ લો, પૃષ્ઠ ૪૧ પ્રમાણે રથાદિ શિલ્પકર્મોનો આ કલિયુગમાં લોપ થઓ હોવાથી તેમણે ઉદરનિર્વાહ માટે પોતાના ધર્મ પ્રમાણે સુવ-ર્ણાદિ ધાતુઓના અલંકાર ભૂષણાદિ શિલ્પકર્મોજ સ્વીકાર્યાં. તો જે કામ કરવામાં આવે છે તેનું નામ તેને પ્રાપ્ત થાય છે. આ નિયમ પ્રમાણે વિશ્વકર્મ સંતતીય પંચાલ રથકારોને અત્યારે ધંધાદર્શક નામથી સંબોધવાની રૂઢિ પડી છે. પરંતુ સુવર્ણાદિ અલં-કારોનું શિલ્પકામ કિંવા રથાદિ શિલ્પકામ એ બધાં મંગલદાયક અને પવિત્રજ હોવાથી ( સંગ્રહ પહેલો પૃષ્ઠ ૨૯–૩૨ સૂધી જુઓ. ) બ્રાહ્મણત્વને કલંક લાગવા જેવું નથી. કેમકે તેમાં બ્રાહ્મણત્વથી વિરૂદ્ધ એવું કશું નથી. જેમને પૂર્વે જપતપ, યોગ, સમાધિ ઈત્યાદિ બ્રહ્મકર્મોઉપરથી ઋષિ, મુનિ, યોગિ, એવાં નામો હતાં, તે મહર્ષિ-ઓનાંજ કુલના અત્યારના બ્રાહ્મણો પહેલાંના બ્રહ્મકર્મથી ચરિતાર્થ ન ચાલવાથી ઉપ-જીવિકા માટે અન્ય વ્યવહાર કરવા લાગ્યાથી પહેલાંના ઋષિ વિગેરે નામોનો લોપ

થઇને તેમને બદલે જે પ્રમાણે તેમને જોશી, કુલકરણી, પંત, ભટ એ પર્યાયનામો પડેલાં છે, તે પ્રમાણેજ પહેલાં ચયન, કુંડ, યજ્ઞપાત્રો, દેવમૂર્તિ, ઇત્યાદિ બ્રહ્મસંબંધી વ્યવસાયઉપરથી જેમને પહેલાં રથકાર, એતશ, કવિ, મેધાવિ, સૌર એવાં નામો હતાં તે સાનગાદિ બ્રહ્મર્ષિઓના કુળના અત્યારના બ્રાહ્મણ પહેલાંની બ્રહ્મવૃત્તિથી ચરિતાર્થ ન ચાલતાં ઉદરનિર્વાહાર્થે અન્ય વ્યવસાય કરવા લાગ્યાથી રથકારાદિ પ્રાચીન સંજ્ઞાઓનો લોપ થઇને તેને બદલે પંચાલ, ભટ, નાઇક, પોતદાર, એવા પર્યાયનામો પડેલાં છે. તથાપિ અત્યારે જે પ્રમાણે જોશી, કુલકરણી એ પર્યાયનામોથી લોકો બ્રાહ્મણજ સમજે છે, તે પ્રમાણે પંચાલ, પોતદાર વગેરે પર્યાયનામોથી રથકાર બ્રાહ્મણજ સમજવા જોઇએ. કેમકે રથકાર એ સ્વર્ણાદિ પંચવિધ શિલ્પકર્તા હોઇ વિશ્વકર્મસંતતીય છે. એ વિષે બીજું પ્રમાણ " **स्कंद पु० नागरखंड–दारुकारः स्वर्णकारः शिलाकारस्तथैव च ॥ अयस्कारस्ताम्रकारः पंचैतेरथकारकाः ॥ विश्वकर्मसुताह्येतेरथकारास्तुपंचच ॥ वैदिके नैवमार्गेणतद्वंश्यानां विशेषतः ॥ *वर्षगर्भाष्टमेतेषांह्युपनीतिक्रियास्मृता** " ॥ આ ઉપરથી વિશ્વકર્માના પાંચ પુત્રોને રથકાર એમ સંજ્ઞા હોઈ સ્વર્ણાદિ કર્મકર્તૃત્વ છે. અને આ રથકાર સંજ્ઞક વિશ્વબ્રાહ્મણ વિશ્વકર્માના મુખમાંથી ઉત્પન્ન થયેલા હોવાથી [ **ब्राह्मणोऽस्यमुखमासीत्×** ] આ શ્રુતિઉપરથી [ **मौखमासीत्** ] બ્રાહ્મણ કહેવડાવે છે એ સયુક્તિક છે. કેમકે આ મુખોદ્ભૂત બ્રાહ્મણનો મૂળપુરૂષ જે વિશ્વકર્મા તેને [ **वाचस्पतिंविश्वकर्माण०** ] આ પૂર્વોક્ત શ્રુત્યાદિ પ્રમાણોઉપરથી મુખોત્પત્તિ છે એ વિષે સંગ્રહ બીજો, ૯–૧૧ એ ઉપરથી અંગિરાખ્ય વિશ્વકર્મા એ મુખમાંથીજ ઉત્પન્ન થયો છે. પ્રમાણ-[ **भाग० स्कं० ३ अ० १२–अंगिरामुखतोक्ष्णोऽत्रिर्मरीचिर्मनसोऽभवत् । धर्मस्तनाद्दक्षिणतोयत्रनारायणः स्वयम् ॥** ] આ ઉપરથીજ આંગિરસ બૃહસ્પતિ વિશ્વકર્મસંતતી એ મુખમાંથી ઉદ્ભવેલી છે, તેથીજ આંગિરસ બૃહસ્પતિ એ વિશ્વકર્મા સર્વ પ્રકારની બ્રાહ્મણ જાતિનો અધિપતિ છે. એનું પ્રમાણઃ—

यजु० ३।४।५ अग्निर्भूतानामधिपतिः ( **इत्यारभ्य** ) **बृहस्पतिर्ब्रह्मणोऽधिपतिः** ॥

भाष्य–अग्निवायुसूर्यचंद्रबृहस्पतयः पृथिव्यंतरिक्षद्युनक्षत्र ब्राह्मणज तीनामधिपतयः ॥

આ ઉપરથી બૃહસ્પતિ શબ્દવાચ્ય વિશ્વકર્મા બ્રાહ્મણ જાતિનો અધિપતિ છે અને સંગ્રહ ૧ લો ૩૯–૪૦ અને સંગ્રહ ૧ લો ૧૯–૨૧ માંના પ્રમાણોઉપરથી પણ વિશ્વકર્મસંતતીય રથકાર બ્રાહ્મણોને વિષે વ્યવહાર શક્તિ છે.

એવંચ [ **रथकारस्याधाने नियतंच नाभावा०** ] આ કાત્યાયન સૂત્રનો અભિપ્રાય, [ **त्रैवर्णिक रथकार** ] આવોજ હોઇ કર્ક० વ્યાખ્યાનકાર ( **नागावादितिवात्स्यः** ) આ સૂત્રની ( **अभावात् न त्रैवर्णिको रथकारः** ) આવી વ્યાખ્યા કરીને વાત્સ્ય ઋષિનાં નામનું નિમિત્ત કરીને વિરૂદ્ધ ધર્મ પ્રતિપાદન કરે છે. પરંતુ વાત્સ્ય મુનિ ' ત્રૈવર્ણિક રથકાર નથી ' એમ તો કહેતાજ નથી. એનું સબળ કારણ એ છે કે આવડી મોટી વિસ્તૃત વ્યાખ્યામાં ઇતર સંબંધના અનેક વાક્યો હોઈ વાત્સ્યનું વાક્ય માત્ર નથી. આ ઉપર કદાચિત્ કોઇ એમ કહેશે કે સૂત્રના ઉદ્દેશની વિરૂદ્ધ વ્યાખ્યાકાર વ્યાખ્યા કરે તે કેવી રીતે ? પણ એમ માત્ર કહી શકાતું નથી. કારણ કે જ્યાં કેવળ તર્કનોજ વિષય હોય.

---

* गर्भेथी आठमे वर्षे उपनयन, काषायवस्त्रधारणं, मृगाजिन, कार्पासोपवीत, मौंजिमेखला, केरडाना दंड, पित्रैवोपनयन, भवत्पूर्वशब्देन भिक्षा, श्रोत्रसमहस्तद्वयेन नमस्कार, असमानगोत्रजाकन्याविवाह, श्राद्ध हस्तनीकरण भोजनं, इत्यादि ब्राह्म० विहितज धर्म पंचालोनो नित्य छे. × मुखमासीत् शब्दोऽस्मिन्नस्तीत्यर्थे औत्सर्गिकोऽण् ॥

છે ત્યાં નજર ચુકથી એકાદ વખત આવી ભૂલ થાય પણ છે, જેમકે (यथात्रयाणा० मनु० अ० १० श्लोक २८) આ સ્મૃતિ વાકયનો ( द्विजातयुत्पन्नप्रतिलोमप्राशस्त्यार्थमिदं ) આવા સર્વસંમત સત્ય ઉદ્દેશના વિરૂદ્ધ મેધાતિથીએ જે પ્રમાણે [ द्विजत्वप्रतिपादकमेतन्नेषांव-चनमुपनयनार्थी ) આવી વ્યાખ્યા કરી છે તેવીજ આ ભ્રાન્તિ સમજવી. આટલું બસ. વધારે ઉહાપોહ ન જોઈએ. કેમકે, જે કાત્યાયન સૂત્રમાં [ शूद्रस्यवेदाक्षरश्रवणे उच्चा-रणधारणप्रत्याक्षतस्यदर्शनात् श्रवणेत्रपुजतुभ्यांश्रोत्रपूरणं उच्चारणेजिव्हाछेदः धारणे वशरीरभेदइति ) એમ કહ્યું છે, તે કાત્યાયન સૂત્રમાં [ माहिष्येण करण्यांतु रथकारः प्रजायते ॥ नैवोपनयनंतस्यशूद्रधर्माद्बहिष्कृतः ॥ ] એવા શૂદ્ર, ધર્મબાહ્ય, ઉપનયનહીન, એવા સંકીર્ણ સંકર રથકારને [ वर्षा० ऋभु० ] આ આધાનનો અધિકાર છે એમ કહિ પણ હોય નહીં, એ સ્પષ્ટ છે. કેમકે, અનધિકારી ત્રૈવર્ણિક બહિર્ભૂત જાતિ માલિકામાં અનન્વિત વિધાન કરવામાં ગૌણપણું છે. એમ હોવા છતાં પણ જો સંકીર્ણ સંકર રથકારને ( इज्योपनयन वास्तुशास्त्राध्ययन वृत्तिताचेति ) એવું અસંભાવ્ય મોઘમ એકાદ ઠેકાણે કહ્યુંજ હોય તો ભલેને કહેતા બાપડા ! એમાં આપણું પણ શું જાય છે? કારણ કે, [ शूद्रा वाजसनेयकाः ] ઇત્યાદિ જે અસંભાવ્ય અને ગૌણ વાકયો નજરે પડે છે તેમાંનુંજ એ એક. અસ્તુ. શ્રુત્યાદિ સર્વ નિબંધોના અવિરોધથી પૂર્વોકત.—

का० सूत्रव्याख्या—वर्षा० ऋभू० स्येतिश्रुत्यासमर्थस्यद्विजातिरथकारस्याधानेअधिकारोभवति-नियतं । चकारात्पक्षांतरंतेनस्मृत्युक्तसंकीर्णजातीयरथकाराभिधस्योद्देशेनतत्पदंपुनःपठित्वा । अभावात् संकीर्णजातीयरथसामर्थ्याभावात् । आधानेअधिकारोनभवतीतिवास्त्यः ॥

एवं—रुद्रदत्ताभिधापस्तंबसूत्रवृत्तावपि वर्षारथकारस्य । किमाधानकालइतिशेषः । किमत्ररथकार-इतिद्विजातिभ्योन्यजातीयस्यांतरभवस्यग्रहणंनेत्याहयेत्रयाणांवर्णानामेतत्कर्मकुर्युस्तेषामेषकालः । त्रिषुवर्णे-ष्वंतर्भूतानामेवस्ववृत्तिकर्शितायेरथं कुर्वंतितेषामयमाधानकालः ॥ एवमेवधूर्तस्वामि भाष्ये पृष्ठ ४०.

बौधायनसूत्रेसुबोधिनीवृत्तौच—वसंतेब्राह्मणस्यग्रीष्मेराजन्यस्यहेमंतोवाशरद्वैश्यस्य वर्षारथकारस्य आधानकालइतिशेषः किंद्विजातिभ्योन्यजातीयस्यरथकारस्तुमाहिष्यात्करण्यांयस्यसंभवइतिस्मृतिप्रतिपन्न-जातिविशेषस्यग्रहणमित्याशंक्याहयेत्रयाणांवर्णानामंतर्गताएतत्कर्म कुर्युस्तेषामेषकालइतिसमर्थानात्रैवर्णि-कानामयंकालः शिशिरः सार्ववर्णिकः वर्णत्रयसाधारणइत्यर्थः ।

તાત્પર્ય આ બધાનો વિચાર કરીએ તો વર્ષા ઋતુ ઋભ્વાધાનના અધિકારી રથકાર પંચાલ એ બ્રાહ્મણજ છે, એવો સિદ્ધાન્ત નીકળે છે.

## ૫૧ सुवर्णस्तेयना वृथा दोषाभासनुं शंका निवारण.

શંકા–ઠીક ત્યારે, વિશ્વકર્મસંતતીય અત્યારે સુવર્ણશિલ્પકામ કરતી હોવાથી તેમના ઉપર સુવર્ણસ્તેય દોષ આવવો શકય છે કે નહીં ?

ઉત્તર-વ્યકિતને જે પ્રમાણે પાતક લાગુ છે તે પ્રમાણે જાતિને બીલકુલ લાગુ નથી તેમાંએ [ सौवर्णं राजतं ताम्रं लोहंपाषाणदारवं प. भू. ] આ વાકયઉપરથી રથકાર કંઈ ફકત સોનાનુંજ કામ કરે છે એમ નથી. તેને પાંચ પ્રકારનું કામ કરવાનું હોય છે. માટે સોનાનું કામ એ કંઈ હંમેશનુંજ છે એમ નથી. વળી તે બ્રાહ્મણ હોવાથી તેનામાં સ્વર્ણસ્તેયનો વિશેષ સંભવ નથી. એમ હોવા છતાં પણ જો ' बंधाद्वेषाद्भयाद्वा कांतासु कनकेषु च ' આ પ્રમાણે લોભમાં ફસાઈને એકાદા દેવપુજારી ભિક્ષુક બ્રાહ્મણે સુવર્ણ ચૌર્યનું કામ કર્યું, તો જે પ્રમાણે સર્વ ભિક્ષુકોને શિક્ષા થતી નથી, તે પ્રમાણે જ કવચિત એકાદો પંચાલ બ્રાહ્મણ સુવર્ણ ચૌર્ય કરે તો તેની આખી જાતિને કંઈ

દોષ લાગતો નથી. ( कलौकर्तारमेवच ) અને વિશ્વકર્મસંતતિનિર્દોષત્વ [ यावद्देवोस्तिलोकेस्मिंस्तावच्चभवतः प्रजा॥ विनंदतित्वरंशिल्पंत्वद्धामेव भविष्यति॥ पद्म. भू० ] આ શિવવિષ્ણુની વરોકિતથી જ્યાં સૂધી આ લોકમાં દેવ છે ત્યાં સૂધી [ કલીના ત્રણ ચરણોસુધી ] વિશ્વકર્મસંતતીય શિલ્પિ વરં [ સારૂં એટલે સ્વર્ણસ્તેયાદિ દોષરહિત નિર્મલ ] શિલ્પકર્મ કરશે એવું પ્રમાણ છે. કવચિત એકાદ વખતે સપ્રમાણ વસ્તુનો પ્રમાણોકત અનુભવ ન આવે, તથાપિ જે પ્રમાણે [ पयसापुष्यतेवपुः ] આ ન્યાયે સપ્રમાણ પૌષ્ટિક દૂધ જ્વરિતને જો કે વિષવત્ થાય છે તો પણ દૂધના સપ્રમાણ પૌષ્ટિકત્વને બાધ આવતો નથી. તે પ્રમાણેજ પંચાલ બ્રાહ્મણોનાં સપ્રમાણ નિર્દોષ શિલ્પત્વને અપ્રમાણ વૃથાપવાદથી બાધ આવતો નથી. હવે દોષદૃષ્ટિથીજ જોવા લાગીએ તો ( कस्य *दोषःकुलंनास्तिव्या० ) જુઓઃ—

स्कंदपुराणेसनत्कुमारसं० सह्याद्रिखंडे अ० ८२ मंजुलेश्वरमा०—ब्रह्महत्यांप्रकुर्वंतिप्रातिसंवत्सरेह्यमी ॥ सर्वकर्मबहिःस्थाश्चसर्वधर्मबहिष्कृताः ॥ चांडालब्राह्मणाश्चैवनगृण्हीयाच्चतज्जलं ॥ सुवर्णस्तेयनिरताग्रामेषुनगरेषु च ॥

આ ઉપરથી પ્રતિવર્ષે બ્રહ્મહત્યા અને સ્વર્ણસ્તેય કરનારી એક વિશિષ્ટ બ્રાહ્મણ જાતિને ( કરાડાઓને ) અને તેમની સાથે અન્નોદકાદિ વ્યવહાર કરનારાઓને તેમના સંસર્ગથી પાતિત્યનો દોષ પ્રાપ્ત નથી થતો કે? આવા કેટલાક દોષો આ વ્યાવહારિક બ્રાહ્મણ કહેવડાવનારાઓમાં પણ છે. માટે વિશ્વબ્રાહ્મણ જાતિ. કોઇ પણ બ્રાહ્મણાદિ સર્વ જાતિનું પાણી સુદ્ધાં પીતી નથી. અસ્તુ. કોઈનો પણ દોષોચ્ચાર કરવો યોગ્ય નથી. તથાપિ પ્રસંગજ આવે ત્યારે જૈસો કો તૈસા થયાવિના ઇલાજ નથી હોતો.

### ६० धर्मसिन्ध्वादि अर्वाचीन निबंधोउपरथी उत्पन्न थती शंकानुं समाधान.

શંકા—ઠીક, એ પણ રહેવા દો. પરંતુ નિર્ણયસિંધુ, ધર્મસિંધુ ઇત્યાદિ અર્વાચીન ધર્મશાસ્ત્ર ગ્રંથોમાં વિશ્વબ્રાહ્મણોનું વર્ણન કેમ નથી ?

ઉત્તર—સ્મૃતિ વગેરે ધર્મશાસ્ત્રોમાં અનેક પ્રકારના વિશિષ્ટ ભેદોના ઉલ્લેખ વિસ્તારભયાસ્તવ અને ગૌણપણાસ્તવ કરતા નથી. તથાપિ (सं.२ रा. पृ. ४९ पं. ३१–३५) પ્રમાણે વિશ્વકર્મસંતતીય પંચાલ બ્રાહ્મણોનો ઋગ્વેદશાખીય ધર્મમાં સમાવેશ કરેલોજ છે. કેવળ પુરાણકથિત શાપગ્રસ્ત કરાડા []ચિત્પાવનાદિ બ્રાહ્મણોનો પણ સમાવેશ ધર્મસિંધુમાં કહેલી આપસ્તંબ શાખામાં કરેલો છે. તો શ્રુતિસૂત્રપ્રોકત વિશ્વકર્માના મુખમાંથી ઉત્પન્ન થએલા રથકાર બ્રાહ્મણોનો સમાવેશ પણ ઋગ્વેદ શાખામાં અત્યંત આનંદથી કરેલો છે. તેજ પ્રમાણે વિશ્વકર્માના મુખમાંથી ઉત્પન્ન થએલા સાનગાદિ બ્રહ્મર્ષિ મરીચ્યાદિ વૈધસોપ્રમાણે અયોનિસંભવ છે. તેથી સગોત્ર વિવાહ દોષની શંકા ઉઠાવવાને પણ સ્થાન નથી. કેમકે બ્રહ્મદેવને જે પ્રમાણે પ્રજાપતિત્વ છે. તે પ્રમાણે વિશ્વકર્માને પણ પ્રજાપતિત્વ છે. એનું બીજું પ્રમાણઃ—

**ऋ०—यइमाविश्वा भुवनानिजुव्हदृषिर्होतानिषसीदपितानः। सआशिषाद्रविणमिच्छमानःपरमच्छद वराआविवेश ॥१२॥**

---

* नवदेयावर्नो भार्या प्राणैःकंठगतैरपि ॥ योऽसत्प्रतिग्रहग्राही नित्यंयश्चप्रति ग्रही॥ ग्रह सूचक तृतीय पितृकार्येषुवर्जयेत् ॥ पराशर अ. ४ ॥ प्रतिग्रहेण ह्यस्याशु ब्राह्मं तेज प्रशाम्यति ॥ यावत संस्पृशदंगैर्ब्राह्मणान् शूद्रयाजकः ॥ तावतांन भवेद्दातुःफलंदानस्यपौर्तिकं ॥ वेदविद्यापिविप्रोऽस्यलोभा त्कृत्वा प्रति ग्रहं ॥ विनाशंव्रजतिक्षिप्रमामपात्रमिवांभसि ॥ मनु अ ४ अवाह्यकादेयलक्षनाक्षत्रा ग्र. मयाजकाः ॥ एते ब्राह्मण चांडाला महापथिक पंचमः ॥ भारत राज धर्मे अ ७६ पलांडुभक्षणं०

[] शापंचप्राप्यतेतस्यकुत्सितावदरिद्रिणः ॥ सेवासर्वत्रकर्तारश्चनिश्चयभाषणं ॥ स. अ. ८१ शू. ख.

ભાવાર્થ-( ભાષ્યઉપરથી ) જે વિશ્વકર્મા પ્રજાપતિ પૃથિવ્યાદિ પંચભુતોને ઉત્પન્ન કરનારો, સર્વસાક્ષી, સર્વજ્ઞ, ઋષિ યજ્ઞકર્તા અમારો પિતા હોઇ કાલાત્મા સૃષ્ટ ઉત્પન્ન કર્તા પરમેશ્વર વિરાટ્ પુરુષ છે. આ ઉપરથી વિશ્વકર્મા મહર્ષિ પ્રજાપતિ છે.

## ६१ विश्वकर्मानी अनेक विभूतिओ उपरथी थती शंकानुं समाधान.

પ્રશ્ન-' यइमा ' આ સૂકતમાં ' विश्वकर्मा ' આ પદ સર્વેશ્વર પરમાત્માને લગાડેલું છે. તેમાંના વિશ્વકર્મ શબ્દઉપરથી શિલ્પકર્મકર્તા દેવશિલ્પિ વિશ્વકર્માજ સમજવો, એ શા ઉપરથી ?

ઉત્તર-શિલ્પકર્તા દેવશિલ્પિ પ્રજાપતિ વિશ્વકર્મા પરમેશ્વર એ રામકૃષ્ણ જેવોજ એક સ્વરૂપભેદ છે તેથી અને વળી ' यइमा० ' ઇત્યાદિ આ ચૌદ ઋચાઓનું વિશ્વકર્મસૂકત દેવશિલ્પિ વિશ્વકર્માને વિષેજ છે. એનું પ્રમાણ:—

पद्मपुराणे भूखंडे-सूतउवाच-शृणुध्वमृषयः सर्वेपूजनविश्वकर्मणः ॥ वासुदेवमहेशाभ्यांयत्कृततन्मयोच्यते ॥ सर्वदवेषुयत्सूक्तंपठ्यतेविश्वकर्मणः ॥ चतुर्दशावृतनैनं यइमेत्यादिनायजेत् ॥ २ ॥

અર્થ-ઋષિઓ ! દ્વારકાની રચના કરવા માટે શ્રીકૃષ્ણે અને શિવમંદિર નિર્માણ કરવામાટે શ્રીશંકરે જે વિશ્વકર્માનું પૂજન કર્યું તે હું કહું છું. સાંભળો. પ્રાસાદગૃહ આરામાદિ શિલ્પકામની ઇચ્છા હોય તો સર્વ વેદમાં ' यइमा विश्वा० ' ઇત્યાદિ જે ચૌદ ઋચાઓનું સૂકત છે, તેનાવડે શિલ્પાધિપતિ વિશ્વકર્માનું યજન કરવું. કેમકે ' यइमा ' આ સૂકતના દેવતા વિશ્વકર્માજ છે. જુઓ [ **यइमेत्यस्यभौवनो विश्वकर्मा-विश्वकर्मा त्रिष्टुप् ॥** ]

પ્રશ્ન-પણ વિશ્વકર્મા આ શબ્દઉપરથી બ્રહ્મદેવ શા માટે ન સમજવા ? કેમકે તે પણ સૃષ્ટિરચના કરનારાજ છે.

ઉત્તર-" **ब्रह्मजज्ञानं प्रथमो वामदेवो ब्रह्मा त्रिष्टुप्** " એવો બ્રહ્મદેવનો મંત્ર જુદોજ છે. વળી વિશ્વકર્મા અને બ્રહ્મદેવ એ બંને સૃષ્ટિ નિર્માણકર્તા છે તો પણ બ્રહ્મદેવનેજ વિશ્વકર્મા સમજવો નહીં. એનું પ્રમાણ:—

भारत आदिपर्व अध्याय २११—दृष्ट्वाचविश्वकर्माणं व्यादिदेशपितामहः ॥ सृज्यतांप्रार्थनीयैकांप्रमदेतिमहातपाः ॥ १ ॥ त्रिषुलोकेपुयत्किंचिद्भूतंस्थावरजंगमम् ॥ समानयद्दर्शनीयंतत्तदत्रसविश्वजित् ॥ कोटिशश्चैवरत्नानितस्यागात्रेन्यवेदयत् ॥ तांरत्नसंघातमयींप्रसृजद्देवरूपिणीम् ॥ १४ ॥ साप्रयत्नेनमहतानिर्मिताविश्वकर्मणा ॥ त्रिषुलोकेषुनारीणारूपेणाप्रतिमाभवत् ॥ १५ ॥ नतस्याःसूक्ष्ममप्यस्तियद्गात्रेरूपसंपदा ॥ नियुक्तायत्रवादृष्टिर्नसज्जातिनिरीक्षताम् ॥ १६ ॥ साविग्रहवतीवश्रीः कामरूपावपुष्मती ॥ जहारसर्व भूतानां चक्षूंषिचमनांसिच ॥ १७ ॥ तिलंतिलंसमानीयरत्नानांयद्विनिर्मिताम् ॥ तिलोत्तमेतितत्तस्यानामचक्रेपितामहः ॥ १८ ॥

અર્થ-બ્રહ્મદેવે વિશ્વકર્માને એક દિવ્ય રંભા ઉત્પન્ન કરવાનું કહ્યું. એટલે તેણે તિલોત્તમા નામક રંભા ઉત્પન્ન કરી. એ આ પ્રમાણે ત્રૈલોકયમાં જે ઉત્તમ ઉત્તમ રત્નો હતાં તે કોટ્યાવધિ રત્નો લાવીને તેણીના શરીરને વિષે સ્થાપન કર્યા. તલ તલ પ્રમાણના રત્નો આણીને વિશ્વકર્માએ તેને નિર્માણ કરી માટે તેનું નામ તિલોત્તમા એવું પડયું. આ રંભા વિશ્વકર્માએ એટલી ઉત્તમ નિર્માણ કરી હતી કે ત્રૈલોકયની સર્વ સ્ત્રીઓમાં તે અપ્રતિમ હતી. આથી સર્વ પ્રાણીમાત્રનાં નેત્ર અને મનો તેણે

આકર્ષી લીધાં. અસ્તુ. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે, બ્રહ્મદેવ અને વિશ્વકર્મા એ કંઇ એક નથી. તેથી [ यइमा विश्व० ] આ સૂક્ત ૧૪ ઋચાઓના શિલ્પાધિપતિ પ્રજાપતિ વિશ્વકર્માનુંજ છે. આમાં વિશ્વકર્માનું પરમેશ્વરત્વ વર્ણન કરેલું હોઇ તેણે પંચભૂતાત્મક વિરાટ સ્વરુપ ધારણ કરીને ત્રૈલોકમાંનો ચરાચર સૃષ્ટિ નિર્માણ કર્યાનું જણાવ્યું છે. હવે વિશ્વકર્મા અને બ્રહ્મદેવ એક નથી પણઃ—

**यजु० ४।६।२—विश्वकर्माह्यजनिष्टदेवा आदिद्गंधर्वोअभवद्द्वितीयः॥तृतीयःपिताजनितौषधीनामपांगर्भंव्यदधातपुरुत्राः॥**

भाष्यं—ब्रह्मांडमध्यगतानामुत्पत्तिरुच्यते । अंडमध्ये प्रथमं विश्वकर्मा ( देवतिर्यगादिविश्वभेदकर्ता ) सत्यलोकवासी चतुर्मुखोदेवः अजनिष्ट ( उत्पन्नः ) आदित् अनंतर मेवच ) तदपेक्षयाद्वितीयः गंधर्वः अभवत् ततऊर्ध्वं औषधीनां पालकः पिता जनिताय उत्पादकः सोमः पूर्वोक्तद्वयापेक्षया तृतीयः अभवत् ॥ तदेवं अपांगर्भं ब्रह्माण्डं परमेश्वरः पुरुत्राव्यदधात् [ बहुधाव्यक्तं कृतवान् । ]

અર્થ—વિશ્વતોમુખ [ *પંચમુખી ] વિશ્વકર્માએ ચતુર્મુખ બ્રહ્મદેવના રૂપેજ અવતાર લીધો હતો ત્યાર પછી બીજો અવતાર ()ગંધર્વ અને ત્રીજો અવતાર ઓષધિપતિ ચન્દ્રમાનો ધારણ કર્યો. આ પ્રમાણે પરમેશ્વર પંચમુખી વિશ્વકર્માએ બ્રહ્માંડમાં અનેક રૂપે પોતાનું સ્વરૂપ વ્યક્ત કર્યું. આ શ્રુતિઉપરથી વિશ્વકર્મા એ સર્વ દેવતારૂપે અવતરેલા છે એ સ્પષ્ટ છે. હવે સૃષ્ટિકર્તા વિશ્વકર્માનું વિશ્વ નિર્માણકર્મ પણ પ્રાસાદ ગૃહાદિ શિલ્પકર્મરૂપજ છે. એને પ્રમાણઃ—

**यजु० ४।६।२—किंस्विद्वनंकउसवृक्षआसीद्यतोद्यावापृथिवीनिष्टतक्षुः॥ मनीषिणोमनसापृच्छतेदु तद्यदध्यतिष्ठद्भुवनानिधारयन् ॥**

भाष्यं—लोकेहि प्रौढं प्रसादं निर्मिमानःकस्मिंश्चित् प्रौढेवने केचिन्महांतं वृक्षंछित्वा तक्षणादिना काष्ठैः प्रसादमुच्चैस्तरंसंपादयति । इहतु परमेश्वर प्रेरितंजगत्सृष्टिः यतः यस्मात्वनात् यंवृक्ष मादाय द्यावा पृथिवी निष्टतक्षुः [ तक्षणेन द्यावा पृथिव्यौ निष्पादितवान् तद्वनांकिंचिन्नामस्यात् ? न किंचितादृशंसंभवतीत्यादि ॥

આ શ્રુતિમાં સ્વર્ગ અને ભૂમિસહિત આખું બ્રહ્માંડ વિશ્વકર્માએ કાષ્ટાદિ શિલ્પજન્ય પ્રાસાદના જેવુંજ નિર્માણ કર્યું હોવાનું કહ્યું છે. આ ઉપરથી શિલ્પકર્તા વિશ્વકર્મા એ સ્વર્ગભૂમ્યાદિ અનંત બ્રહ્માંડ કર્તા આદિનારાયણજ છે. આવાજ પ્રકારના અભિપ્રાયવાળું આ વિશ્વકર્મસૂક્ત છે. એમાંની ૨–૩ ઋચાઓનું [ किंस्विद्वासी० ] અને [ विश्वतश्चक्षु० ] નું ભાષ્ય અને અર્થગ્રંથના આરંભમાંજ આપેલું છે. આખું વિશ્વકર્મસૂક્ત સભાષ્ય અર્થસહિત વિસ્તારભયને લીધે ન લખતાં આ સૂક્તસ્થ વેદાર્થને અનુસરતાં સ્મૃતિવાક્યો લખું છું.

**महाभारते शांतिपर्वणि राजधर्मे भीष्मस्तवे—विश्वकर्मानमस्तेस्तुविश्वात्माविश्वसंभवः ॥ अपवर्गोसिभूतानांपंचानांपरतः स्थितः ॥**

અર્થ—ભીષ્માચાર્ય કહે છે, ' હે ભગવાન, તું સર્વ વિશ્વનો વ્યાપક અને નિર્માણકર્તા છે. તેથી તને વિશ્વકર્મા કહે છે. તું વિશ્વકર્મા સર્વ પ્રાણિમાત્રનું

* ब्रह्मोत्तरखंडमां तो प्रथम ब्रह्मदेवने पांचमुखज हता एम कह्युं छे. () प्रजापतिमनोगंधर्वइति श्रुतेः ॥

કૈવલ્યસૌખ્યરૂપ નિવાસસ્થાન હોઇ પૃથિવ્યાદિ પંચમહાભૂતોથી પર તું નિર્વિકાર અને સ્થિર પરબ્રહ્મસ્વરૂપ છે.' આ સ્મૃતિમાં તો ભગવાન વિષ્ણુ અને શિલ્પકર્તા વિશ્વકર્માનું અભેદત્વ શ્રુતિને અનુસરીનેજ વર્ણન કરેલું છે. ઈશ્વરશક્તિવિના શિલ્પકર્મ કરવાને કોઇજ સમર્થ નથી. આ બાબતમાં બીજી સ્મૃતિઃ—

## ६२ विश्वकर्माए सृष्टि केवी रीते निर्माण करी ते प्रकार.

पद्मपुराणे भूखंडे महादेवउवाच–उक्तंकृष्णस्यमाहात्म्यं वक्ष्येथोविश्वकर्मणः ॥ पुरीचयादृशीतेननिर्मितेत्यतदप्युत ॥१॥ कृष्णश्चविश्वकर्माच नभिद्येतेपरस्परम् ॥ नहिकृष्णमृतेकश्चिच्चित्रंरचयितुंक्षमः ॥२॥ यदानभूर्नखंनाग्निर्नवायुर्नापिचोदकम् ॥ तदेवएककृष्णोभून्निर्गुणोनिष्कलोदयः ॥ ३ ॥ तेनमायासहायेननिर्मितंभूतपंचकम् ॥ व्योमवायुस्तथाज्योतिरापोभूमिश्चपंचमी ॥ ४ ॥ शब्दैकगुणमाकाशंशब्दस्पर्शयुतोऽनिलः ॥ शब्दस्पर्शचरूपंचज्योतिषोमीगुणास्त्रयः ॥५॥ शब्दस्पर्शौरूपरसौचत्वारोपांगुणाःस्मृताः ॥ शब्दस्पर्शौरूपरसौगंधश्चेतिभुवोगुणाः ॥ ६ ॥ व्योमतोनिर्ममेश्रोत्रमिंद्रियं शब्दगामितत् वायोस्त्वगिंद्रियंजातं स्पर्शस्यग्रहणेक्षमं ॥७॥ रूपग्रहक्षमंचा भूज्ज्योतिषश्चक्षुरिंद्रियम् ॥ रसग्रहक्षमंतद्वदद्भ्योभूद्रसनेंद्रियम् ॥ ८ ॥ भूमेर्घ्राणेंद्रियमभूत्सर्वगंधग्रहक्षमम् ॥ सर्वेषामापभूतानांमात्राभ्यः षष्ठमिंद्रियम् ॥ ९ ॥ अंतः करणसंज्ञंतत्सर्वसाधारणंभूत् ॥ तस्यवृत्तिप्रभदास्तुमताः कार्यवशाच्छिवे ॥ १० ॥ मनोबुद्धिरहंकाराश्चत्तंचेतिचतुर्विधाः ॥ संशयोमनसो रूपं बुद्धे रूपंतुनिश्चयः ॥११॥ दर्पोऽहंकाररूपंस्याच्चित्तरूपंत्विहस्मृतिः ॥ १२ ॥ तांस्मृतिंससमाश्रित्यपूर्ववच्चैवगोचराम् ॥ मिश्रीचकारभूतानिपंचधापंचभागशः ॥ १३ ॥ स्वेतरेषांचतुर्णांहिभूतानामष्टमांशकैः ॥ चतुर्भिरर्धमर्धस्वंभूतेभूतेव्यवच्छितम् ॥ १४ ॥ पंचीकृतानिभूतानि स्थूलान्येतानिपार्वति ॥ बाह्येंद्रियैः प्रगृह्यंतेसूक्ष्मानिमनसैवहि ॥१५॥ जलेनमिश्रितामृत्स्नाकुलालेनप्रयोजिता ॥ यथाशैलेंन्द्रदुहिते योग्यास्याद्घटसृष्टये ॥१६॥ एवंपंचीकृताः खाद्याः पिंड ब्रह्मांडसृष्टये ॥ प्रभवंतिमहादेविप्रयुक्ताविश्वकर्मणा ॥ १७ ॥ विभज्यमूर्तिरूपेणतत्तद्भौमांकुरादिकम् ॥ अदृश्येनैवरूपेणाविश्वकर्मा सृजत्ययम् ॥ १८ ॥ अमूर्तेनैवरूपेण भूतानि ससृजेहरिः ॥ अस्यदृश्यानिरूपाणिसर्वेशिल्पवतांवराः ॥ १९ ॥ तानाविश्यत्वसौसर्वंचित्रंसृजन्ति पार्वति ॥ दिविभुव्यंबरिक्षेवा पातालेवापि सर्वशः ॥२०॥ गृहयंत्रंरथोभूषाप्रतिमावसनादिकम् ॥ यत्किंचिद्दृश्यतेचित्रंतत्सर्वंविश्वकर्मजम् ॥ २१ ॥

અર્થ–શંકર કહે છે 'હે પાર્વતી ! તને કૃષ્ણનું માહાત્મ્ય કહ્યું. હવે વિશ્વકર્માનું માહાત્મ્ય કહું છું તે સાંભળ. જે વિશ્વકર્માએ કૃષ્ણને માટે ઉત્તમ પ્રકારની દ્વારકા નિર્માણ કરી દીધી, તે પરમાત્મા વિશ્વકર્મા અને શ્રીકૃષ્ણની વચ્ચે ભેદ નથી ( બન્ને એકજ રૂપ છે. ) કારણ, ચિત્રવિચિત્ર ( ચમત્કારિક અદ્ભુત ) શિલ્પકર્મ ભગવચ્છક્તિસિવાય કોઇજ કરવાને સમર્થ નથી. તેથી વિશ્વકર્મા અને તેની સંતતિ પંચાલ શિલ્પી એ પ્રત્યક્ષ પંચબ્રહ્મસ્વરૂપ ભૂદેવ હોવાથી પરમપૂજ્યજ છે. જે કાળે પૃથ્વી, આકાશ, અગ્નિ, વાયુ અને ઉદક આ પાંચ મહાભૂતો પણ અસ્તિત્વમાં ન હોતાં એ કાળે એકજ કૃષ્ણ નામનો પરમાત્મા, વિશ્વકર્મા નિર્ગુણ નિરાકાર એવો હતો. આ વિશ્વકર્માએ માયાની મદદથી આકાશ, વાયુ, અગ્નિ, ઉદક અને પૃથ્વી આ પંચમહાભૂતો

નિર્માણ કર્યાં. શબ્દ આ એકજ ગુણ આકાશનો; શબ્દ અને સ્પર્શ એ બે ગુણ વાયુના, શબ્દ, સ્પર્શ અને રૂપ આ ત્રણ અગ્નિના; શબ્દ સ્પર્શ રૂપ અને રસ આ ચાર ગુણ ઉદકના. શબ્દ, સ્પર્શ રૂપ, રસ અને ગંધ આ પાંચ ગુણ પૃથ્વીના સમજવા. ત્યાર પછી એ વિશ્વકર્માએ આકાશમાંથી શબ્દ પ્રવેશને યોગ્ય એવી કર્ણેન્દ્રિય ( કાન ) ઉત્પન્ન કરી. વાયુમાંથી શબ્દ વિષય જાણનારી ત્વગિન્દ્રિય, તેજસ્ તત્ત્વમાંથી રૂપ જાણનારી નેત્રેન્દ્રિય ( નેત્ર ), ઉદકમાંથી રસ જાણનારી જીવ્હેંદ્રિય ( જીભ ), ભૂમિમાંથી વાસ ગ્રહણ કરનારી ઘ્રાણેન્દ્રિય ( નાક ) નિર્માણ કરી. પાંચેય ભૂતોના સૂક્ષ્મ અંશોમાંથી સર્વમાન્ય એવી અંતઃકરણ એવી સંજ્ઞાવાળી છઠી ઇન્દ્રિય ઉત્પન્ન કરી. એજ અંતઃકરણના કાર્યપરત્વે મન, બુદ્ધિ, અહંકાર અને ચિત્ત આવા ચાર ભેદ માનેલા છે. મનનું રૂપ સંશય, બુદ્ધિનું રૂપ નિશ્ચય, અહંકારનું રૂપ દર્પ, અને ચિત્તનું રૂપ સ્મરણ છે. આ પ્રમાણે આ ચારેય તત્ત્વો અંતઃકરણમાં છે એમ સમજવું. એજ વિશ્વકર્માએ એ ચિત્તના પ્રત્યક્ષ સ્વરૂપ જે પૂર્વ સ્મૃતિતે આશ્રયવડે પૃથિવ્યાદિ પાંચ ભૂતોના પાંચ પ્રકારના મિશ્રણો તૈયાર કર્યાં. તે આવાં:—પ્રત્યેક ભૂતનો ( તત્ત્વનો ) અર્ધો ભાગ અને બાકીના ચાર ભૂતોનો એક એક અષ્ટમાંશ, આ પ્રમાણે એકંદર પાંચ ભૂતોનું એક એક મિશ્રણ એવાં પાંચ મિશ્રણો તૈયાર કર્યાં. એનેજ પંચીકરણ કરે છે. આ પંચીકરણ માંથીજ વિશ્વકર્માએ *ચાર પ્રકારનાં સ્થૂલ શરીરો ઉત્પન્ન કર્યાં છે ( નીચેનું કોષ્ટક જુઓ. ) આ પંચીકૃત સ્થૂલ તત્વો કર્ણ, ત્વચા, નેત્ર, જિવ્હા, ઘ્રાણઃ—ઇત્યાદિ બાહેરની ઇન્દ્રિઓને માને છે. અને

| પૃથ્વી | ઉદક | તેજ | વાયુ | આકાશ | | |
|---|---|---|---|---|---|---|
| ૪/૮ | ૧/૮ | ૧/૮ | ૧/૮ | ૧/૮ | એકંદર પૃથ્વી રૂપ શરીર ૧ | આ શરીરો માણસો, પશુ, પક્ષી, કીડા, કીડી, વૃક્ષ વગેરેના જાણવાં. |
| ૧/૮ | ૧/૨ | ૧/૮ | ૧/૮ | ૧/૮ | ઉદક રૂપ શરીરો ૧ | આ શરીર વરૂણ લોકમાં કિંવા પાતાળ માં પ્રસિદ્ધ છે. |
| ૧/૮ | ૧/૮ | ૧/૨ | ૧/૮ | ૧/૮ | તેજો રૂપ શરીર ૧ | આ શરીરો સૂર્ય લોકનાં કિંવા ઇન્દ્રાદિ સર્વ દેવોના જાણવાં. |
| ૧/૮ | ૧/૮ | ૧/૮ | ૧/૨ | ૧/૮ | વાયુરૂપ શરીર ૧ | આ શરીર વાયુલોકમાં પ્રસિદ્ધ હોઇ તેને પિશાચાદિકના જાણવાં. |
| | | | | ૧ | | આ આકાશ તત્ત્વાનો શરીરરૂપ ભેદ થતોજ નથી. આ બધાં તત્ત્વો સંયોગથી રહે છે. પૃથક્ રહેતાં નથી. |

સૂક્ષ્મ તત્વો અંતઃકરણાદિક મનવડે સમજાય છે એમ માનવું. પાણીથી મિશ્રિત કરેલી મૃતિકા ( કાલ્વ, ગારો ) જેમ ઘટાદિ તૈયાર કરવાને યોગ્ય બને છે તેમ આ પંચીકરણ ગએલાં ( મિશ્રકરેલાં ) આકાશાદિ તત્ત્વો ગર્ભમાંના પિંડ અને બ્રહ્માંડ ઉત્પન્ન કરવાને યોગ્ય થાય છે. આ પ્રમાણે પંચીકરણ કરાને પંચભૂતોનો ઉપયોગ પણ વિશ્વકર્માએ કરી લીધો. અને એ નિરાકાર રૂપવડે આ પાંચ મહાભૂતો નિર્માણ કર્યાં આ પંચમહાભૂતોના મિશ્રણના પંચવિષયક અનેક વિભાગો પાડીને જુદા જુદા પ્રકારના ગર્ભ ૦ વિશ્વકર્મા પોતેજ અદ્રશ્ય રૂપે નિર્માણ કરે છે. આ પૃથ્વી પરના શિલ્પી શ્રેષ્ઠ ( પંચાલ બ્રાહ્મણ ) એ સે વિશ્વકર્માના *દ્રશ્ય રૂપો છે. હે પાર્વતી, આ વિશ્વકર્મા, એ પંચાલ શિલ્પી શ્રેષ્ટોના દેહમાં

* आकाशानें नित्य व्यापकत्व अने एकत्व छे. तेथी आकाशमाय मिश्रणनो शरीररूप भेद थतो नथी. तेथी पंचभूतमांथी चारज स्थूल देह उत्पन्न कर्या.

० आ स्मृति–अद्भ्यः संभूतः पृथिव्यै रसाच्च विश्वकर्मणः समवर्तताधि तस्य त्वष्टा विदधद्रूपमेति ॥ आ श्रुतिनो अर्थने अनुसरती छे.

* आ स्मृति–तस्य धीराः परिजानंति योनिं मरीचीनां पदमिच्छंति वेधसः ॥ आ श्रुतिने अनुलक्षीने छे.

પ્રવેશ કરીને નાના પ્રકારના ચિત્રવિચિત્ર પદાર્થ ઉત્પન્ન કરે છે. સ્વર્ગમાં, પૃથ્વી ઉપર આકાશમાં અને પાતાળમાં ગૃહ, યંત્ર, રથ, મૂર્તિ, અલંકાર વગેરે જે જે કંઇ વિચિત્ર પદાર્થ નજરે પડે છે, તે તે બધા વિશ્વકર્માએજ બનાવેલા છે. આ પ્રમાણે સકલ શિલ્પાધિપતિ વિશ્વકર્મા પોતે સર્વેશ્વર છે એ બાબતનું વર્ણન કર્યું.

## ૬૩ વિશ્વકર્મા એ પરશિવ મહાન ઋષિ છે.

એ પ્રમાણેજ તે વિશ્વકર્મા વેદ, યજ્ઞક્રિયા તથા બ્રાહ્મણોનો એ ઉત્પન્નકર્તા અને તપોરાશી તેમજ સર્વજ્ઞ હોવાથી તેને મહર્ષી, બ્રહ્મર્ષી એવી સંજ્ઞા છે. આ બાબતમાં શ્રુતિ. યજુર્વેદ અષ્ટક ૪ પન્ન ૩ અનુ. ૨ ૫ ૩ "शाक्र रैवताभ्यांविश्वकर्म ऋषिः' આ શ્રુતિઉપરથી અને યજુ. અ. ૫ ૫. ૨ અ. ૧૦ ૫. ૫.

**याःप्राचीस्ताभिर्वसिष्ठ आध्नोद्याद्दक्षिणात्ताभिर्भरद्वाजोयाः प्रतीचीस्ताभिर्विश्वामित्रो याउदीचीस्ताभिर्जमदग्नियांऊर्ध्वास्ताभिर्विश्वकर्मा**

આ શ્રુતિઉપરથી વિશ્વકર્મા મહાન ઋષિ છે. વળી વિશ્વકર્મા પરશિવ મહાન્ ઋષિ છે એ સંબંધનું પ્રમાણ:—

तैत्तिरीयैतरेयश्वेताश्वतरोपनिषत्त्रये-योदेवानां प्रथमंपुरस्ताद्विश्वाधिपोरुद्रोमहर्षिः ॥ हिरण्यगर्भंपश्यतजायमानं सनोदेवःशुभयास्मृत्यासंयुनक्तु ॥ ज्ञात्वाशिवंसर्वभूतेषुगूढं विश्वस्यैकं परिवेष्टितारं ॥ ज्ञात्वादेवंमुच्यतेसर्वपाशैरेषदेवोविश्वकर्मामहात्मा ॥

આ શ્રુતિઉપરથી વિશ્વકર્મા એ જગદીશ્વર, મહાન ઋષિ, સદાશિવ મૂર્તિ છે.

## ૬૪ વિશ્વકર્મ સ્વરૂપનું વિશેષ વર્ણન.

पद्मपुराणे भूखंडे स्कं० वि० ॥ शिवउवाच ॥ चिन्तयेद्विश्वकर्माणंशिवपटतरोरधः ॥ दिव्यसिंहासनासीनंमुनिवृंदनिषेवितम् ॥ २१ ॥ उपास्यमानममरैः स्तूयमानं महर्षिभिः ॥ पंचवक्त्रंदशभुजं ब्रह्मचारिव्रतेस्थितम् ॥ २२ ॥ लक्ष्मीसरस्वतीभ्यांच संक्षालितपदद्वयम् ॥ वक्षस्थलेचाबिभ्राणंब्रह्मविद्यामुमांतनुम् ॥ २३ ॥ हारकेयूरकटक कुंडलाद्यैःसुशोभितम् ॥ मस्मागरागंदेवेशंवरसुस्मिताननम् ॥ ५४ ॥ कुद्दालंकरणी वास्यमक्षियंत्रकमंडलुम् ॥ बिभ्राणंदक्षिणैर्हस्तैरन्यैरेह क्रमात्प्रभु ॥ २५ ॥ मेरुटंकस्वनं भूषांवर्णिदचद्धनःकरैः ॥ अवरोहक्रमणैव वामैर्वामविलोचने ॥ ५६ ॥ एवंध्यायेन्महादेवंविश्वकर्माणमव्ययम्॥

અર્થ—શંકર કહે છે હે પાર્વતી! વડના વૃક્ષની નીચે વિશ્વકર્મમૂર્તિનું ધ્યાન કરવું તે આવું—તે દિવ્ય સિંહાસન પર બેઠેલા છે અને જેના આસપાસ મન્વાદિ પાંચ અને સાનગાદિ પાંચ એમ દસ મુનીશ્વર ધ્યાનસ્થ બેઠેલા છે. એક બાજુએ બધા દેવ સેવા કરે છે, બીજી બાજુએ કશ્યપાદિ સર્વ સમર્ષી સ્તવન કરે છે. જેને પાંચ મુખ ને દસ હાથ હોઇ જે બ્રહ્મચારી દીક્ષાને ધારણ કરેલ છે, લક્ષ્મી અને સરસ્વતી એ ઉભય જેનું પાદપ્રક્ષાલન કરે છે અને જેના હૃદયમાં મૂર્તિમંત બ્રહ્મવિદ્યા છે, ગળામાં નાનાપ્રકારના દિવ્યરત્નોના તેમજ પુષ્પોના હાર, બાહુદંડમાં બાહુભૂષણો (કીર્તિમુખ-પંચીઓ વગેરે) હાથમાં કડાં, કાનમાં દેદીપ્યમાન સોનાનાં કુંડલો વગેરે સર્વ અલંકારોથી સુશોભિત

એવી મૂર્તિ, આ અંગે ભસ્મલેપ, વસ્ત્ર અને મંદસ્મિત મુખે, ચડતા ક્રમપ્રમાણે જમણા પાંચ હાથમાં કાકણો, પદ્મ, તામ્બુલ, ઘટિકાપાત્ર, સુવર્ણકમંડલ, આ પાંચ આયુધો ધારણ કરેલાં, અને ડાબા પાંચ હાથમાં કરવત, હથોડો, સાણસો, અલંકાર, અગ્નિકુંડ આ પાંચ, એમ દસ આયુધ ધારણ કરેલાં છે. ( કેટલાક ગ્રંથોમાં આને બદલે ઢાલ, ખડ્ગ, ત્રિશૂળ, ચક્ર, કપાલ ઇત્યાદિ આયુધો પણ હોવાનું વર્ણન છે.) એવી વિશ્વકર્માની અવિનાશી મૂર્તિનું હે પાર્વતી ધ્યાન કરવું.

## ६५ विश्वकर्माना मुखमांथी थएला पौरुषेय ब्राह्मणोनुं वर्णन.

શંકા—વિશ્વકર્મા એ પ્રતિશિવ એટલે વિશ્વેશ્વર છે. એ બાબત ધ્યાનમાં આવ્યું. પરન્તુ પૂર્વોક્ત 'मार्गाश्रीना पद०' આ શ્રુતિઉપરથી વાસ્તુપ્રમુખ યજ્ઞાદિ કર્મોમાં બ્રાહ્મણોનએ વિશ્વકર્મસંતતીય શિલ્પી પૂજ્ય છે એમ જણાવ્યું છે અને બ્રાહ્મણના કરતાં શ્રેષ્ઠ જાતિ બીજી કોઈજ નથી. વારૂ, વિશ્વકર્મસંતતીય શિલ્પીનેજ જો બ્રાહ્મણ કહીયે તો [ विश्वकर्मा नोविहाय ब्राह्मण नेऽपू० ] આ પૂર્વે આપેલા ભાષ્યઉપરથી જો કે શિલ્પીને અગ્રપૂજ્યત્વ છે તો પણ બ્રાહ્મણ-વગળા અને શિલ્પી પણ વેગળા હોય એમ જણાય છે. તો પંચાલ શિલ્પીના બ્રાહ્મણમાં વિશેષ તે શું?

ઉત્તર:—વિશ્વકર્મસંતતીઓને ઈતર કે શિલ્પી કહ્યા છે તો પણ મુખ્યત્વેકરીને જાતિવાચક જે બ્રાહ્મણશબ્દ તે તેમનેજ લાગુ છે. કારણ, તેમની ઉત્પત્તિ મુખમાંથી છે. વિશ્વકર્માના પાંચ મુખોને પ [illegible] કહેલા છે. અને તે પાંચ મુખો પ્રણવ ( ૐકાર ) સ્વરૂપજ છે. એને પ્રમાણ—

पद्मपुराण कपिलगीताध्याय २—ओंमत्येकं परंब्रह्म सर्वतत्वानुग्राहकम् ॥ आब्रह्मस्तंबपर्यंतं सर्वानुग्रहकारकम् ॥ ३० ॥ प्रथमंतारकाकारंद्वितीयंदंडमुच्यते ॥ तृतीयं कुंडलाकारंचतुर्थमर्धचंद्रकम् ॥ पंचमं बिंदुमत्युक्तप्रणवंब्रह्मपंचकम् ॥ ३२ ॥

આ વચન ઉપરથી ૐકાર એ પરબ્રહ્મરૂપ છે. તે પરબ્રહ્મ જગતને નિર્માણ કરવા સારૂ પોતેજ પંચબ્રહ્મરૂપ થયા. તે પાંચ રૂપો—૧લું તારકાકાર બ્રહ્મ (૩), બીજું દંડકાકાર બ્રહ્મ (–) ત્રીજું કુંડલાકાર બ્રહ્મ (૦). ચોથું અર્ધ ચન્દ્રાકાર બ્રહ્મ (◡), પાંચમું બિન્દુરૂપ બ્રહ્મ (.) આ પાંચ બ્રહ્મો મળીને એકાક્ષર પ્રણવ ( ૐકાર )

સ્પષ્ટ ઉદાહરણ—
આ પંચાકૃતીનું વર્ણન શિલ્પશાસ્ત્રમાં સવિસ્તર છે.

બિન્દુ
અર્ધચંદ્ર
તારક ૐ કુંડલ
દંડ

આ પ્રણવાત્મક પંચબ્રહ્મમાંથી પંચમુખો, પંચવેદ, પંચદિશા, ૫ દેવ, ૫ ભૂતો, ૫ સ્થાનો, પંચમાત્રા, ૫ વાચા, ૫ શૂન્યો, ૫ અવસ્થા, ૫ દેહ, ૫ ગુણ, ૫ પદ્મો, ૫ ક્રિયા, ૫ ખુણા ઇત્યાદિ અનેક પ્રકારના પંચકો નિર્માણ થયા છે. અસ્તુ. વિશ્વકર્માના ૫ મુખો પ્રણવાત્મક એટલે પંચબ્રહ્મના સ્વરૂપો છે એને પ્રમાણ—

पद्मपुराण कपिलगीता अध्याय २ श्लोक ७४-७५ ॥ तारकसद्योजातायवामदेवायदंडकम् ॥ कुंडलयंतत्पुरुषमीशानचार्धचन्द्रकम् ॥ अघोरश्चबिंदुमिति प्रणव पंचात्मकः ॥

અર્થ:—તારકાત્મક સદ્યોજાત મુખબ્રહ્મ, દંડાત્મક વામદેવમુખબ્રહ્મ, કુંડલાત્મક તત્પુરૂષ મુખબ્રહ્મ, બિન્દુરૂપ [illegible] મુખબ્રહ્મ, અર્ધચન્દ્રાત્મક ઇશાન મુખબ્રહ્મ, એ પ્રમાણે વિશ્વકર્માના પ્રણવાત્મક પંચમુખો.એ પંચબ્રહ્મ કહ્યા છે. [illegible]

वीरशैवचंद्रिकायां पंचब्रह्ममंत्र-अग्ण प्रश्न १० । अ० १७-२१ पंचब्रह्म १ ऋक्। सद्योजातंप्रपद्यामि०–भवोद्भावयनमः ॥ सद्योजातमुखब्रह्म पूर्वे दिक्. २ ऋक् । वामदेवायनमोज्येष्ठ०–मनोन्मनायनमः ॥ वामदेवमुखब्रह्म । दक्षिणदिक्. ३ ऋक् । अघोरेभ्योथघोरे०–अस्तुरुद्ररूपेभ्यः अघोरमुखब्रह्म । पश्चिमदिक् ४ ऋक । तत्पुरुषायविद्महे०—-तन्नोरुद्रःप्रचोदयात् तत्पुरुषमुखब्रह्म । उत्तरदिक् । ऋक् । ईशानः सर्वविद्या०—-मेअस्तुसदाशिवों ॥ ईशानमुखब्रह्म । उर्ध्वदिक ॥

वसिष्ठपुराण कांड ३ अध्याय ६ पृथु वसिष्ट सवादे ॥ विश्वकर्मापरब्रह्म जगदाधारसूत्रकः ॥ तन्मुखानितु वै पच पंचब्रह्मेत्युदाह्रतम् ॥ १ ॥

આ ઉપરથી અખિલ જગતનો આધાર જે વિશ્વકર્મા તેજ પરબ્રહ્મ છે. અને તેના પાંચ મુખને પાંચ બ્રહ્મ જાણવાં. હવે બ્રાહ્મણ શબ્દનો વિચાર કરતાં એવું સ્પષ્ટ દેખાય છે કે, બ્રહ્મ શબ્દમાંથી બ્રાહ્મણ શબ્દ બન્યો છે. એ બ્રાહ્મણ શબ્દનો વેદપ્રણીત મુખ્યાર્થ બ્રહ્મ એટલે ઈશ્વરનું મુખ, અર્થાત્ મુખમાંથી થએલા તે બ્રાહ્મણ. આ મુખશબ્દના અર્થની બાબતમાં થએલો બ્રાહ્મણશબ્દ જાતિવાચક છે. આ ‡ જાતિવાચક બ્રાહ્મણ શબ્દ વિશ્વબ્રહ્મવંશસ્થ શિલ્પીનેજ લાગુ પડે છે. જાતિ એટલે વર્ણ. તે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એવા ચાર છે. આ ચાર વર્ણની ઉત્પત્તિનાં સ્થાનો. ઈશ્વરનું મુખ, બાહુ, જાનુ અને પાય એવા અનુક્રમપ્રમાણેજ ચાર માનવાં. એને પ્રમાણ શ્રુતિઃ—" ઋગ્વેદ અ. ૮. અ. ૨. ને ૧૮ ब्राह्मणोस्यमुखमासीत्० ઈત્યાદિ છે અસ્તુ. બ્રાહ્મણવર્ણ ઈશ્વરના મુખમાંથી થયો છે એવો આ શ્રુતિનો અર્થ છે.

શંકા—ब्राह्मणो० આ ઋચામાં મુખ્ય શબ્દ પ્રથમામાં હોવા છતાં. 'મુખમાંથી' આવો અર્થ કરવાને પ્રમાણ શું ?

ઉત્તરઃ—એજ શ્રુતિનું પ્રમાણ—" भाष्य-अस्य प्रजापतेर्ब्राह्मणो ब्राह्मणत्व जातिविशिष्टः पुरुषोमुखमासीत मुखा‌दुत्पन्न इत्यर्थः ॥" આ પ્રજાપતિ આદિબ્રહ્મ વિશ્વકર્માના * મુખમાંથી બ્રાહ્મણત્વ જાતિ વિશિષ્ટ પુરૂષ ( સર્વ બ્રાહ્મણ જાતિપૈકી એક વિશેષ ભેદનો સમુદાયરૂપ પુરૂષ ) ઉત્પન્ન થયો બીજું પ્રમાણઃ—

भागवत द्वितीयस्कंध अध्याय ५ पुरुषसूक्तार्थ, ब्रह्माउवाच–पुरुषस्यमुखात्ब्रह्म क्षत्रमेतस्यबाहुतः ॥ ऊर्वोर्वैश्योऽभवत्पाथपद्भ्यां शूद्रोभ्यजायत ॥

આમાં સર્વેશ્વર વિશ્વકર્માની નાભિમાંથી થએલા બ્રહ્મદેવે નારદને કહ્યું " વિશ્વકર્માના મુખમાંથી બ્રાહ્મણ, બાહુમાંથી ક્ષત્રિય, જાનુમાંથી વૈશ્ય, અને પગમાંથી શૂદ્ર આવા ચાર વર્ણ થયા.

શંકાઃ—પરંતુ પૂર્વોક્ત " ब्राह्मणो० " આ શ્રુતિમાં બ્રાહ્મણની ઉત્પતિને એકજ મુખ હોવાનો બોધ થાય છે. અને તમે પાંચ મુખ કહો છો તે. કેમ ? સિવાય, વિશ્વકર્મા એ વિશ્વતોમુખ અનંતમુખીજ છે, તો પછી તેના પાંચ મુખજ શાસારૂ માનવા ?

---

‡ विशेषारव्यं ब्राम्हणमिति श्रुति पुरुषसूक्तेप्युक्तं ॥ ब्राम्हणोस्य मुखमासीत् ॥ इति श्रुतौ एकयोनि प्रसूतस्य पुंसामेकस्यैव ॥ ब्रह्मसूची उपनिषद्.

* ब्राम्हणानां कुलं द्वेधापूर्वं विरचितं सुरैः ॥ आर्षेयं पौरुषेयंच कर्म जन्मविशेषतः ॥ आर्षेयंतु वसिष्ठादित्यमुनिम्मुनिसत्तम ॥ यद्विश्वकर्मणश्चास्य पुरुषस्य मुखोद्भवं ॥ पौरु[illegible]तं पंचमीयं महत्कुलं ॥ स्कांदेनागरखंडे पंचमाध्याये

ઉત્તર—વિશ્વકર્માને એકજ મુખ હોવાનું જે વર્ણન કર્યું છે, તેનો સમાહાર દ્વંદ્વ સમાસ કરવાથી પાંચ મુખનો કિંવા અનંત મુખોનો પણ બોધ થાય છે. તેવીજ રીતે 'ब्राह्मणोऽस्य०' આ શ્રુતિથી એકજ બ્રાહ્મણ થયો એમ સમજવાનું નથી પણ આખો બ્રાહ્મણવર્ણજ ઉત્પન્ન થયો એમ માનવું. આ બાબતમાં સાયણાચાર્યનું ભાષ્ય જુઓ એટલે સમજાશે. હવે વિશ્વકર્માને વિશ્વત: મુખો છે તો પણ વિશ્વત: એટલે સર્વ બાજુ અર્થાત ચારે તરફ એટલે પૂર્વ દક્ષિણ, પશ્ચિમ, ઉત્તર એ ચારે દિશાને મુખ છે. તે વિશ્વતોમુખ (વિશ્વકર્મા) છે. આથી વિશ્વકર્માને અનંત મુખો છે તથાપિ તેનો પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ, ઉત્તર અને ઉર્ધ્વ આ પાંચ દિશાભિમુખમાજ સમાવેશ થાય છે. તેથી પાંચ દિશાએજ વિશ્વકર્માના અનંત મુખાત્મક મુખ્ય પ્રધાન સદ્યોજાતાદિ પાંચ મુખો સમજવા. આનો અભિપ્રાય એ કે અભિધાનરૂપ એક મુખમાંજ દિશાપરત્વે પાંચ મુખો છે. અને એ પાંચમુખોના અંતર્ગત અનંત મુખો છે એમ સમજવું. આ પાંચ મુખોની પાંચ દિશા.

वसिष्ठपुराणकांड ३ अ—६ पृथुर्यामिष्ठ मन्त्रादोक्ति ॥ तत्प्रधान मुखपूर्वमद्यो जातविचक्षणम ॥ याम्याद्द्वितीयवदनवामदेवमनातनम् ॥ तत प्रतीचीवदनमघोरमीत-कथ्यते ॥ ११ ॥ तदुदीची मुखनामत पुरुषमितीरितम् ॥ ओंकारपंचमचो र्वमीशान वदनस्मृतम् ॥ १२ ॥

અર્થ—સદ્યોજાત મુખ પ્રાચી દિશા: વામદેવમુખ દક્ષિણ દિશા, અઘોર મુખ પશ્ચિમ દિશા, તત્પુરૂષ મુખ ઉદીચી દિશા અને ઈશાન્યમુખ ઉર્ધ્વ દિશા આ પ્રમાણે પંચમુખ બ્રાહ્મણોની પાંચ દિશા છે.

## ६६ सानगादि पंचब्रह्मर्षिनु तथा तेमणे करेला चयन यज्ञकुंडनु वर्णन.

य. ८।३।२।१-रविश्वकर्मऋषिः-प्रजापतिगृहीतयात्वयावाचं-
गृण्हामिप्रजाभ्यः प्राचीदिशांवसंतऋतूनामग्निर्देवताब्रह्मद्र-
विणंत्रिवृत्स्तोमः सउपंचदशवर्तनिस्त्र्यविर्वयः कृतमयानांपु-
रोवातोवातः सानगऋषिः ॥ १ ॥ दक्षिणादिशांग्रीष्मऋतू-
नामिंद्रोदेवताक्षत्रंद्रविणंपंचदशस्तोमः—सउसप्तदशवर्तनि-
र्दित्यवाड्वयस्त्रेतायानांदक्षिणाद्वातोवातःसनातनऋषिः ॥२॥
प्रतीचीदिशांवर्षाऋतूनांविश्वेदेवादेवताविट्द्रविणंसप्तदश
स्तोमः सउवेकविंशवर्तनिस्त्रिवत्सोवयोद्वापरोयानांपश्चाद्वा-
तोवातोहभूनऋषिः ॥ ३ ॥ उदीचीदिशांशरदृतूनांमित्राव-
रुणौदेवतापुष्टंद्रविणमेकविंशस्तोमः सउत्रिणववर्तनिस्तु-
र्यवाड्वय आस्कंदोयानामुत्तराद्वातोवातः प्रत्नऋषिः ॥ ४ ॥
उर्ध्वादिशांहेमंतशिशिरावृतूनांबृहस्पतिर्देवतावर्चोद्रविणंत्रि-
णवस्तोमः सउत्रयस्त्रिंशवर्तनिः पष्ठवाड्वयोभिभूर्यानांविश्व

**ग्वातोवार्तःसुपर्णऋषिः ॥ पितरः पितामहाःपरेवरेतेनः पान्तु ते नोवंत्वस्मिन्ब्रह्मन्नस्मिन् क्षत्रेस्यामाशिष्यस्यां पुरोधायामस्मिन्कर्मन्नस्यादेवहूत्यां ॥२॥ विद्पंष्टवाद्ययोविंशतिश्च ॥ ३ ॥**

भाष्यं—मध्यमदेशे उपधयानामिष्टकानामंत्रमाह – इयमुपरि० ॥ अथप्राचीदिशामिति ॥ हेइष्टके, दिशामध्ये या प्राची सात्वमसि । ऋतूनामध्ये यो वसतः तद्रूपासि । देवतानामध्ये योऽग्ने । तद्रूपासि । स्वकीयत्वेन संपादनीयाना ब्राह्मणानामध्ये विशिष्ठ ब्राह्मणरूपं यद्ब्रह्म तद्रूपात्वमसि । स्तोमानामध्ये त्रिवृन्नामको यः स्तोम, तद्रूपात्वमसि सउ । सोऽपित्रिवृत्स्तोमः । पंचदशवर्तनिः । पंचदशस्तोमस्य प्रवर्तकः । बहिष्पवमानस्तोत्रेत्रिवृत्स्तोमप्रवृत्तो तस्मात्तदूर्ध्वमाविष्णु आज्यस्तोत्रेषु पंचदशस्तोमाःप्रवर्तते तत्प्रवर्तनशक्तिरूपात्वमसि । वयसामध्ये सार्धसंवत्सररूपं यद्वयः तद्रूपात्वमसि । त्र्यविः शब्दः सार्धसंवत्सरमुपलक्षयति । तथाहि । अविजातौ । प्रायेणगर्भधारणमारभ्य षष्ठेमासयेव शिशुर्जायते । त्रिसंख्याका अविजन्मकाला यस्यवयसः । तद्वयः । त्र्यविशब्देनोच्यते । अया-नामध्ये यत्कृतयुग तद्रूपात्वमसि । वायूनामध्ये पुरोवाताख्योयोवायुः तद्रूपात्वमसि ॥ ऋषीणामध्येयः सानगाख्याऋषिः । तद्रूपात्वमसि ॥

આ પ્રમાણે આગળ પણ ભાષ્ય છે. વિસ્તારભયને લીધે અત્રે તેનુ દિગ્દર્શન માત્ર કર્યું છે.

ભાવાર્થ:—પ્રાસાદ, ચયનયજ્ઞના પક્ષ્યાકૃતિ યજ્ઞકુંડમાં અથવા સર્વ પ્રકારની યજ્ઞ-ભૂમિ–પાણી લાગે ત્યાં સુધી ભૂમિને ખોદીને એને તળીયેથી સમંત્રવિધી ઈંટોવડે બાંધી કાઢવી પડે છે. આ વિધાનને 'ઇષ્ટકોપધાન' કહે છે. પૂર્વોક્ત શ્રુતિમાં ચયન-યજ્ઞકુંડ પક્ષ્યાકૃતિ યજ્ઞકુંડ ઇષ્ટકોપધાન સમંત્રક સવિધિ છે. જેમ પ્રાસાદાદિક તેમજ શિખરો વગેરેનું ઇષ્ટકોપધાન કુશલ શિલ્પીબ્રાહ્મણ સિવાય કરી શકાતુ નથી, તેવીજ રીતે ચયનાદિ યજ્ઞના કુંડો અને ભૂમિપણ કુશલ શિલ્પી બ્રાહ્મણશિવાય કરી શકાતી નથી. આથી પૂર્વે વસિષ્ઠાદિ મોટામોટા ઋષિઓગુદ્ધાં પ્રાસાદાદિ સર્વ પ્રકારના શિલ્પમાં મહા કુશલ હતા 'अयं पुरो. सत्र०' આ શ્રુતિથી વસિષ્ઠ ભરદ્વાજ, વિશ્વામિત્ર અને જમદગ્નિ આ મહર્ષિઓ અનુક્રમે પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ, ઉત્તર આ ચારે બાજુઓના ચયનયજ્ઞના પ્રાણભૂત સંજ્ઞક ઇષ્ટકોપધાન કર્તા છે. પરંતુ ચયનપ્રાસાદાદિ સર્વ શિલ્પા-ધીશ્વર મહામેધાવી વિશ્વકર્મા પ્રજાપતિ છે, તેથી 'विश्वकर्मात्वा' આ શ્રુતિવડે ઉર્ધ્વ દિશાને ઠેકાણે ( અગ્નિસ્થાપનાના મધ્યદેશમાં ઇષ્ટકોપધાનરચના કરનારો વિશ્વકર્મા છે એટલુજ નહીં પણ મુળ ઇષ્ટકા ( ઇંટ ) નિર્માણ કરવી એ કર્તવ્યકર્મ ( विश्वकर्मा ते ऋषिः ॥ माज्याम् हे इष्टका विश्वकर्मा एव तव ऋषिः યજુ, અ. ४।३।४।३ ) આ શ્રુતિ-થી વિશ્વકર્માનુંજ છે. બીજાઓનું નથી ( અર્થાત વિશ્વકર્મા સંતતીનુંજ છે એમ સ-મજવુ. ) બીજું પ્રમાણ—અગ્નિપુરાણ અધ્યાય ૪૧ ઇષ્ટકાસ્થાપનમંત્ર—"अद्यमंत्राक्षते-पूर्णेपुनरंगिरसः सुते ॥ इष्टकेत्वंप्रयच्छेष्टंप्रतिष्ठांकारयाम्यहम् ॥" આમાં ઇષ્ટકાઅંગિરા ઋષિની કન્યકા છે એમજ કહ્યું છે. અર્થાત અથર્વણ અંગિરસ બૃહસ્પતિ વિશ્વકર્માજ તેનો કર્તા છે. ઇષ્ટકાનું પ્રમાણ—

---

१ स्तोमलक्षणं सामवेद मध्ये सूक्तत्रय पठितानां नवानामृचांगानं त्रिभिःपर्यायैःकर्तव्यम् । तत्र प्रथमपर्याये त्रिषुसूक्तेषु आद्याऋचः । द्वितीये पर्याये प्रथमाः । तृतीये पर्याये चोत्तमाः । तिस्रःइति सूर्यायां,चर्म । हिंकरोतिगायत्रीत्यर्थः । सोऽयमेतत्प्रकारोपेता गीतिस्त्रिवृत् स्तोमस्य-विष्टुति ( स्तुतिप्रकारविशेषः )

" इष्टकास्तु कीः स्युर्द्वादशांगुलसंमिता। ॥ सुविस्तारस्त्रिभागेनवैपुल्येनसम-न्विता। ॥ ३ ॥ करप्रमाणाः स्युःस्याद्विस्तारस्तथाशिलामये ॥ श्रीसूक्तेरचनतथाशिलाः संस्थाःपराह्वका। ॥ शाकर्थे विमलाद्यास्तुष्टकानांतुदेवता: ॥ " પ્રાસાદને માટે કિંવા કુંડને માટે પાકી ઈંટો ૧૨ આંગલ પહોળી, ૧ હાથ લાંબી, ૮ આંગળ જાડી, એમ ચતુષ્કોણ ઈંટો કિંવા શિલા વિશ્વબ્રાહ્મણોએ અથર્વણ વેદોકત શ્રીસૂકત પઠણ કરતાં કુંડના કિંવા પ્રાસાદના ઇષ્ટકોની કિંવા શિલાની રચના કરવી. પંચાલ શિલ્પી-હસ્તનિર્મિત ઈષ્ટકોને વિષે વિમલાદિ આઠ દેવતાઓ વાસ કરે છે. અસ્તુ 'प्राचीदिशा०' આ શ્રુતિનો અભિપ્રાય ચયનયજ્ઞકુંડની (અપાનભૂત) સંજ્ઞક પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ, ઉત્તર અને ઉર્ધ્વ (અગ્નિસ્થાપનાનો મધ્ય પ્રદેશ) એ પાંચ દિશાઓની યજ્ઞભૂમિ અનુક્રમે સાનગ, સનાતન, અહભૂન, પ્રત્ન અને સુપર્ણ ઋષિએ પાંચ ગોત્રજ વિશ્વકર્મસંતતીય બ્રાહ્મણોએ કિંવા સર્વ બ્રાહ્મણોએ ઈષ્ટકાથી બાંધવી. તેનો ક્રમ "दशदशोपदधाति०. यजु०—૧૩।૧૦" આ શ્રુતિથી પૂર્વોકત શ્રુતિમાંના प्राचीदिशां १। वसंतर्तूनां २। आग्नि-र्देवता ३। ब्रह्मद्रविणं ४। त्रिवृत्स्तोमः ५। सउरंथवशवर्तानः ६। त्र्यविर्वयः ७। कृतमयना ८। पुरोवातोवातः ९। सानगऋषिः १०। या १०।१० મંત્રોથી ૧૦।૧૦ ઈંટોનો એક થર એ પ્રમાણે પ્રત્યેક થર સહિત બેસાડીને અને આ (हिरण्येष्टकाउपदधाति० यजु० अ० ५।७।६।२—३) શ્રુતિ ઉપરથી અને (हिरण्यशकलानिधाय) આ બૌધાયન સૂત્રોકત ચયનપ્રયોગોકત વાક્યઉપરથી એ દરેક ૧૦ દશેષ્ટક થરને એક એક સુવર્ણેષ્ટકા કિંવા ઇષ્ટકાકૃતિ સુવર્ણનો ચોરસ તુકડો જડીને સાનગ ગોત્રી વિશ્વકર્મસંતતીય શિલ્પએ પૂર્વતરફથી યજ્ઞભૂમિની ફરસબંધી કુંડની મેખલાસહિત કરવી. એજપ્રમાણે બાકી રહેલી " दक्षिणादिशां० । प्रतीचीदिशां० । उदीचीदिशां० । ऊर्ध्वादिशां० " શ્રુતિમાંના આ ૧૦-૧૦ મંત્રોથી સનાતન, અહભૂન, પ્રત્ન અને સુપર્ણ ઋષિના ગોત્રજ પંચાલ-બ્રાહ્મણોએ અનુક્રમે બાકીની દક્ષિણ, પશ્ચિમ, ઉત્તર અને ઉર્ધ્વ મધ્યદેશ આ દિશાઓની યજ્ઞભૂમિ કુંડસહિત ઈંટોથી બાંધવી. આ પક્ષ્યાકૃતિ ચયનયજ્ઞકુંડનો સમંત્રક સવિધિ ઇષ્ટકોપધાન પ્રયોગ કારિકાસહ બૌધાયન સૂત્રમાં સવિસ્તર છે તે વાચકોએ જોવો. વિસ્તારભયથી અહીં લખતો નથી. અસ્તુ. ચયનયજ્ઞકુંડ પ્રયોગમાં પૂર્વાદિ પંચદિશાના અપાનભૂત સંજ્ઞક ઇષ્ટકોપધાન મંત્રના સાનગાદિ પાંચ બ્રહ્મર્ષિ હોવાનું કારણ એ છે કે આ ઋષિઓ આદિ પ્રજાપતિના—ઈશ્વરના—પંચમુખમાંથી ઉત્પન્ન થયેલા છે. તે આ પ્રમાણે:—અઘોજાતનામક પૂર્વમુખમાંથી સાનગ ઋષિ, વામદેવાખ્ય દક્ષિણ મુખમાંથી સનાતનઋષિ, અઘોર નામક પશ્ચિમ મુખમાંથી અહભૂનઋષિ, તત્પુરૂષાખ્ય ઉત્તરમુખમાંથી પ્રત્નઋષિ, ઇશાનાખ્ય ઉર્ધ્વમુખમાથી સુપર્ણઋષિ, આ પ્રમાણે પંચ બ્રાહ્મણ ઉત્પન્ન થયા. એનું વળી બીજું પ્રમાણ—

वसिष्ठपुराण कां० ३ अ० ६ शौनकप्रश्नं शौनक उवाच ॥ तन्मुखेषुयथाजाता
सानगाद्यामहर्षयः ॥ तत्प्रसंगकथलोकेवर्तमानेचरातिते ॥ १२ ॥ वसिष्ठउवाच ॥
सुपर्णःसानगश्चैवसनातनश्चतिस्मृतः ॥ गुरुश्रेष्ठोहभूनश्चप्रत्नो धात्रीसुरक्षक ॥ १३ ॥
विश्वकर्ममुखोद्भूता ब्राह्मणाःपंचकीर्तिताः ॥ सद्योजातमुखेजातःसानगोविश्वकर्मण ॥
वामदेवमुखेजातोब्रह्मर्षिस्तुसनातनः ॥ अघोरमुखमजातोऽहभूनोविश्वकर्मणः ॥ त
त्पुरुषमुखेजातःप्रत्नोसौविश्वकर्मणः ॥ तस्येशानमुखेजातःसुपर्णोविश्वकर्मण. ॥ १५ ॥

આમાં વસિષ્ઠ ઋષિ પૃથુરાજાને અને શૌનકઋષિને વિશ્વકર્માના કુળનું વર્ણન—કથન કરે છે, સાનગાદિ પાંચ બ્રાહ્મણો વિશ્વકર્માનાં મુખમાથી ઉત્પન્ન થયા સદ્યોજાત મુખમાંથી સાનગ ઇત્યાદિ પૂર્વોકિત પ્રમાણે ક્રમ સમજી લેવો.

## ६७ पंच विश्वकर्मपुत्र मनुमयादि देवताओंकी उत्पति और इनके काम।

वैत्तिरीय श्रुति पचब्रह्मोपनिषद्वाक्य-सोमः यस्माद्विश्वं समर्मा क्रियते ॥ समो विश्वकर्मापातु। विश्वस्रष्टाविश्वभर्ताविश्वशासकः ॥ आवानाभुवनानांनिवासानांकिन्नराणांच पुराणश्च जीमूतवर्षकः ॥ त्रातानुमाता पुरुषः परः। विराड्विश्वकर्मास्वराड्विश्वकर्मासंराड्विश्वकर्मा। ब्रह्माविष्णुरुद्रशतमखादयोदेवाजायते ॥ विश्वेदेवाश्चमनवः पितरोगंधर्वाइमेसर्वेलोकाश्चातिविश्वकर्मणः ॥ व्योमान्मारुतः। मारुताद्वैश्वानरः ॥ वैश्वानराज्जलम ॥ जलाद्भूमिः ॥ भूम्या ओषधयः। ओषधीभ्योबीजानि ॥ बीजेभ्योविलसस्यानि। सस्याद्भूयधान्यम् धान्येभ्योऽन्नंभवति ॥ अन्नादेवरसः ॥ तद्रसनजतूनांसर्वेषां रेत शुक्रशोणितरूपमेवाह॥ तस्मात्त्रिशः समुत्पन्नाः। समस्तान् थावरजगनरूपाणि ॥ जातान्यनेकानिपिंडब्रम्हांडानि। इतिविश्वकर्मणाभूतानि ॥ विश्वकर्मणाघृतानि। तेनैवाहप्रतिष्ठितानि। पचमुखेभ्यः पचशीर्षोमनुः प्रथमः। मयोद्वितीयः। त्वष्टातृतीयः। शिल्पीचतुर्थः। विश्वज्ञः पचमइतिसएवार्कोविधीयते। सानगः सनातनोऽहभूनः प्रत्नः सुपर्णश्चेत्येतचसर्वे गोत्रपुरुषाः। प्राक्तनश्चाद्याद्य॥ ईश्वरोविश्वकर्ताआहु ॥ कश्यपात्रितलाभ्याः सूर्यचद्रादयोजायत गवाद्याः कृमिसूत्राः स्थलजाः। जलजाः। कीटकाः चतुर्विधाः प्रकृतयः। प्रजातावेदविद्याः सांख्यादयोपि कर्मज्ञानयोनकाः ॥ निगमागमाश्च ॥ सर्वविश्वनिर्मित। साविश्वकर्मापरब्रह्मेत्युपानिपद् ॥ यएतदुपनिषत्पठेत्प्रातरादियमर्थे॥ ससर्वपापैः प्रमुच्यते॥ तद्वैर्वाविश्वकर्मकारणम॥ पचब्रम्हाविगच्छति॥

## ६७ पंच विश्वकर्म पुत्र मनु मयादि देवताओनी उत्पत्ति अने तेमनां कर्मो.

આ ઉપનિષદમાં વિશ્વકર્મા એજ સૌનો કર્તા છે, એવી સ્તુતિ કરેલી છે. અને સંપૂર્ણ પિંડ બ્રહ્માંડનો ઉત્પન્ન કર્તા જે વિશ્વકર્મા, તેના સદ્યોજાતાદિ મુખમાંથી અનુક્રમેઃ— પંચમુખી મનુ પહેલો, ચતુર્મુખ મય બીજો, ત્રિમુખત્વષ્ટા ત્રીજો, દ્વિમુખ શિલ્પિ ચોથો, એક મુખ દૈવજ્ઞ પાંચમો, એવા પાંચ મૂર્તિકર્તા પંચ તત્વજ્ઞ પંચ અધિદેવતાઓ ઉત્પન્ન થયા. આ પાંચ દૈવતોપાસક પાંચ બ્રાહ્મણ ( ગોત્રપુરૂષ )—સાનગ ( મનુ ) સનાતન ( મય ) અહુભૂન ( ત્વષ્ટા ) પ્રત્ન ( શિલ્પિ ) સુપર્ણ ( વિશ્વજ્ઞ ) એ પ્રમાણે પંચ બ્રહ્મને નિર્માણકર્તા સર્વાધિપતી વિશ્વકર્મા છે એજ તાત્પર્યાર્થ. આ ઉપનિષદ ત્રિકાળ જે પઠન કરેછે તે બધા પાપોથી મુક્ત થઈને પંચબ્રહ્મ સાયુજ્ય પામશે. મનુમયાદિક પાંચ દેવતાઓએ કઈ કઈ સૃષ્ટીઓ રચી એ વિષેઃ—

पद्मपुराणे भूखंडे—यकिंचिद्दृश्यजसंभूतं भूतजंतचतुर्विधम ॥ २६ ॥ तत्सर्वंस्यसस्थानं समुघटयातस्वयम् ॥ मानवोभूतगंधोयज्जाराद्भूद्धाचतुर्विधा ॥ २७ ॥ मानवस्थंनरेपूक्त अष्टत्वान्मनुर्गतनो ॥ (इतिमनुःग्रं) यत्किंचिद्गृहजाद्यादिमूढहस्र्यप्रवर्तते ॥ २८ ॥ तत्सर्वं सर्वथ नातिसामायामयानिर्मिता ॥ नमलत्वमानवसृषामयांशेल्पवन ॥ २९ ॥ क्षणक्षणेच यद्भिन्नानारूपाकृतिक्रियम् ॥ ( इतिमयः ) चत्वरंसर्वंगयश्च यशेर्दपिशिळेदरम ॥ ३० ॥ क्षणात्स्थूलं क्षणात्सूक्ष्मं क्षणात्पुनःक्षणात ॥ तत्त्वष्टानिर्मितंविन्याद्दिव्यंक्षमभादिकम [ इतित्वष्टा ] ॥ ३१ ॥ उत्कीर्यदारुदृषत्सूर्तिमुत्कृतंतुयः ॥ सतक्षाक्ष्मातलेयनकृतपानालसप्रकम ॥ [ इतितक्षा ] ॥ ३२ ॥ शिल्पनाविविधशिल्पसृष्टता धातुधातुजम् ॥ कृत्स्नमयोद्विविधंनत्रलोकेयंच भामिनि ॥ ३३ ॥ अद्रव्यद्रव्यजचैव धातुजाद्विविधंमतम् ॥ अद्रव्य स्वर्ण रौप्यादि ताम्र

लोहादिकपञ्च ॥ उपधातुभवमपिकुम्भाकुम्भाभिधं द्वयम् ॥ कुर्यकाचादिजं शिल्पमकुर्व पारदादिकम् ॥ ३५ ॥ ताणंवनातवंचापिपटवस्त्रादिकंतुकम् ॥ उपांशुपंतु तक्षेयं शिल्पिवर्यैः प्रवर्तितम् ॥ ३६ ॥ एवंनानाविधंशिल्पंद्वारकार्यप्रकाशितम् ॥ मनुप्रभृतिभिर्भद्रैपंचभिर्विश्वकर्मजैः ॥ ३७ ॥

આમા મનુ, મય, ત્વષ્ટા, શિલ્પિ અને તક્ષા એ પાંચ વિશ્વકર્મપુત્રોએ અનુક્રમે માનવ સૃષ્ટી, ઈન્દ્રજાલ, નાનાવિધરૂપ સૃષ્ઠિ, કાષ્ઠપાષાણમૂર્તિ નિર્માણ શિલ્પ અને મૃતિકા, ધાતુ અને ઉપધાતુ એવી ત્રિવિધશિલ્પ સૃષ્ઠિ, આ પ્રમાણે પંચવિધસૃષ્ટિ નિર્માણ કરી.

શિવપુરાણે શ્રીમૂળસ્તંભ શિવનિબંધે ઈશ્વરપાર્વતી સંવાદે અધ્યાય ૪ ની ઓવી ૪ થી ૧૦ સુધીનું ભાષાન્તર —પહેલાંના જે.જંત્ર હતા તે પ્રમાણે આ પાંચે પવિત્ર પંચાલને નિર્માણ કર્યા. પાર્વતીએ શિવજીને પૂછ્યું કે હે શૂલપાણી! આપ હવે સ્પષ્ટ રીતે બતાવો કે આ પંચાલ ક્યાંથી ઉત્પન્ન થયા? શિવજી કહે છે હે ભવાની સાંભળો–આ બ્રહ્માંડની રચના કરવાસારૂ આ પંચાલોએ આદિ બ્રહ્મના મુખમાંથી ઉત્પન્ન થઈને તેઓ આ સુંદર બ્રહ્માંડને બનાવતા થયા. ગાયત્રીરૂપ બીજમાંથી પાંચ ભૂત, સપ્તધાતુ, ચાર ખાણ, વગેરે દેવદાનવને રચ્યા. પછી બ્રહ્માએ એ પાંચેજણનો મહિમા જોઈને એમને કામે લગાડ્યા. એમણે પ્રથમ મેરૂની સ્થાપના કરીને ચારે ખુણાને દ્રઢ કર્યા. હે ભવાની! હવે તમે કહેશો તે કોણ કોણ? તો સાંભળો તે પંચાળ હતા. પ્રથમ મનુ, મય, ત્વષ્ટા, શિલ્પી અને વિશ્વજ્ઞ. મુ. અ ૧૩ અને અધ્યાય ૩ જા માં પણ લખ્યું છે કે પરમેશ્વરના જે પાંચ મુખ છે તે પાંચ મુખમાંથી આ પંચાળ જન્મ્યા છે. ६४

## ६८ पंच विश्वब्रह्मऋषिनां वृत्तिकर्मो.

ब्रह्मांडपुराणे द्वितीयपटले विश्वब्रह्मकुलोपाख्याने अ. १–नमोस्तुतेसानगविश्वकर्मणे । नमोस्तुतेपूर्वमुखोद्भवाय ॥ नमोस्तुषड्भूतविनिर्मिताय । नमोस्तुचिद्रूपनमोनमस्ते ॥ १ ॥ साधनंनास्तिसर्वत्रलोकानांसर्वं साधकः ॥ करोतिलोहकर्माणिलोकान्रक्षतिसानगः ॥ २ ॥ ददौशस्त्राणिदेवानांदुष्टनिग्रहकारणात् ॥ सचसर्वजगत्कर्तासद्योजातमुखोद्भवः ॥ ३ ॥ शूलंददातिभर्गायचक्रंदत्तेचविष्णवे ॥ पाशस्तुब्रह्मणेदत्तोत्रिमूर्त्यादमगसानगः ४ ॥ क्षुत्तृष्णादिनिवृत्तात्माजायतेदक्षिणामुखात् । सनातनोदारुकर्मकुशलोनिर्मितपुरा ॥ ५ ॥ हलादीनांतुकर्तव्यंमंदिराणांविशेषतः ॥ स्यंदनादीनियानानिवकरोतिसनातन ॥ ६ ॥ सत्तुतोनारदाद्यैस्त्वहभूनऋषिसत्तमः ॥ अशेषमुनिभिः पूज्यस्त्वघोरवदनोद्भवः ॥ ७ ॥ यागार्हपस्यधर्मस्य विनर्माताजगद्विभुः ॥ त्वष्टास्वर्णादिभिर्लोहैःपात्राणिविकरोतिसः ॥ ८ ॥ प्रत्नोविश्वस्यकर्तासौजगद्रक्षापरायण ॥ ब्रह्मण्योदक्षमुखजातः प्रवराः प्रत्नसंततेः ॥ ९ ॥ प्रन्त प्रहर्षणःशिल्पीवास्तुकोविश्वभद्रकः ॥ शङ्करस्तुशिलाकर्मकर्तृणांगोत्रनायकाः ॥ १० ॥ महोप्रतोमहापुरुष पानवक्त्रःससुदरः ॥ अनादिनिधनः स्वर्णं सुपर्णस्तस्यनामहि ॥ ११ ॥ स्वर्णददातिलोकानांब्रह्मण्योर्ध्वमुखोद्भवः ॥ किरीटकुंडलादीनांभूषणानांप्रयोजक ॥ १२ ॥

આ વાક્યઉપરથી સદ્યોજાત નામક પૂર્વમુખમાંથી ઉત્પન્ન થએલો સાનગ ઋષિ લોહકર્મનો અધિપતિ છે. તણે વિષ્ણુ ઈત્યાદિ દેવોને દૈત્યોનો વધ કરવામાટે અસંખ્ય શસ્ત્રો આપ્યા. તેથી આ જગત્કર્તા છે. તે જગત્કર્તા સાનગ ઋષિને વારંવાર નમસ્કાર હો. ક્ષુધાતૃષાવિરહિત શાન્તરૂપ સનાતન ઋષિ, વિશ્વકર્માના દક્ષિણ મુખમાંથી ઉત્પન્ન

થયા. અને આ સનાતનઋષિ હળ, મંદિર, રથ, વિમાન ઈત્યાદિ સર્વ કાષ્ટસંબંધી શિલ્પકર્મના ઉત્પન્નકર્તા છે. નારદાદી સર્વ ઋષિઓને વંદ્ય એવા પશ્ચિમ મુખમાંથી ઉત્પન્ન થયેલા જે અહુભૂનઋષિ, તે યજ્ઞયાગાદિક કર્મ ધર્મ નિર્માણ કરનાર અને સુવર્ણ, રૌપ્ય, તામ્રાદિ ધાતુઓમાંથી યજ્ઞપાત્રાદિ નાના પ્રકારની પાત્ર સંબંધી શિલ્પ ક્રિયાના અધિપતિ છે તેથી તેમને ત્વષ્ટા પણ કહે છે. પ્રત્નઋષિ વિશ્વકર્માના ઉત્તર મુખમાંથી થયેલા હોઈ જગતનું રક્ષણ કરનારા છે, આ પ્રત્નના પ્રહર્ષણ, શિલ્પિ, વાસ્તુક, વિશ્વભદ્ર,શકવર પ્રત્ન, એવા પાંચ પ્રવર ઋષિ છે. આ પ્રત્ન ગણ પાષાણ સંબંધી ( મૂર્તિઓ વિગેરે ) શિલ્પ કર્મનો અધિપતિ છે. સુપર્ણ ઋષિ મહાન ઉગ્ર, તેજસ્વી, પહોલી છાતી, સ્વભાવે સુન્દર, જેના મહીમાને આદિ કે અંત નથી, જેના શરીરનો વર્ણાતીત સુવર્ણના જેવો, એવા સુપર્ણ ઋષિ વિશ્વકર્માના ઉર્ધ્વ મુખમાંથી ઉત્પન્ન થયા. તે કિરીટકુંડલાદિ સર્વ સુવર્ણરત્ન સંબંધી અલંકારાદિ શિલ્પક્રિયાના અધિપતિ છે. આ વિશ્વકર્મ સંતતીય પંચ ઋષિ વંશમા ગોત્રપ્રવર થઇને ૨૫૦ ઋષિઓની સંખ્યા છે. આ વિષેનું વર્ણન બ્રહ્માંડ પુરાણ, બ્રહ્મવૈવર્તપુરાણ, આદિત્ય પુરાણ, અને વસિષ્ટપુરાણ, ઇત્યાદિ પુરાણોમાં વિસ્તૃતપણે કરેલું છે. પરંતુ વિસ્તાર ભયને લીધે અને તેમાંનો ભાવાર્થ એક હોવાથી બીજા ગ્રંથના ઉતારા લીધા નથી. પૂર્વોક્ત પાંચ બ્રહ્મર્ષિઓ પાંચ વેદના અધ્યક્ષ છે.

શંકાઃ—વેદ ચાર હોવાછતાં પાંચ કહેવાનું પ્રમાણ શું ?

ઉત્તરઃ—કાપલગીતાધ્યાય ૨—ऋग्वेदोथ यजुर्वेदः सामवेदोह्यथर्वगः ॥ सूक्ष्मवेदाहिचाध्यक्ष. पंचवेदाः प्रकार्तिताः ॥" આ વાક્યઉપરથી પાંચમો પ્રણવ સૂક્ષ્મ વેદ જાણવો.

## ६२ विश्वकर्म संततीय ब्राह्मणोनो अधिकार.

यजु० अ० प० ३ अ० ८ अश्वमेधयज्ञप्रकरण सिद्धांत ॥ पन्नाशी २-३ पंचवैश्वकर्मणमंत्र—यज्ञपतिमृषयएनसा। आहुः प्रजानिर्भक्ता अनुतप्यमानामधव्यौस्तो।कावपतोरराध ॥ सन्नस्ताभ्यां सृजतुविश्वकर्मा ॥ घोराऋषयोनमोअस्त्वेभ्यः ॥ चक्षुषएषांमनसश्चसंधौबृहस्पतयेमाहिषद्युमन्नमः ॥ नमोविश्वकर्मणेसउपात्वस्मानन्न्य.न्त्सोमपान्मन्यमानः ॥ प्राणस्यं विद्वान्त्समरेन धीरएतंश्चकृवान्माहिबद्धएषां ॥ तंविश्वकर्मन् प्रमुंचास्वस्तये, ॥ २ ॥ येभक्षयंतोनवसून्यानृहुः॥ यानग्नयोन्वतप्यंताधिष्णियाइयंतेषामवयादुरिष्टयेस्त्रिष्टिन्त्रस्तांकृणोतुविश्वकर्मा॥नमःपितृभ्यो अभियेनोअख्यन्यज्ञकृतोयज्ञकामाः सुदेवाः। अकामावोदक्षिणांननीनिममानस्तस्मादेनसः पापयिष्ठ ॥ यावंतोवैसदस्यास्तेसर्वेदक्षिण्यास्तेभ्योयोदक्षिण्योर्णान ३ । नदैवेभ्योवृश्च्येतयद्वैश्वकर्मणा.निजुहोति० ॥

આ શ્રુતિના વિદ્યારણ્યભાષ્ય સિધ્ધાન્ત ઉપરથી અર્થ લેતાં સ્પષ્ટ જણાશે કે પંચ વિશ્વકર્મનું સંજ્ઞક વિશ્વકર્મસંતતિગોત્રજ મનુ, મય, ત્વષ્ટા, શિલ્પિ, દૈવજ્ઞ, એ વિશ્વ-બ્રહ્મકુલોત્પન્ન શિલ્પિ બ્રાહ્મણ યજ્ઞદક્ષિણોપભોગી, સુવર્ણાદિ ધાતુશિલ્પના અધિપતિ હોવાથી યજ્ઞયાગાદિ ષટ્કર્મોના અને ષોડશકર્મોના મુખ્યત્વેકરીને અધિકારી છે. કારણ 'ब्राह्मणोस्य मुखमासीत्' આ શ્રુતિપરથી અને બીજાપણ કેટલાક ગ્રંથોપરથી બ્રાહ્મણવર્ણ ઈશ્વરના મુખમાંથી ઉત્પન્ન થએ એ પ્રસિદ્ધજ છે. તેથી પૂર્વોકત સદ્યોજાતાદિ પંચ મુખોનેજ પંચબ્રહ્મ એવું નામ છે એ પહેલાં જણાવેલુંજ છે. "तस्यापत्यं ४।१।८२ ततआगतः ४।३।७३ प्रभवति ४।३।८३" આ સૂત્ર ઉપરથી અણ્ પ્રત્યય થઈને [ पंच ] ब्रह्मणाःआस्यानिब्रह्मसुमखावान्ब्रह्मभ्यः प्रभवन्तिवान्ब्राह्मणाः ( सानगादयःपंच ) विश्वकर्मपंचमुखान् [ पंचब्रह्म ] તેમાંથી થએલા જે તે પાંચ બ્રાહ્મણો છે. અર્થાત્ સાનગાદિ વિશ્વકર્મસંતતીય વિશ્વબ્રાહ્મણ [ બ્રહ્મપંચાલ ] ને વિષેજ મુખ્યત્વે કરીને રૂઢિવાચક બ્રાહ્મણ શબ્દની શકિત છે. અને મુખ્ય શબ્દપણ મુખ સંબંધેજ હોવાથી બ્રાહ્મણોને છે. જુઓ "भागवत तृतीयस्कंध अध्याय ६—मुखतःवर्ततब्रह्म पुरुषस्य कुरूद्वह ॥ यस्तु मुखत्वाद्वर्णानांमुख्योभूद्ब्राह्मणोगुरुः ॥" ઈશ્વરના મુખમાંથી જે બ્રાહ્મણ વર્ણ થએ, તે મુખમાંથી થએલો હોવાથી સર્વ વર્ણોમાં બ્રાહ્મણજાતિ મુખ્ય અને ગુરૂને સ્થાને છે. તેથી વિશ્વકર્મ કુળમાંજ બ્રાહ્મણ્ય મુખ્યત્વ છે.

## ७० तपःकर्मथी थएला आर्षेय ब्राह्मणोनुं वर्णन.

શંકાઃ—વિશ્વબ્રાહ્મણોજ જો મુખ્ય છે તો પછી પૃથ્વીમાં ચારે તરફ સર્વત્ર જેમને બ્રાહ્મણ કહે છે તે નકામાજ કે? તો પછી તેઓ કોણ?

ઉત્તરઃ—પ્રચારમાં જેમને બ્રાહ્મણ એમ કહે છે, તે સપ્તઋષિ સંતતીય અને તેમનાથી થએલા નાનાયોનિ સમુત્પન્ન ઋષિઓના વંશના છે. અને તેમનેજ બ્રાહ્મણ શબ્દ લગાડે છે. પરંતુ તે ઔપગવ, સૈંધવ, વૈષ્ણવ ઈત્યાદિ શબ્દો જેવો યૌગિક છે. કેમકે, વૈશ્ય ઉત્પત્તિનું સ્થાન તે જાનુમંડલ તેનીજ પાસે આવેલી નાભિમાંથી બ્રહ્મદેવ ઉત્પન્ન થયા. એ બ્રહ્મદેવથીજ આ ઋષિસંતતિ થયેલી હોવાથી બ્રહ્મદેવના બ્રહ્મા-નામને 'ततः प्रभवति त्वर्थे अण्' પ્રત્યય થઈને સાધેલો બ્રાહ્મણ શબ્દ ઋષિસંતતિમાં પણ યૌગિકજ છે. "कश्यपोत्रिर्भरद्वाजोविश्वामित्रोथगौतमः ॥ वसिष्ठजमदग्निश्चेति०" આ સપ્તર્ષી અને ઔરસસંબંધી બ્રહ્મદેવના મનમાંથી થએલા બીજા માનસપુત્ર દસ ઋષિઓ—"भागवत स्कंध ३ अ० १—मैत्रेयउवाच-मरीचिरत्र्यंगिरसौपुलस्त्यः पुलहः क्रतुः ॥ भृगुर्वसिष्ठोदक्षश्चदशमस्तत्रनारदः ॥ २२ ॥" એટલે મરીચિ, અત્રિ, અંગિરસ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, ભૃગુ, વસિષ્ઠ, દક્ષ એ દસ બ્રહ્મદેવના શરીરના જુદા જુદા સ્થાનમાંથી માનસ પુત્રો ઉત્પન્ન થયા. આમાથી ક્રતુઋષિથી બીજી સંતતિ "श्रीमत् भागवते पंचमस्कंधे. प्रथमाध्याये-क्रतोरपिक्रिया भार्यावालखिल्यानसूयत ॥ ऋषीनषष्टिसहस्राणि ज्वलतो ब्रह्मतेजसः ॥ ३९ ॥" ક્રતુનામક ઋષિથી તેમની ક્રિયા નામક સ્ત્રીને પેટે વાલખિલ્ય નામના આઠ હજાર ઋષિ ઉત્પન્ન થયા. અને તે તપોબળથી બ્રહ્મનેજે પહોંચ્યા. તેજ પ્રમાણે પશુ-પક્ષ્યાદિ નાનાપ્રકારની તિર્યંક યોનિમાં એ જન્મ પામેલા છે. 'ઋષિનું કુળ અને નદીનું મૂળ જોવું નહીં' એવો તો કહેવતજ છે આવા ઋષિ ૮૮ હજાર છે. આ મૂળમાં બ્રાહ્મણ નહોતા. તે ઋષિ પાછળથી પોતાના તપોબળને લીધે સૌને પૂજ્ય થયા. અતએવ તેમને બ્રાહ્મણપણું પ્રાપ્ત થયું. આ પ્રમાણે ભારતના શલ્યપર્વમાં કેટલાક અન્યયોનિજ

ઋષિઓને તપના* યોગે બ્રાહ્મણ કહેવા લાગ્યા. જુઓ-ભારત—" तथाच कौशिकस्तात तपो निस्योजितेंद्रियः ॥ तपसा वै सुतप्तेन ब्राह्मणत्वमवाप्तवान् ॥ " આ ઉપરથી વિશ્વામિત્રે [ ક્ષત્રિયે ] તપોબળથી બ્રાહ્મણત્વ મેળવ્યું. વધારે તો શું પણ, નાનાયોનિ સમુત્પન્ન ઋષિઓના મૂળ પુરૂષ " ब्रह्मणो भगवान् रुद्र क्षत्रियः परमोऽभवत् । वैश्य पितामहस्तत्र० " આ ઉપરથી વૈશ્ય સંજ્ઞક જે બ્રહ્મદેવ તેણે શુદ્ધા તપના જોરેજ બ્રાહ્મણત્વ સંપાદન કર્યું છે. જુઓ:—

भारत तथेतिचाब्रवीद्ब्रह्मासर्वलोकपितामहः ॥ मत्तः नातपसोप्रेणब्राह्मणत्वंमहायशाः ॥

એટલે મહાન્ ઘોર તપશ્ચર્યા કર્યા પછીજ બ્રહ્મદેવને બ્રાહ્મણત્વ મળ્યું. તપવડે બ્રાહ્મણત્વ મળવાનું કારણ—" आत्मयत्नस्तपोब्रह्म । अमर " તપને પણ બ્રહ્મ જ કહે છે. પરંતુ ગુરૂમંત્રોપદેશવિના તપનો અધિકાર પ્રાપ્ત થતો નથી. તેથી વિશ્વકર્માના મૂળ પ્રણવ મંત્રોપદેશથીજ સપ્ત ઋષ્યાદિકોએ તપશ્ચર્યા કરી. પરિણામે તે તપને લીધે બ્રહ્મજ્ઞાનમાં [ આત્મજ્ઞાનમાં ] પ્રવીણ થયા તેથી ' तत्रलब्धकातिकुशलाः ४।३।३८ ' આ સૂત્રવડે બ્રહ્મ ( આત્મસ્વરૂપ ) આ શબ્દને અણ્ પ્રત્યય લાગીને થએલો બ્રાહ્મણ શબ્દ સપ્તર્ષિસહવર્તમાન અષ્ટાશીતિસહસ્ર નાનાયોનિ સમુત્પન્ન વૈધસાખ્ય [ બ્રહ્મદેવ સંતતિ ] ઋષિકુળનો યૌગિક હોઇ ગૌણ લક્ષણાર્થે છે, મુખ્યાર્થવાચક નથી. તેથી ' जन्मनाजायतेशूद्रः संस्कारात्द्विजउच्यते ॥ वेदपारायणाद्विप्रो ब्रह्मजानातिब्राह्मण " આ પ્રસિદ્ધ શ્રુતિ નાના૦ અષ્ટાશીતિસહસ્ર ઋષિવંશસ્થ વૈધસાખ્ય ( વ્યાવહારિક શૂદ્રયાજી ) બ્રાહ્મણોનેજ લાગુ છે. " स्कंधपुराण नागरखंड अध्याय ७—मनुःपूर्वमुखात्सनातनोमयोऽयाम्दक्षिणमुखाद्भवः ॥ पश्चिमात्त्वष्टाभवत्प्रत्नस्तथैवोत्तरात्स्मृतः ॥ ऊर्ध्वात्पर्णीपसंभूताः पंचगर्भमुनीश्वराः ॥ ' આ વચનોઉપરથી આ મુખોદ્ભૂત વૈશ્વકર્મણ બ્રાહ્મણ ગર્ભમાજ મુનીશ્વર ( બ્રાહ્મણ ) હતા. તેથી " शिल्पशास्त्र—विश्वकर्मकुलेजातागर्भब्राह्मणनिश्चिताः ॥ शूद्रत्वंनास्तितद्वंशब्राह्मणाविश्वकर्मण " આ સ્મૃતિઉપરથી સાનગાદિ વિશ્વબ્રહ્મસંતતિને ખરેખર ગર્ભાવસ્થાથીજ બ્રાહ્મણત્વ છે. આ બધાનો અભિપ્રાય એટલોજ કે મુખ્ય વર્ણવાચક બ્રાહ્મણત્વ તરીકે જે છે તે વિશ્વબ્રહ્મસંતતિનેજ છે. અને શૂદ્રાદિ હીન પ્રતિગ્રહ લેવાનો અને પરાન્નોદકનો કદિપણ પ્રસંગ ન આવે અને પોતાની ઉપજીવિકા સારી રીતે ચાલે એટલા માટે તે ઔપાસન અગ્નિહોત્રરૂપ પવિત્ર સુવર્ણાદિ શિલ્પકર્મવૃત્તિથીજ પોતાનું ઉપજીવન ચલાવે છે અને તેમનું આચરણ પણ ઉત્કૃષ્ટ બ્રાહ્મણધર્મના જેવુંજ હોય છે. માટે શ્રુતિસ્મૃતિએ મુખ્ય બ્રાહ્મણો તો તેમનેજ કહ્યા છે. નાના વૈધસાખ્ય બ્રાહ્મણોને બ્રાહ્મણ શબ્દ યૌગિક હોવા છતાં તેઓ પહેલાં વિદ્વાન્, આચારશીલ, કર્મનિષ્ઠ અને ઘણા સત્યાભિમાની હતા. પણ અત્યારે તેજ લોકો અંત્યજાદિકોના* પ્રતિગ્રહ લેવા લાગ્યા, પરાન્ન લેવા લાગ્યા, દરેક કામમાં યાચના કરતાં શરમને નેવે મૂકી; તથાપિ તેમના ઉપરના ભભકાદાર તકલાદિ વર્તનથી મોહમાં પડીને [ चिरकुंभ पयोमुखं ] આ કહેવત પ્રમાણે, કણબી, ઘોબી વિગેરે અજ્ઞાન લોકો તેમનેજ બ્રાહ્મણ ગણીને પૂજ્યમાન છે. તે પૂર્વોક્ત ' मरीच्योंमां

---

* इत्येते ऋषयः प्रोक्तास्तपसा ऋषितांगता ॥ ऋषिपुत्र ऋषीकाश्च मैथुनाद्गर्भसंभवात् ॥ ऋषीकाणांसुताये वै भूतादि ऋषिकास्तथा ॥ सत्येन तपसा ऋषितांगताः । मत्स्य पुराण अ० १२०,

* औपासनमहोराग्रं नवलोहमहाहुति. ॥ ( शिल्पसूत्रे ) नवलोह ( सर्वधातु ) हेमेत्यारभ्य लोहजातरूपमितिदंचदश हिरण्यनामानि ( निघंटु अ० १ ) २ ज्ञवश्चर्मकारश्च नटोबुरुडएवच ॥ कैवर्तमेदभिल्लाश्च सप्तैतेचांत्यजाःस्मृताः ॥

पद मिद्धांन वेधसः ' આ શ્રુતિઉપરથી ખરેખર મુખમાંથી ઉત્પન્ન થએલા બ્રાહ્મણ રૂપી મુખ્ય સૂર્યમંડળનો ત્યાગ કરીને ભૂપ્રદેશપર પડેલા તડકાનીજ પૂજા કરનારા છે! એવી શ્રુતિજ છે.

### ७१ सप्तऋषि ए विराट विश्वकर्मानां इन्द्रियो जेवा छे.

વૈધસાખ્ય બ્રાહ્મણોના મૂળપુરૂષ સપ્તર્ષિ એ વિશ્વકર્મરૂપ સૂર્યનાં કિરણો (પ્રકાશ) છે. એનું વળી બીજું પ્રમાણઃ—

## ऋग्वेद अष्टक ८।३।१७।२ ( विश्वकर्मसूक्त ऋक् २ )

## विश्वकर्माविमनाआद्विहाया धाताविधातापरमोतसंदृक् ।
## तेषामिष्टानिसमिषामदंतियत्रसप्तऋषीनूपरएकमाहुः ॥

निरुक्त उत्तरषट्क अध्याय ४ ऋक् २५ —विश्वकर्मासर्वस्यकर्तातस्यैषा भवति । विश्वकर्माविभूतमनाव्याप्ता धाताचविधाताच परमश्चसंद्रष्टा भूतानां तेषामिष्टानिवाकांताः निवाकांतानिवागतानिवानतान्यवाद्भिः सहसंमोदंतेयत्रतानिसप्तऋषाणानिज्योतींषितेभ्य परआदित्य तान्येतस्मिन्नेक भवतीत्यधि दैवतमथाध्यात्मं विश्वकर्माविभूतमना ०— सदर्शयितें द्रियाण तेषामिष्टानि० नतान्येवान्नेनमहसंमोदंतेयत्रेमानि सप्तऋषीणानींद्रियाण्येभ्य.परआत्मातान्येतस्मिन्नेक भवतीत्यात्मगातिमाचष्ट ॥ तत्रांतहासमाचक्षतेविश्वकर्माभावन. सर्वमेधेसर्वाणिभूतानिजुहूवाचकारस आत्मानमप्यततोजुहुवाचकारतदभिवान्येषऋग् भ वातयइमाविश्वा भुवनानिजुव्हदिवितस्योत्तरा भूयसेनिर्वचनाय ॥

આ શ્રુતિઉપરથી વિશ્વકર્માજ સર્વ ત્રિભુવનનો અધિપતિ છે. અને સૂર્યની પ્રભા એટલે જે પ્રમાણે તડકો, તે પ્રમાણે સપ્તઋષિ પણ વિશ્વકર્માની પ્રભા છે એટલે તેને સપ્તઋષિને પોતાના પ્રભાવથી વ્યાપી નાંખવાછતાં શ્રેષ્ઠત્વે તેમનાથી નિરાળો છે. આને માટે એક આધ્યાત્મવિષયક દ્રષ્ટાંત એવું છે કે, આત્મા જે પ્રમાણે સર્વ ઇન્દ્રિયરૂપી ચકોનો સત્તાધારી હોવા છતાં તે ઇન્દ્રિયોથી ભિન્ન છે; તે પ્રમાણેજ વિશ્વકર્મા પ્રભુ છે એમ સમજવું. અને તેજ સૌમાં યજ્ઞયાગની સ્થાપના કરનારો છે. તેને કેવળ યજ્ઞનો આત્માજ જાણી લ્યો. તેના અભિનંદનને માટેજ આ ઋચા છે. એમાંનો તાત્પર્યાર્થ એ છે કે સપ્તઋષિને બ્રાહ્મણત્વ એટલે ષટ્કર્મનો અધિકાર પણ વિશ્વકર્માએજ આપ્યો છે. બીજું પ્રમાણ—

वैवस्वतपुराणे उत्तरार्धे अ० ९६ कृष्ण भीमसंवादे–अस्माकदीयताशोभ्रं भग वन्ब्रह्मशालताम् ॥ ७ ॥ यजनं याजनंचैवाध्यायनाध्यापनंतथा ॥ दानंप्रतिग्रहश्चेति षट्कर्माणिमहाविभो ॥ ८ ॥ भार्गवंतुमयस्तेषांश्रुत्वातद्रोमहर्षणः ॥ ९ ॥ दास्यामीतिवचोदत्वाशक्यंवंतुनचानृतम् ॥ इत्युक्त्वासददौतेष षटकर्माणिमहावभु ॥ १०॥ ऋषिभिस्तैर्गृहीतानिषट्कर्माणितदामयात् ॥ सतुष्टामुनयःसर्वे आगच्छतपुनःपुनः ॥ ११ ॥तेषां वंसमयांदत्वा दुष्कृत मापकुटिनां ॥ कोपेन महताविष्णुः शशापऋषिसप्तकम् ॥ १२ ॥ विफलंभवतामेतद्ब्रह्मण्यंममशापतः ॥ शापदग्धाश्मनामूयमप्याभवितुमर्हथ ॥ १३ ॥ इत्युक्त कोधताम्रक्षः सलिलतुविसृष्टवान् ॥ ततस्तेनैव शापेनमुनयः समपीडिताः ॥ १४ ॥ दुःखितास्तेसमागच्छन्ब्रह्माणमिदमब्रवत् ॥ ऋषयऊचुः ॥ ब्रह्मन्मयस्य शापेनपीडितावयमागताः ॥ १५ ॥ तस्माक्षोचभयं देवदातुमर्हासमुन्नत ॥ श्रीब्रह्मो

वाच ॥ किमर्थंभवतांशापोदत्तस्तेनमहात्मना ॥ १६ ॥ श्रुत्वेतिवचनंयःसर्वेब्राह्मणमिदमब्रुवन् ॥ षट्कर्माणिगृहीताहिवयंगर्वादयान्विताः ॥ १७ ॥ दास्यामीतिसदत्वातुपुनः शापमुमोचह ॥ इति श्रुत्वाततोब्रह्मातानृषीन्पुनरब्रवीत् ॥ १८ ॥ दोषस्तुभवतांमध्येतस्माच्छापमदत्तवान् ॥ अतःशापविमुक्त्यर्थं गच्छध्वमृषिसत्तमाः ॥ विश्वकर्माणमेवाच्यगतिमन्यविद्यास्यति ॥ १९ ॥ इत्युक्ताऋषयस्तेनब्रह्मणाशापपीडिताः ॥ तदा समेत्यसर्वेचविश्वकर्माणमग्रतः ॥ २० ॥ ऋषयऊचुः ॥ शिल्पाचार्यायदेवायनमस्तेविश्वकर्मणे ॥ मनवेमयायत्वष्ट्रेचशिल्पिनेदेवज्ञतनमः ॥ २१ ॥ भक्तितोविश्वकर्माणस्तुतिमद्वाक्यमब्रवीत् ॥ सर्वोत्तमोब्रह्मदेवस्तथाचऋषिमानवः ॥ २२ ॥ नमस्कृत्वतुचक्रुस्तेप्रभूतांस्तुतिमादरात् ॥ श्रीब्रह्मोवाच ॥ विश्वकर्मन्महादेवदेवदेवमहाप्रभो ॥ २३ ॥ त्वमेवसर्वलोकानामीश्वरःप्रभुरेवच ॥ त्वमेवसाक्षाज्जनको भूतनादेवसत्तमः ॥ सृष्टिसंहारकर्ताचलोकानांसर्वकामदः ॥ विश्वकर्मापरब्रह्मविश्वकर्माहरोहरिः ॥ २५ ॥ विश्वात्माविश्वकर्माचसर्वकर्मनिवारकः ॥ त्वत्तुरूपाण्यनेकानिरजस्तमयुतानिच ॥ कृत्वासृजासिलोकत्रीन्जगच्चसचराचरम् ॥ २६ ॥ तस्माद्विश्वपतेरक्षेतानृषीन् शापपीडितान् ॥ त्वाविनान्यगतिंदेवनपश्यामिजगत्त्रये ॥ २७ ॥ इतिश्रुत्वामहादेवोविश्वकर्माजगत्प्रभुः ॥ तप्रसादात्तुमुनयःपूज्याभवितुमर्हथ ॥ २८ ॥ इत्युक्त्वाऋषयस्तेनकृपयाविश्वकर्मणा ॥ शापाद्विमोचितास्तेतनमश्चक्रुःपुनःपुनः ॥ २९ ॥ विश्वकर्मन्नमस्तेस्तुजगद्रक्षापरायण ॥ प्रकृतिपुंस्वरूपायसर्वाकृतमूर्तये ॥ ३० ॥ अमंगलविनाशायसर्वमंगलदायिने ॥ सर्वलोकविनर्मात्रेसाक्षिणेजगतांनमः ॥ ३१ ॥ नमोनमोविश्वकर्मन्नमस्ते स्तुतशोधन ॥ तवप्रसादन्महतःशापेनतुविमोचिताः ॥ ३२ ॥ शुद्धाश्चवयंतुभवतःकृपयादेवसत्तम ॥ अतःशीघ्रंहिगच्छध्वंमोत्तिजमार्गेजगत्प्रभो ॥ ३३ ॥ इत्युक्ताऋषयस्तस्मैनमस्कृत्वापुनःपुनः ॥ प्रदक्षिणमनुर्वुस्तंब्रह्मणाविश्वकर्मणे ॥ ३४ ॥ मुहुर्मुहुर्नमस्कृत्वास्तुवंति मुनिसत्तमाः ॥ ययुस्ततउदीचींतुदिशंसमानिषेविता ॥ ३५ ॥ श्रीकृष्णउवाच ॥ तस्मात्भातयोविप्राविश्वकर्माणमेवच ॥ सस्तुतेविश्वकर्तारंस्वाभीष्टमवाप्नुयात् ॥ ३६ ॥ भक्त्यायुतोनरोयस्तुविश्वकर्माणमर्चयेत् ॥ संततिस्तस्यलोकत्रपूज्या भवतिभारत ॥ ३७ ॥ इत्थंश्रुत्वातुकौंतेयः कृष्णेनविनयान्वितः ॥ गदांगृहीत्वामयायांयुद्धयसाभीतिंजय. ॥ ३८ ॥ शृणोतियइदंदिव्यंरहस्यमृषिभिःकृतम ॥ सनिष्पापोविशुद्धात्माविश्वकर्मप्रसादतः ॥ ३९ ॥ पुत्रपौत्राभिवृद्धिःस्यात्समुखीचभवेध्रुवम् ॥ देहांतविश्वकर्मण्यंसायुज्यपदमाप्नुयात् ॥ ४० ॥ इतिश्रीमहापुराणेवेबस्वतेउत्तरार्धेकृष्णभीमसंवादेमयकृतसप्तर्षिशापविमोक्षणकथायां विश्वकर्मस्तोत्रनामषण्णवतितमोऽध्याय ॥ ९६ ॥

ભાવાર્થ:—શ્રીકૃષ્ણ ભીમને કથા કહે છે કે પૂર્વે સપ્તઋષિઓએ પોતાને બ્રાહ્મણત્વ મળે એટલા માટે વિશ્વકર્માની પ્રાર્થના કરી કે હે વિશ્વકર્મનૂ! અમે આજ સુધી ઘણું તપાચરણ કર્યું, હવે અમને ષટ્કર્મનો અધિકાર આપો. એટલે વિશ્વકર્માએ પ્રસન્ન થઇને તેમને ષટ્કર્મનો અધિકાર આપ્યો, પરંતુ એ ઋષિઓએ વારંવાર તેમની પાછળ પડીને માગણી કરવાથી "આ ઋષિઓ કપટી છે" એમ વિશ્વકર્માને લાગ્યું; ને તેણે તેમને શાપ આપ્યો કે તમારૂં બ્રાહ્મણત્વ નકામું થઇ પડશે અને તમે અપૂજ્ય ઠરશો. એટલે તે ઋષિઓએ બ્રહ્મદેવ પાસે જઇને ફરિયાદ કરી કે વિશ્વકર્માએ અમને

'અપૂજ્ય થાઓ' એવો શાપ આપ્યો. તસ્માત્ હે બ્રહ્મન્! આ શાપમાંથી અમને મુક્ત કરો. એટલે બ્રહ્મદેવે કહ્યું કે, આ તમારોજ દોષ છે તેથી તેણે તમને શાપ આપ્યો. માટે વિશ્વકર્માના શાપમાથી વિશ્વકર્માજ મુક્ત કરે; તેના શાપમાંથી મુક્ત કરવાને બીજું કોઇ સમર્થ નથી. પછી તે સપ્તઋષિઓ બ્રહ્મદેવને લઇને વિશ્વકર્માપાસે ગયા અને પોતાને શાપમાથી મુક્ત કરે એટલા માટે તેની ઘણી ઘણી સ્તુતિ કરી. એટલે વિશ્વકર્માએ સંતુષ્ટ થઇને તેમને શાપમાથી મુક્ત કર્યા. તે વખતથી એ સપ્તઋષિઓ સૌને પૂજ્ય થઇ રહ્યા અને પછી વિશ્વકર્માને અભિવંદન કરીને સ્વેચ્છાથી તેઓ ઉત્તર દિશાતરફ ગયા. આ પ્રમાણે શ્રીકૃષ્ણ કહે છે કે, ભીમ જે હોઇ ભક્તિભાવથી વિશ્વકર્માની સ્તુતિ અને પૂજા કરશે, તેની ઇચ્છિત કામનાઓ પૂર્ણ થઇને તે સર્વમાન્ય થશે તેજ પ્રમાણે સપ્તઋષિઓએ કરેલું આ વિશ્વકર્મ સ્તોત્ર જે પઠન કરશે કિંવા શ્રવણ કરશે તે વિશ્વકર્માની કૃપાથી પુણ્યાત્મા થશે; તેને સંતતિ સંપત્તિ પ્રાપ્ત થશે; આ લોકમા સર્વ સુખોનો ઉપભોગ કરશે અને અંતે વિશ્વકર્મ સાયુજ્યતા પામશે, એ નિશ્ચયપૂર્વક જાણવું.

પૂર્વોક્ત વેદોક્તિ ઉપરથી, નૈરુક્તઉપરથી અને બીજા પણ કેટલાક શ્રુત્યાદિ વચનોઉપરથી પરશિવ વિશ્વકર્મા એ યજ્ઞક્રિયાનો ઉત્પન્નકર્તા, યજ્ઞદીક્ષાનો અધિપતિ અને અસંખ્ય યજ્ઞ કર્યા હોવાથી તે બ્રાહ્મણોનો પણ રાજા છે. તેણેજ સપ્તઋષિઓને ષટ્કર્મનો અધિકાર, બ્રાહ્મણત્વ વિગેરે આપ્યું. આ ઉપરથી વિશ્વકર્મા સપ્તઋષિઓના પણ ગુરૂ છે, એવો શ્રુતિનો પણ સિદ્ધાન્ત છે. તેથી પૂર્વોક્ત સર્વ પ્રકરણોઉપરથી એમ સિદ્ધ થાય છે કે વૈધસાખ્ય બ્રાહ્મણ લોકોને વિશ્વકર્મ મુખોદ્ભવ [ વિશ્વબ્રહ્મ સંતતીય ] શિલ્પિબ્રાહ્મણ દરેક વાસ્તુપ્રમુખ યજ્ઞયાગાદિ સર્વ કર્મોમાં અવશ્ય પૂજ્ય એવાજ છે. એમ વેદાદિ સર્વમાન્ય અનેક ગ્રંથોઉપરથી સ્પષ્ટ દેખાય છે. તેથીજ અનાદિ કાળથી વિશ્વબ્રહ્મવંશસ્થ શિલ્પિ લોક સપ્તઋષિસંતતીય વૈધસાખ્ય વ્યાવહારિક બ્રાહ્મણોને બ્રાહ્મણતરિકે વિશેષ ગણતા નથી અને આજ કારણને લઇને તેમને વિશ્વબ્રહ્મવંશસ્થ લોકોમાં પોતાના હવ્યકવ્યસંબંધી કર્મોમાં ઉપાધ્યાયપણાનો હક્ક આપવાનો વાસ્તવિકપણે પહેલેથીજ સંપ્રદાય નથી.

### ૭૨ વિશ્વકર્મસંતતીયોએ પોતાને 'બ્રાહ્મણ' કહેવડાવવાને યોગ્ય છે.

શંકા:—વિશ્વબ્રાહ્મણ જો આટલા બધા પૂજ્ય છે, અને તે જો વેદમાન્ય મુખોદ્ભૂત બ્રાહ્મણ છે તો 'અમે બ્રાહ્મણ છીએ, અમે બ્રાહ્મણ છીએ' એવી બૂમો તે લોકો શામાટે પાડ્યા કરે છે? સાચને કદિપણ મરણ નથી હોતું.

ઉત્તર:—સત્યને ક્યાંઇ પણ મરણ નથી, એ વાત તો સાચીજ. પણ કલિયુગમાં બધીજ બાબતો ઉલટી થઇ ગઇ છે. તેથી કાલપરત્વે બાહ્ય દ્રષ્ટિથી અજ્ઞાન અને મત્સરી લોકો ખરને પણ ખોટું માને છે અને ખોટાનેજ ખરૂં માની બેસે છે કારણ કે સંકરજાતિ ઉત્પન્ન થવાને વખતે સંકરરથકાર કરીને એક સંકરજાતિ [ શૂદ્ર વિશેષ ] હીન જાતિ ઉત્પન્ન થઇને તે શૂદ્રજાતિમાં સુધ્ધાં વળી અનુલોમ પ્રતિલોમ થઇને ઉત્તરોત્તર અનેક જાતિઓ અસ્તિત્વમાં આવીને શિલ્પકાર, સોની, સુતાર, લુહાર, વિગેરે નામોથી તે લોકો આખા હિન્દુસ્તાનમાં ચારે તરફ વેરાયલા છે. તેથી પ્રકાર એટલો બધો વિલક્ષણ થયો છે કે શિલ્પવિદ્યા એ શૂદ્રવૃત્તિજ છે, એવી લોકોમાં સમજ થઇ ગઇ છે. અને વિશ્વબ્રાહ્મણ સુવર્ણાદિ શિલ્પકર્મનો ધંધો કરીને ઉદરનિર્વાહ કરતા હોવાથી 'સર્વસ્થળે ધુંવણ એટલું પાણી' એ કહેવત પ્રમાણે મત્સરી અને જંગલી લોકોને કારણ ધંધા-

ઉપરથી વિશ્વબ્રાહ્મણ શિલ્પિ એ બ્રાહ્મણેતર શિલ્પિ છે એમ લાગવા માંડયું, એટલુંજ નહીં પણ વિશ્વબ્રાહ્મણોના સ્વધર્મમાં ષટ્કર્મ ષોડશકર્માદિ બ્રાહ્મણ ધર્મમાં અડચણો પેદા કરવા લાગ્યા. આવે પ્રસંગે વિશ્વબ્રાહ્મણ શિલ્પિએ અમે બ્રાહ્મણ છીએ, અમે બ્રાહ્મણ છીએ એવી બુમો પાડવાની જરૂર છે.

## ७१ पौरुषेय ब्राह्मणोनो अने आर्षेय ब्राह्मणोना अन्नोदक व्यवहार छूटवानुं कारण.

શંકા:—પૂર્વોક્ત સર્વ પ્રમાણોઉપરથી વિશ્વકર્માના શિષ્યભૂત સપ્તઋષિસંતતીય વેદાધ્યય બ્રાહ્મણો વિશ્વકર્મ મુખોદ્ભવ શિલ્પિબ્રાહ્મણોનીસાથે પહેલા એક વિચારથી રહેતા હતા એમ જણાય છે. તો પછી અત્યારે તેમની વચ્ચે અન્નોદક વ્યવહારસંબંધ કેમ થતો નથી ?

ઉત્તર:—ઉપરની શંકાને લગતી બ્રહ્માંડ પુરાણમાં એક કથા છે. તે કથાને આધારે સંતમાલિકામાં પ્રસિદ્ધ સત્પુરૂષ વિશ્વબ્રહ્મકુલોત્પન્ન સુપર્ણઋષિ ગોત્રોત્પન્ન નરહરિબુવાના વંશમાં બાળકૃષ્ણબુવા નામના એક સત્પુરૂષ થઇ ગયા છે; તેમણે 'વિશ્વકર્મ પુરાણ' નામનો એક ટીકાત્મક ઓવીબદ્ધ ગ્રંથ લખ્યો છે. તેમાં દર્શાવ્યું છે કે:—

વિશ્વકર્મપુરાણ અધ્યાય ૩ નો ઓવી ૯૩ થી ૧૩૪ સુધીનો સારાંશ:-વિશ્વકર્મા પ્રભુ પોતાના મુખમાંથી ઉત્પન્ન થએલા મનુ, મય, ત્વષ્ટા, શિલ્પી અને દૈવજ્ઞ આ પાંચ પુત્રોને તેમજ વિશ્વામિત્રાદિ સપ્તર્ષીની સંતતિને એકજ ઠેકાણે વેદ વગેરે શીખવતા હતા આથી આ બધા વિદ્યાર્થીઓ સર્વ વિદ્યામાં પ્રવીણ થયા. એમનું પ્રતિવિશ્વકર્માના જેવું મંત્ર સામર્થ્ય વધ્યું. એજ સામર્થ્યવડે મહાજ્ઞાની કુંભજ-અગસ્તી ઋષી સમુદ્રનું આચમન કરી જવાને શક્તિમાન થયા. શ્રીવિશ્વકર્મા પોતે જગદ્ગુરૂ હોઈ તમામ દેવ-ઋષિગણ પ્રેમથી તેમના ચરણમાં મસ્તક નમાવતા હતા. પરન્તુ તેમાં અગસ્તી ગુરૂદ્રોહી અને કપટી નીકળ્યો. એકવાર વિશ્વકર્માનો તેજસ્વી પુત્ર ત્વષ્ટા પોતાના ચીરંજીવને ઉપનયન સંસ્કાર કરતો હતો એ શુભ પ્રસંગે તેણે તમામ ઋષિબાળકોને પણ બોલાવ્યા હતા. સૌ કોઇ આનંદમાં નિમગ્ન હતું. આ મૌંજીબંધનના સમારંભમાં અગસ્તીને બોલાવ્યો નહીં. સમારંભની સમાપ્તી પછી તે ત્યાં આવ્યો ને બધી સ્થિતિ જોતાં તેનું મન ઉદ્વિગ્ન થયું. પોતાનું જાણી જોઇને અપમાન કરવામાં આવ્યું છે એમ તેને લાગ્યું. તેથી તેણે ત્વષ્ટાને નમસ્કાર કરીને પૂછ્યું કે, હું તમારો શિષ્ય છું છતાં મને સમારંભમાં શા સારૂ ન બોલાવ્યો ? એ કૃપા કરીને કહો. તમારા મનમાં દ્વિધાભાવ ઉત્પન્ન થયો છે તો હવે તેનું ફળ ભોગવો. હું હવે આપણા ગુરૂશિષ્યના સંબંધને માનવાનો નથી. તમારા પુત્ર અને પૌત્રો વિદ્યાના મદથી મત્ત બન્યા છે. તો મારા શાપથી તેમની વિદ્યા નિર્વીર્ય થશે. અગસ્તીનું આ પ્રકારનું બોલવું સાંભળીને ત્વષ્ટાએ પણ તેને શાપ દીધો, કે તું અગસ્તી પણ બધી રીતે નિર્જીવ વૃક્ષ બનશે, તારૂં શરીર પ્રેતવત્ થશે. તેને માંસ સદૃશ સમજીને લોકો તેને કુહાડીવડે કાપશે. મારા વંશજો તારો સ્પર્શ નહીં કરે. તારા અગસ્તીના પત્ર પુષ્પ ખાનારા માંસભક્ષક મનાઇને તેમને નીચત્વ આવશે. શાપને લીધે અગસ્તી અગસ્તીનું વૃક્ષ બન્યો. તેથી ઋષિલોકો પોતાના આંગણામાં એ વૃક્ષને રોપે છે. આગળ જતાં વિશ્વકર્માને ત્યાં અભ્યાસ કરતો સપ્તઋષિની એક છોકરાએ અગસ્તીનાં ફુલ મારીને ખાધ એવું માલમ પડવાથી વિશ્વકર્માએ તેને કાઢી મુકી અને શાપ દીધો કે, મેં તારૂં મારા પોતાના બાપળની પેઠે પાળી પોષીને [illegible]

છતાં તે મારી આજ્ઞાનો ભંગ કર્યો. આથી તારા પૂર્વજોને કલંક લાગશે. ત્યારથી સમર્ષીની સંતતિ અનેક પ્રકારની નીચ યોનિમાં જન્મ પામવા લાગી. "ઋષિનું કૂળ અને નદીનું મૂળ" કહે છે તે આથીજ. એમનામાં ત્રિગળ જન્મે છે, ક્ષત્રિય બ્રાહ્મણોની અને બ્રાહ્મણો ક્ષત્રિયની છોકરીઓને સાથે લગ્ન કરે છે. યોનિસંકર ને વર્ણસંકર એમનામાં ઘણો છે. આથી તેમના ગોત્રભેદ જુદા પડ્યા અને તેમની સાથેનો બધી જાતનો અશોદક વ્યવહાર ને શરીરસંબંધ તુટી ગયો. શ્રી વિશ્વકર્માએ પોતાની સંતતિને પણ તાકીદ આપી કે જાતકર્માદિ શુભાશુભ કર્મો પોતાના ઉપાધ્યાયનીપાસેજ કરાવવા. બીજી શાખાનો બ્રાહ્મણો દ્વારા જે કોઈ પોતાના હવ્યકવ્ય કર્મ કરાવે છે તેનામાં બ્રાહ્મણ્ય નથી એમ માનવું. કોઈ તેમ નહીં કરે તો તે કુલઘાતકી શૂદ્ર મહાપાતકી બનીને સો કુતરાની યોનિમાં જન્મશે. અને નરકમાં પડશે. તો પોતાનો ધર્મ વ્યવસ્થિતરીતે સાચવી રાખી પવિત્રતાથી પોતાના કર્મ કરતાં રહેવું કે જેથી આ લોકના તમામ સુખો મળવા સાથે સાયુજ્યપદ પ્રાપ્ત થશે. આવું શ્રીવિશ્વકર્મા ગુરૂનું વચન છે તેને સત્ય માનીને તે પ્રમાણે વર્તન રાખવું.

### ૭૪ शापादि निमित्तथी कलीयुगमां उत्पन्न थती शंकानुं निवारण.

શંકાઃ—પૂર્વોક્ત શાપને લીધે આ કલિયુગમાં વિશ્વકર્મસંતતિમાં પણ સંકર નહીં થયો હોય એમ શા ઉપરથી?

સમાધાનઃ—અમુક કામ સૂધીજ વિશ્વકર્મસંતતિનું બ્રાહ્મણ્ય હતું, એવાં વાક્યો ક્યાંઈજ નથી. भाविष्य-( पद्मपुराणे भूखंडे ततस्तास्मिन्युगे सर्ववर्णाएको भविष्यंतिवै । तदैव-तवसंतत्या भाविता वर्णसंकरः ) આ ઉપરથી બ્રાહ્મણાદિ સર્વ વર્ણનો સંકર થશે ત્યારે તેમનો પણ થશે. અને [ युगे यग स्थिताः सर्वे कला वाधंतयोः स्थिताः । पुराणांतरं शूद्र-कमलाकरे ] આ ઉપરથી 'વિશ્વકર્મ' સંતતિનો બ્રાહ્મણ વર્ણ હોવાથી "કલિમાં સુધ્ધાં ધર્મભ્રષ્ટ નહીં થાય" અંબઋષિ જે પ્રમાણે વિષ્ણુની પ્રીતીને લીધે શાપમુક્ત છે તે પ્રમાણે [ नास्मात्कृत कर्तुर्हिभाविता किंचिदप्रियं ॥ प० भू० ] વિષ્ણુ શિવની પ્રીતિને લીધે વિશ્વકર્મવંશ પણ શાપમુક્ત છે. કેમકે વિષ્ણુની અને શિવની વિશ્વકર્માને

प. भू,-कलौप्राप्तेपियावन्नवर्णानांसकरो भवेत् । तावत्त्वदीयसतत्यांवेदमार्गःस्थिरो भवत ॥

આવી વરોક્તિ હોવાથી ( सर्वेकालियुगस्यांतेभविष्यंतिच्चसंकराः । अग्निपु अ. १६१५ ) આને લીધે કલિ પ્રાપ્ત થાય તો પણ કલિના ચોથા ચરણમાં થનારો સાર્વવર્ણિક સંકર થાય ત્યાંસુધી વિશ્વકર્મ સંતતિમાં વેદમાર્ગ [ બ્રાહ્મણધર્મ ] રહેવાંજ રહેશે અને ( श्रुतिः स्मृतिः सदाचारः स्वस्यच प्रियमात्मनः ॥ एतच्चतुर्विधंप्राहुःसाक्षाद्धर्मस्यलक्षणम् । ) આ મનુક્ત ધર્મજ્ઞાપક ચાર પ્રમાણોઉપરથી જોતાં, તે પ્રમાણે અત્યારે પણ વિશ્વકર્મ સંતતિમાં બ્રાહ્મણધર્મ પ્રત્યક્ષ દ્રષ્ટિગોચર છે.

### ૭૫ तुकारामकृत अभंगोमांथी विश्वकर्मस्तुतिना केटलाक अभंगोनो सारांश.

મુખ્ય વર્ણવાચક બ્રાહ્મણત્વ વિશ્વકર્મ સંતતિનેજ છે; તેથી જગપ્રસિદ્ધ મહાસાધુ તુકારામબુવાએ પંચાલ બ્રાહ્મણ જ્ઞાતિના વર્ણનના ઘણા અભંગ રચ્યા છે; તેમાંના કેટલાક વિશ્વકર્મસ્તુતિપર અભંગોનો સારાંશ.

આ સર્વ બ્રહ્માંડની સુપ્રમાણમાં રચના કરનારા વિશ્વકર્મા અને તેમના મુખમાંથી ઉત્પન્ન થએલા પાંચ બ્રાહ્મણોજ છે છતાં તેનું શ્રેય માત્ર બીજાઓને આપવામાં આવે છે. એમને ભૂલી જઈને ઋષિસંતતિ બ્રાહ્મણોને વંદ્ય માનવામાં આવે છે તેથી આ પંચ વેદમાંના બ્રાહ્મણ મલીન થયા. વિશ્વકર્માથી બ્રહ્મદેવ નિર્માણ થયા એ વેદોની અંદર સૂક્ષ્મ

રીતે જેવાથી માલમ પડી આવે છે. તો આ વિશ્વકર્માને અને પંચ બ્રાહ્મણોને ધન્ય છે એમનું નિત્ય સ્મરણ કરવાથી ભવસાગર તરીજવાય છે.

આ ઋષિસંતતિ બ્રાહ્મણોની ઉત્પત્તિ ચમત્કારિક હોવાથી એ બાજુમાં લક્ષ ન આપવુ. એમણે પોતાના ધર્મનો ત્યાગ કરીને દેવોની તથા ગુરૂની નિંદા ચાલુ કરી અને આ પંચમુખી બ્રાહ્મણોનો તિરસ્કાર કર્યો. તેમને ભૂલી ગયા. તેથી આ બ્રાહ્મણો નિસ્તેજ થયા. પણ તેમની નિંદા ન કરતાં તેઓ સર્વ જાનોને અત્યંત પૂજ્ય છે એમ તુકારામમહારાજ કહે છે.

## ७६ शिल्पकार ब्राह्मणोना अपर पर्याय नामो.

१ विश्वब्राह्मण—આ જાત મુખ્યત્વે કરીને 'વિશ્વબ્રાહ્મણ'ના નામથી સંબોધાય છે. 'विश्वकर्मब्राह्मणः-विश्वब्राह्मणः' આમાં "शाक पार्थिवादीनां सिद्धय उत्तरपदलोप उपसंख्यान म् वा. १३५० सिद्धांत कौमुदी सूत्र ७३१" " આ સત્રપ્રમાણે કર્મ શબ્દનો લોપ થઈ જઈ વિશ્વબ્રાહ્મણ એવો શબ્દ બન્યો છે. આ મધ્યમ પદલોપી સમાસ છે. મધ્યમ પદલોપી સમાસમાં પ્રથમ પદના ઉત્તરપદનો લોપ થાય છે. વિશ્વકર્મા અર્થાત્ શિલ્પકર્મ કરનારો બ્રાહ્મણને વિશ્વબ્રાહ્મણ કહે છે. તેથી

विश्वब्रह्मोपनिषद्–एतेऋषिगणाः सर्वे ते विश्वब्राह्मणाः स्मृताः ॥

मनुसूत्र - विश्वविप्राचरत्संध्या मनुनोक्ता यथाविधिः ॥

આમ કહ્યું છે. બીજો આધાર—

विश्वकर्माभवत्पूर्वं ब्रह्मणस्त्वपरातनुः ॥ द्वितीय इव पद्मभूः । स्कं० पु० काशीखंड अ० ८६

આ ઉપરથી વિશ્વકર્મા એ બીજા બ્રહ્મદેવ છે તેથી તેને વિશ્વબ્રહ્મા એવું નામ હોઈ તેની સંતતીને વિશ્વબ્રાહ્મણ કહે છે. આ નામની બાબતમાં અન્ય પ્રાચીન ગ્રંથોમાં પણ પ્રમાણે છે. સિવાય

Arts & crafts of India & ceylon Page 32-33.

Journal of India Art & Industry no 50.

ઇત્યાદિ ઇંગ્લિશ ઐતિહાસિક ગ્રંથોમાંસુદ્ધાં ઉલ્લેખ આવ્યો છે.

२ आचार्यः—આ જ્ઞાતિનો મૂળ પ્રસિદ્ધ પુરૂષ જે વિશ્વકર્મા એ દેવોનો આચાર્ય હતો. તેને પ્રમાણ—

श्रुति. यजु० २।५।१—विश्वरूपोवैत्वाष्टः पुरोहितो देवानामासीत् ।

वायपुराणे—देवाचार्यस्य महतो धीमतो विश्वकर्मणः ॥

શૃંગેરી મઠની શ્રીશંકરાચાર્યની ગાદીઉપર વિરાજીત થએલા પહેલા અને બીજા આચાર્ય (૧ વિશ્વરૂપાચાર્ય ૨ પૃથ્વીધરાચાર્ય) આ જ્ઞાતિનાજ હતા. એથી કંઈકાળ પર્યન્ત ધર્મગુરૂનો હક્ક આ જ્ઞાતિની પાસેજ હતો. તેથી દક્ષિણ હિન્દુસ્થાનમાં આ જ્ઞાતિને આચાર્ય કહેવાનો આજપર્યન્ત વહીવટ છે. આધાર—

(1) History of Aryan Rule in India P. 129.
(2) Report of the Asst. Arcal Supt for 1909–10.
(3) Salem Indian Collectoraat P. 10.
(4) Tamil and English Dictonary By Dr. Winslow.
(5) jourrnal of Indian Art and Industy No 50.
(6) Caste and Tribes of Southern India.
(7) Caste and Tribes of Bombay.

ઇત્યાદિ ઇંગ્લિશ ગ્રંથોમા છે.

३ पंचालब्राह्मणः—વિ. બ્ર કુ. સંગ્રહ ૧ પૃષ્ટ ૧૬ વિષયા. નં૦૯ અને સં.ગ્ર. ૩ જો પૃ. ૪૯.

४ दैवज्ञब्राह्मण —वि. ब्र. कु. संग्रह १ पृष्ठ ३४ वि. नं २५ अने संग्रह ३ पृ. ४९ जुओ.
५ कण्यंति—वि. ब्र. कु. संग्रह २ पृष्ठ वि. अ. न. जुओ
६ रथकार ब्राह्मणः—वि. ब्र. कु. संग्रह २ पृ. ३७ वि. अ. नं ४०–४१ संग्रह ३ पृ. ३८
७ सौधन्वब्राह्मणु —वि. ब्र. कु. संग्रह २ पृष्ठ ६१ वि. अ. नं. ५०-५१ जुओ.
८ पौरुषे ब्राह्मण —वि. ब्र. कु. संग्रह २ पृ. ६५ वि. अ. नं. ६५ जुओ
९ जाराज —वि. ब्र. कु. संग्रह ३ पृ. २९ जुओ

१० कंनाली अार कमाल्लर —आ नामो तेलगु भाषामां अने तामिल भाषामां प्रचलित छे ए बाबतनो उल्लेख वि. ब्र. कु. संग्रह ३ पृ. ५४ टीप नं. २ अने संग्रह ४ पृ. १५ पृ. २० मा आवेलो छे.

११ अर्कशाली—आना अपभ्रंश कानडी भाषामां 'अकसाल्' एवो थयो छे. अर्कशाली (विश्वज्ञ) प्रमाण—

विश्वब्रह्मपुराण-अर्कशाली विरक्तश्च पृथकतुल्य पराक्रमः ॥ ८०

अर्क एटले सूर्य ने शाली एटले तेजस्वी. प्राचीन काळमां आ ज्ञातिना लोक सूर्यना जेवा तेजस्वी एटले तपस्वी कर्मनिष्ठ हता तेथी आ नाम पडयुं छे.

१२ जांगिडाब्राह्मणः —"अंगिरसः जिंगिडः अथ० १९" आ अथर्ववाक्यप्रमाणु उपरथी अंगिरा अने जांगिडा आ बन्ने शब्द एक अर्थवाचक छे अने

आश्वलायन सर्वानुक्रमणिका षड्गुरुभाष्ये–विश्वकर्मण आंगिरसवंशजत्वं ऋषिगोत्रत्वंच ॥

आ प्रमाणु उपरथी विश्वकर्मा ए आंगिरस कुलोत्पन्न होइ अंगिरा ऋषिनी अने आंगिरसनी (वि. ब्र. कु. संग्रह २ पृष्ठ १०-११) आग्नेय तथा स्थपति संज्ञाउपरथी अंगिरा अने आंगिरस ए उभय शिल्पकर्ता होवाथी जांगिडा ब्राह्मणु एवुं नाम पडयुं छे. पं. परशुराम नाथ्र कृत ब्राह्मणगोत्रप्रदीप पृ. ११६.

१३ धीमान्ब्राह्मण-वादककारनु अध्याय २–अपः ...क्रतुः । धीः शिल्प । इति षड्विंशति कर्मनामानि—आ प्रमाणुउपरथी धी अने शिल्प आ शब्द द्वय एकार्थवाचक छे. धी शब्द 'ध्यै' धातुमांथी थयो छे तेथी तेनो अर्थ ध्यान एवो थाय छे. शिल्पनी कोइपणु वस्तुनी रचना ध्यानसिवाय थती नथी (संग्रह १ पृष्ठ १७ अने ३९ जुओ) शिल्पने धी एवुं नाम होवाथी ध्यान रुप शिल्प करनारा ब्राह्मणु शिल्पीने धीमान एवुं नाम पडयुं छे. बीजुं प्रमाणु—

एवं दीक्षित आचार्यः पंचशिल्पविचक्षणः ॥ लोकोपकारकृध्दीमान वि पु. अ. ३० श्लो. २२

आ प्रमाणे दीक्षा लेनार, आचार्य पंचशिल्पी (मनु, मय, त्वष्टा, शिल्पी, दैवज्ञ) पंडित लोकोउपर उपकार करनारा 'धीमान' छे. धीमान ब्राह्मणु मासिकपत्र वर्ष ५ अंक २ पृष्ठ १९-२०-२१ अने विश्वकर्मवंशीय ब्राह्मणुनिर्णय भाग १ २-३ जुओ.

१४ कोकास (पंचाल) ब्राह्मण—आ नामसंबंधे अमने विशेष साधार हकीकत मळी नथी. परन्तु काव्यालंकार भूषणु विष्णु बाळकृष्णु जोशी कजकर नामना गृहस्थे अमारा 'विश्वब्रह्म' नामना मासिकपत्रने माटे मोकलावेला लेखउपरथी थोडीक माहिती मळे छे ते आ प्रमाणे—

पूर्वे गौतम ऋषि तप करवा बेठा हता ए वखते तेमना सिद्धाश्रममां विहरता निर्वैर पशुओनो एक राजाए वध कर्यो. आथी गौतम ऋषिए गुस्से थइने एक राजाने तुं कृमिपुंज थइजशे एवो शाप दीधो. राजानी गति खराब थइ. ते कृमिपुंज

(કીડાઓનો સમૂહ) બની ગયો. અત્યંત દીનતાથી પ્રાર્થના કરતાં ઉ:શાપ મળ્યો કે, તું ફકત રાત્રીએજ કૃમિપુંજ બનશે. ત્યાર પછી એક દહાડો એલ રાજા હમણાંના વેરૂળની પંચકોશીમાં મૃગયા રમવા ગયો. તૃષાથી પીડાતાં તેણે અરણ્યમાંના ગોષ્પદમાંનું પાણી પોતાના મ્હોંએ લગાડયું. રાત્રે તેટલોજ ભાગ કૃમિરહિત થયો. તેની રાણી માણકાવતીએ આ ચમત્કાર જોઈને સવારે રાજાને પછયું પણ કંઈજ નિશ્ચય થયો નહીં. અખેર માણકાવતીએ પૂર્વસ્થળે જઈને પાણીનો શોધ કર્યો. પણ તે પ્રાચીન ચમત્કાર પ્રહારક તીર્થ બ્રહ્મસરોવરસ્થ પુણ્યજળ ત્યાંજ અંતર્હિત થયું હતું. રાજાએ રાણીએ ભગવાન્ ગૌતમની અને ગૌતમે બ્રહ્મદેવની પ્રાર્થના કરી અને ઈન્દ્રાદિ દેવે ત ઠકાણે પેલું પુણ્યજળ નિર્માણ કર્યું. રાજાએ તે જળમાં સ્નાન કર્યું. તરતજ તેનો દેહ પુર્વવત બના ગયો. ને એ નિબિડ અરણ્યમાં તેણે પોતાના નામથી એલાપૂર(વેરૂળ) નામનુ નગર વસાવ્યું. આ વેરૂળ પૈઠણની નજીકમાં છે ને ત્યાથી ગૌતમનો આશ્રમ ૨૦ માઇલને છેટે છે. હમણા એને 'ગોનાળે' નો ડુંગર કહે છે. આ વેરૂળનો ગુફામાંજ શ્રીભગવાન્ ત્વષ્ટા વિશ્વકર્માના અવતારનું વિશ્રાન્તિસ્થાન છે. એકવાર એલરાજાની રાણી માણકાવતીએ ત્રૈલોક્યાદ્ભુત દર્શનની ઈચ્છા કરવાથી એલ રાજાએ દેવતાઓની સહાયતાથી

तदा राजा समानीतो कोकसो विश्वकर्मजः ॥

રાણીનો એવો શુભનિશ્ચય જોઈને રાજાએ વિશ્વકર્માના પુત્ર કોકાસને બોલાવ્યો. રાજાએ કોકસની પ્રાર્થના કરી તેને શિલ્પકલાસંપન્ન એવું વિશ્વ અલ્પ સમયમાંજ બતાવવાની વિનંતિ કરી.

अथ तेन कृतं सर्वं यदुक्तं चैलजायया ॥ नानाचित्रैः संयुतानि भुवनानि चतुर्दश ॥

ત્યારબાદ એ દેવશકિતમંતે કોકસએ એલરાજાની ભાર્યાએ કહેલી નાનાપ્રકારની ચિત્રવિચિત્ર આકૃતિથી યુકત એવા ચતુર્દશ ભુવનાત્મક વિશ્વ સ્થિર રચીને તેને બતાવ્યું. તે ત્રૈલોકયાદ્ભુત દર્શન સમાગિરિગ્હ્વરમાં અવલોકન કરીને

ननर्तप्रजहर्षाथशिवगाथामगायत ॥ शिवालय माहात्म्य

આનંદમાં આવી જઈને શિવશંકરનુ ગુણવર્ણન કરતાં કરતાં માણકાવતી નૃત્ય કરવા લાગી. આ કથાનકમાં ભગવાન્ વિશ્વકર્માને કોકસ નામનો એક પુત્ર હતો એવું જણાય છે તો તેનાજ નામઉપરથી કોકાસ આ નામ પડયું હશે. વિશ્વબ્રહ્મવૃત ઓગષ્ટ ૧૯૮૫ વર્ષ ૯ અંક ૭

૧૫ टांकः—તક્ષા નામનો વિશ્વકર્માને એક પુત્ર હતો. । मनुर्मयस्तथात्वष्टा तक्षा शिल्पीच पंचम ॥ प० તાસનારાઓને તક્ષા કહે છે. તક્ષાનો અપભ્રંશ ટાંક થયો છે. ટાંક શિલ્પીઓંકા વંશનિર્ણય.

૧૬ कर्मकारः—લોહકારોમે બ્રાહ્મણ બ્રહ્મનિયે લુહાર. બંગાલમાં આ જાત કર્મકારના નામથી પ્રસિદ્ધ છે. સ્વર્ણકારોમેં બ્રાહ્મણ બ્રહ્મનિઆ સુનારને કોઈ કોઈવાર પંચાલ બ્રાહ્મણ પણ કહે છે. પંડિત પરસુરામશાસ્ત્રીકૃત બ્રાહ્મણવશેનિવૃત્તમ પૃ. ૧૮૧

૧૭ ओझाः—આ ઉપાધ્યાય શબ્દનો અપભ્રંશ છે. કોકાસ, ટાંક, ખાતી, અપરોલિયા, બ્રાહ્મણ બઢાઇયા મથુરીઆ, ઓઝા વગેરે આદિબ્રાહ્મણ છે. વિશ્વકર્મવંશ નિર્ણય પૃ.૧૯૧અને

The Tribes and Castes of the N. W. P. and Oudh By W. Crooke B. A. Vol 1 Page 191 Line 33 to 36

बभुवु शिल्पिनः सर्वे शिल्पवेद परायणाः ॥

नानादेशकृताबासा नानाध्यानं समुद्भवः ॥ १ ॥

शकरावामे विश्वकर्मा

## अगाउथी आश्रय दाताओंने विशेष जाहेरनी विनंतिपूर्वक प्रार्थना.

વિશ્વકર્મકુળોત્પન્ન અગર શિલ્પકાર બ્રાહ્મણોના ઇતિહાસ સહિત [illegible] આ ગ્રંથ હિંદી અને ગુજરાતી ભાષાંતર સાથે છાપવાનું કામ શરૂ કરીને બે વર્ષ થયા એ આશ્રયદાતાઓને ખબર છેજ. ગ્રંથોનું ભાષાંતર અને છાપવું વિગેરે કામને માટે કેટલા પૈસાની અને મેહેનતની જરૂર છે. એ અનુભવશિવાય સમજવું કઠણ છે. કારણ બેઉ ભાષાઓ વ્યાકરણ શુદ્ધ જાણનારા સારા વિદ્વાનો તરફથીજ આ ભાષાંતર કરવામાં આવ્યું છે. એવા વિદ્વાનો અહિયાં ઘણા થોડા હોય છે. વળી એવા માણસોને બીજા ઘણા કામો હોવાથી તેઓ તરફથી ભાષાંતર વખતસર મળતું નથી. વળી ભાષાંતરનેમાટે, કંપોઝ, પ્રિંટિંગ, કાગળ, શાહી, વિગેરે માટે રોકડા અને વખતસર પૈસા આપવા જોઈએ. ઉધાર અગર કાલે પરમ દહાડે એમ કહીએ તો ચાલતું નથી. તેથી એવા કામને માટે મોટી રકમની જરૂર હોય છે. તે અમારી પાસે નથી. કેવળ આશ્રયદાતાઓનો વધારે આશ્રય મળવાથી આ કાર્ય જલદી થશે એવા હેતુથી શરૂઆતમાં અમે કરજ કાઢી, હિંદી ગુજરાતી ટાઈપ, કાગળ ખરીદ કરી મોટા ઉત્સાહથી આ કામનો આરંભ કીધો. પણ 'મનસા ચિંતિતં કાર્યં દૈવ અન્યત્ર ચિંતયેત્' આ કહેવતનો અમને પૂર્ણ અનુભવ આવ્યો, કારણ ઘણા આશ્રયદાતાઓ તરફથી મદદ મળી નથી. તેથી સહુજ ગ્રંથ છાપવાના કામને વિલંબ થયો. વળી કેટલાએક વિઘ્નસંતોષી લોકોએ સમાજમાં અમારી નિંદા કરવાની કોશેશ કીધી એમ અમને માલમ થયું છે. તેથી અમે આપના સર્વ શિલ્પકાર બાંધવોને જાહેર કરીએ છીએ કે, આપના ધર્મસંબંધી પ્રાચીન ગ્રંથોનો શોધ કરવો, સંગ્રહ કરવો, ભાષાંતર કરવું, ગ્રંથ અને ગ્રંથાધાર છાપી પ્રસિદ્ધ કરવા, વિગેરે સમાજ સેવા કરવાનો અમારો ધંધો છે. તેમાટે અગાઉથી પૈસા લઈ તે ખાઈ જવા અને તેને બદલે ગ્રંથ ન આપવા એ સમાજ સેવા કરનારાઓની તો ફરજ ખાસ નથી. તેથી બધા આશ્રયદાતાઓને હમેશને માટે ખરા દીલથી એમ જણાવિએ છે કે આ ગ્રંથજ નહિ પણ આ શિવાય બીજા ઘણા સમાજોપયોગી ગ્રંથો હિંદી અને ગુજરાતી ભાષાંતર સાથે અમે પ્રસિદ્ધ કરવાના છીએ. આ કાર્ય ઈશ્વરઉપર ભરોસો રાખી અને મનમાં સદિચ્છા રાખી ચલાવ્યું છે. તે યશસ્વી કરનાર પરમેશ્વર સમર્થ છે. આજ અમે આ ગ્રંથના બે ભાગ પુરા કરી આશ્રયદાતાઓને મોકલીએ છીએ તેનો પ્રેમથી સ્વીકાર કરશો. બીજા ત્રણ ભાગ પ્રસિદ્ધ કરવાની કોશેશ ચાલુ છે. તે જલદી પ્રસિદ્ધ થવા માટે દયાળુ આશ્રયદાતાઓએ શક્ય તે મદદ કરવી એવી અમારી નમ્ર પ્રાર્થના છે.

સૂચના:—આ ગ્રંથમાં દોષ ન રહે એ વિષે યથાવકાશ જેટલો પ્રયત્ન થાય એટલો કર્યો છે. તો પણ કંઈ ન્યૂનતા હોય અગર હસ્ત દોષને લીધે અગર નજર ભૂલથી કે મુદ્રણ દોષ રહ્યા હોય તે માટે વિદ્વજ્જન ક્ષમા કરશે એવી દૃઢ આશા છે. ગ્રંથને છેડે શુદ્ધિપત્ર આપવાના છીએ.

ભાગશાસ્ત્રી રાવજીશાસ્ત્રી ક્ષીરસાગર.
સંપાદક વિશ્વબ્રહ્મવૃત્ત.
૩૯૯ ગણેશ પેઠ, પુના સિટી.